શ્રી જૈન કલા-સાહિત્ય સંશોધક કાર્યાલય સિરિઝ નં. ૫

# पवित्रकल्पसूत्र

મૂળ પાઠ, ~~ચૂર્ણિ, નિર્યુક્તિ તથા પૃથ્વીચંદ્રસૂરિ કૃત ટિપ્પણ~~, પાઠાંતરો,
ગુજરાતી ભાષાંતર તથા ભાષાંતરમાં આવેલા અઘરા શબ્દોનો કોષ
( ૩૭૪ રંગીન તથા એકરંગી ચિત્રો સહિત )

સંપાદક :
વિદ્વદ્વર્ય મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજી

ગુજરાતી ભાષાંતર તથા અઘરા શબ્દોનો કોષ :
પંડિત બહેચરદાસ જીવરાજ દોશી વ્યાકરણશાસ્ત્રી

ચિત્રવિવરણ :
સારાભાઈ મણિલાલ નવાબ



પ્રાપ્તિસ્થાન
સારાભાઈ મણિલાલ નવાબ · છીપામાવજીની પોળ · અમદાવાદ

વિ. સં. ૨૦૦૮ ઃ ઈ. સ. ૧૯૫૨



અઢીસો પ્રતમાં મર્યાદિત આ આવૃત્તિની
આ પ્રત ૩૨૭મી છે.

મૂલ્ય : ~~[illegible]~~ બસો રૂપિયા



મુદ્રક • જયંતિલાલ દોલતસિંહ રાવત • દીપક પ્રિન્ટરી • ૨૭૭૧/૧ રાયપુર દરવાજા પાસે • અમદાવાદ
પ્રકાશક • સારાભાઈ મણિલાલ નવાબ • માંડવીની પોળમાં છીપામાવજીની પોળ • અમદાવાદ

સમર્પણ

મારાં સ્વર્ગસ્થ માતાપિતાને



—સારાભાઈ મણિલાલ નવાબ

# નિવેદન

## ॥ શ્રી વીતરાગાય નમઃ ॥

ગુજરાતની જૈનાશ્રિત ગ્રંથસ્થ ચિત્રકળાનો ઇતિહાસ મેં સૌથી પ્રથમ ઈ. સ. ૧૯૩૬માં મારા "જૈન ચિત્રકલ્પદ્રુમ" નામના ગ્રંથમાં ૩૦૦ ચિત્રો સાથે ગુજરાતી ભાષામાં રજૂ કરેલો છે. ત્યાર પછી ઇ. સ. ૧૯૪૦માં "જૈન ચિત્રકલ્પલતા" માં, ઈ. સ. ૧૯૪૧માં, "શ્રી ચિત્રકલ્પસૂત્ર"માં, ઈ. સ. ૧૯૪૯માં "શ્રી કાલકકથા સંગ્રહ"માં, ઇ. સ. ૧૯૫૦માં, Jain Miniature Paintings from Western India નામના મુંબઇના પ્રિન્સ ઑફ્‌વેલ્સ મ્યુઝિયમના ક્યુરેટર ડૉ. મોતીચંદ્ર દ્વારા સંપાદિત ગ્રંથમાં ૨૯૨ ચિત્રો સાથે ઇંગ્લીશ ભાષામાં તથા ઈ. સ. ૧૯૫૧માં "જૈન ચિત્રાવલી" અને "જૈસલમેરની ચિત્રસમૃદ્ધિ" નામના વિદ્વદ્વર્ય ગુરુદેવ પુણ્યવિજયજી દ્વારા સંપાદિત ગ્રંથરત્નોમાં મારી જાણમાં આવેલી ગુજરાતની જૈનાશ્રિત ગ્રંથસ્થ ચિત્રકળાની સામગ્રી રજૂ કરેલી છે. આ બધા ગ્રંથોમાં રજૂ કરવામાં આવેલી ચિત્રસામગ્રી ઉપરાંત પણ મને મળી આવેલી ચિત્ર સામગ્રીનો કેટલોક ભાગ પ્રસ્તુત ગ્રંથમાં પ્રથમ જ વાર મેં પ્રસિદ્ધ્ કરવાનું યોગ્ય ધાર્યું છે.

ગુજરાતની જૈનાશ્રિત ગ્રંથસ્થ ચિત્રકળાના નમૂનાઓ મુખ્યત્વે કરીને શ્વેતાંબર જૈનોના કલ્પસૂત્ર અને કાલકકથા નામના બે ધાર્મિક ગ્રંથોની તાડપત્રીય અને કાગળની હસ્તપ્રતોમાં મળી આવે છે. કાલકકથાની હસ્તપ્રતોમાં આવેલા ચિત્રોના ૮૯ નમૂનાઓ તથા જુદાજુદા આચાર્યોએ સંસ્કૃત, પાકૃત અને પ્રાચીન ગુજરાતી ભાષામાં રચેલી છત્રીશ કાલકકથાઓ તેના મૂળ તથા ભાષાંતર સાથે મેં મારા "શ્રી કાલકકથા સંગ્રહ" નામના ગ્રંથમાં પ્રસિદ્ધ કરેલી છે. અને કલ્પસૂત્રની સેંકડો હસ્તપ્રતોમાંથી કળાની દૃષ્ટિએ ચૂંટી કાઢેલી ૨૮ હસ્તપ્રતોમાંથી ૩૭૪ ચિત્રો, કલ્પસૂત્રનો મૂળ પાઠ, તેનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર અને પારિભાષિક શબ્દોનો કોષ વગેરે આ ગ્રંથમાં મેં પ્રથમ જ વાર પ્રસિદ્ધ કરેલ છે.

"જૈન ચિત્રકલ્પદ્રુમ" ગ્રંથમાં મેં આ કળા સામગ્રીનો ઇતિહાસ રજૂ કર્યા પછી મને જે જે મહત્વની નવી કળા સામગ્રી મળી આવી છે, તે આ પ્રમાણે છેઃ

### પ્રાચીન તાડપત્રની કળાનો પ્રથમ વિભાગ
[વિ. સં. ૧૧૧–થી ૧૩૫૬ સુધી]

તાડપત્રની ચિત્ર વગરની જૂનામાં જૂની પ્રત લગભગ દસમાં સૈકામાં લખાએલી વિશેષાવશ્યક ભાષ્યની જૈસલમેરના કિલ્લામાં આવેલા શ્રી જિનભદ્રસૂરી જ્ઞાનભંડારમાં આવેલી છે, અને મળી આવેલા જૂનામાં જૂના ચિત્રોના નમૂનાઓ શ્વેતાંબર સંપ્રદાયની

"શ્રી ભગવતી સૂત્ર"ની પ્રતમાં કે જે પ્રત ડભોઈના વિજયજંબુસૂરીશ્વરજીના ભંડારમાં વિ. સં. ૧૧૧-( ઈ. સં. ૧૦૫૩ થી ૧૦૬૨ ) ના કારતક સુદિ ૬ રવીવારના દિવસે લખાએલી છે, તેમાં ૭ ચિત્રાકૃતિઓ મળી આવેલી છે. પછી વિ. સં. ૧૧૫૭માં લખાએલી 'નિશીથ-ચૂર્ણિ'ની પ્રતથી શરૂ કરીને ખંભાતના શાંતીનાથના ભંડારમાં આવેલી "પર્યૂષણા કલ્પ"ની પ્રત મધ્યેના બે ચિત્રોની નોંધ મેં "જૈન ચિત્રકલ્પદ્રુમ" ગ્રંથના પાના ૪૦-૪૧ ઉપર કરેલી છે.

## પ્રાચીન તાડપત્રની કળાનો દ્વિતીય વિભાગ

[વિ. સં. ૧૩૫૭ થી ૧૪૫૬]

ગુજરાતની જૈનાશ્રિત કળાના તાડપત્રીય ચિત્રોના દ્વિતીય વિભાગની શરૂઆત વિ. સં. ૧૩૫૭થી થાય છે. પરંતુ જેના ઉપર તારીખ નોધાંએલી છે એવી તાડપત્રની ચિત્રવાળી પ્રત વિ. સં. ૧૪૧૮ પહેલાંની મળી નથી. ગુજરાતની જૈનાશ્રિત કળાના તાડપત્ર ઉપરના સુંદરમાં સુંદર ચિત્રો આ સમય દરમ્યાનમાં જ મળી આવે છે. વિ. સં. ૧૪૧૮ માં લખાએલી પ્રત ફલોધી (મારવાડ) નિવાસી સ્વર્ગસ્થ શ્રીમાન ફુલચંદજી ઝાબકના સંગ્રહમાં છે, જેમાં પાંચ ચિત્રો ચીતરેલાં છે. વિ. સં. ૧૪૨૭માં લખાએલી બીજી એક પ્રત અમદાવાદના ઉજમફોઈની ધર્મશાળાના ગ્રંથ ભંડારમાં આવેલી છે, જેમાં ૭ ચિત્રો ચીતરેલાં છે (ચિત્ર નં. ૨૧, ૨૩ થી ૨૬ અને ૪૯) આ પ્રત કલ્પસૂત્ર અને કાલકકથાની છે. ત્રીજી એક પ્રત આ સમયની તારીખ વગરની, ઈડરના શેઠ આણંદજી મંગલજીની પેઢીના તાબાના ગ્રંથ-ભંડારમાં આવેલી છે. જેમાં લગભગ ચિત્ર ૩૪ છે, તેમાંથી ૨૦ ચિત્રો આ ગ્રંથમાં રજૂ કરવામાં આવ્યાં છે (ચિત્ર નં. ૨૭ થી ૪૪ સુધી તથા ૫૫ અને ૫૬). તારીખ વગરની આ જ સમયની બીજી બે પ્રતોના ચિત્રો મારા પોતાના (સારાભાઇ નવાબના સંગ્રહમાં છે.) (ચિત્ર ૨૨ અને ૪૫, ૪૭ તથા ૫૦ થી ૫૪). તાડપત્રની પ્રત ઉપર સોનાની શાહીથી ચીતરેલાં ચિત્રો ઇડરની પ્રતમાં જ મળી આવ્યાં છે, જ્યારે મારા સંગ્રહની તાડપત્રની બે પ્રતો પૈકીની એક પ્રતમાં રૂપાની શાહીનો ઉપયોગ ચિત્રો ચીતરવામાં કરેલો છે (ચિત્ર નં. ૨૨, ૫૧, ૫૩ અને ૫૪).

## ગુજરાતની કાગળ ઉપરની જૈનાશ્રિત કળા

[ વિ. સં. ૧૪૦૩ થી ૧૫૫૬ સુધી ]

કાગળ ઉપરની ચિત્ર કામવાળી પ્રતોમાં સૌથી જૂનામાં જૂની કલ્પસૂત્રની તારીખ-વાળી પ્રત મુંબાઈના શાહ સોદાગર શેઠશ્રી કીલાચંદ દેવચંદના સંગ્રહમાં છે, જેના ઉપર સંવત ૧૪૦૩માં તે લખાયાની નોંધ છે. આ પ્રતમાં ૩૬ ચિત્રો છે. ત્યાર પછી સંવત ૧૪૨૪મા લખાએલી દસ ચિત્રો વાળી પ્રત મુંબઈના ભારતીય વિદ્યાભવનમાં આવેલી છે. (ચિત્ર ન ૫૭ તથા ૫૮) વિ. સં. ૧૪૫૫માં લખાએલી શ્રી પાર્શ્વનાથ ચરિત્રની પ્રત પાટણના શ્રી હેમચદ્રાચાર્ય

જ્ઞાનમંદિરમાં છે (ચિત્ર નં. ૫૯ થી ૬૧). વિ. સં. ૧૪૬૩માં લખાએલી 'કાલકકથા'ની પ્રત પાટણના હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરમાં છે (જૂઓ 'શ્રી કાલકકથા સંગ્રહ'માં ચિત્ર નં. ૧૯). સંવત ૧૪૬૮માં લખાએલી સુંદરમાં સુંદર વીસ ચિત્રોવાળી 'કલ્પસૂત્ર અને કાલકકથા'ની હસ્તપ્રત મને તાજેતરમાં જ પ્રાપ્ત થએલી હોવાથી આ ગ્રંથમાં હું તેનાં ચિત્રો પ્રસિદ્ધ કરી શકયો નથી, પરંતુ મારા તરફથી, એકાદ વર્ષમાં હવે પછી પ્રસિદ્ધ થનાર Master pieces of Kalpsutra Paintings માં લગભગ બધાંયે ચિત્રો મૂળ રંગમાં પ્રસિદ્ધ થનાર છે, તે તરફ કળાપ્રેમીઓનુ લક્ષ ખેંચાવાની રજા લઉં છું. વિ. સં. ૧૪૭૨ માં લખાએલી 'કાલકકથા'ની પ્રત લીંબડીના શેઠ આણંદજી કલ્યાણજીના ભંડારમાં આવેલી છે (જૂઓ "શ્રી કાલકકથા સંગ્રહ"માં ચિત્ર નં. ૨૦) વિ. સં. ૧૪૭૩માં લખાએલી કલ્પસૂત્રની એક પ્રત જીરા (પંજાબ)ના ભંડારમાં આવેલી છે (ચિત્ર નં. ૭૨ થી ૧૦૯ સુધી). વિ. સં. ૧૪૭૩માં જ લખાએલી બીજી એક કાલકકથાની પ્રત ફલોધી નિવાસી સ્વર્ગસ્થ શ્રીમાન ફૂલચંદજી ઝાબકના સંગ્રહમાં છે (જૂઓ 'શ્રી કાલકકથા સંગ્રહ'માં ચિત્ર નં. ૨૩ થી ૨૬ સુધી). ત્રીજી પ્રત વિ. સં. ૧૪૭૩માં લખાએલી અમદાવાદમાં સારાભાઈ નવાબના સંગ્રહમાં છે (જૂઓ "શ્રી કાલકકથા સંગ્રહ"માં (ચિત્ર નં. ૨૧, ૨૨ તથા ૨૭ થી ૪૩ સુધી). ચિત્રકાર દેઈયાકે ચીતરેલાં ચાર ચિત્રોવાળી, સંવત ૧૪૭૩માં જ લખાએલી ચોથી પ્રત સારાભાઇ નવાબના સંગ્રહમાં છે. તારીખ વગરની લગભગ ૧૪૫૦ થી ૧૪૭૫ની મધ્યમાં લખાએલી કલ્પસૂત્રની એક પ્રત પાટણના શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરમાં છે (ચિત્ર નં. ૬૨ થી ૭૧ તથા ૭૮ થી ૮૧ સુધી). વિ. સં. ૧૪૮૯ (ઈ. સ. ૧૪૩૨ માં) લખાએલી વીશ ચિત્રવાળી પ્રત અમદાવાદમાં શ્રીમાન ગૌતમભાઈ સારાભાઈના સંગ્રહમાં છે અને વિ. સં. ૧૪૮૯ માં જ લખાએલી સુંદર ચિત્રોવાળી બીજી એક પ્રત મુંબઇના શાહ સોદાગર શેઠ કીલાચંદ દેવચંદના સંગ્રહમાં આવેલી છે. વિ. સં. ૧૪/૧૦૦ (૧૫૦૦)માં લખાએલી કલ્પસૂત્રની પ્રતના કેટલાંક છૂટાં ચિત્રો જાણીતા પારસી કલાવિવેચક મારા સ્નેહીશ્રી કાર્લ ખંડાલાવાલાના સંગ્રહમાં છે. તારીખ વગરની સુંદરતમ ચિત્રોવાળી, વિ. સં. ૧૪૫૦ થી વિ સં. ૧૫૦૦ ની આસપાસમાં લખાએલી પ્રત પાટણના શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરમાં છે (ચિત્ર નં. ૧૧૪ થી ૧૨૫, ૧૫૦ થી ૧૫૯ તથા ૧૮૬ થી ૧૮૭). વિ. સં. ૧૫૦૩ મા લખાએલી 'કાલકકથા'ની પ્રત વિદ્વદ્વર્ય ગુરૂદેવ શ્રી પુણ્યવિજયજીના સંગ્રહમાં છે (જૂઓ 'શ્રી કાલકકથા સંગ્રહ'માં ચિત્ર નં. ૪૫ થી ૪૯). વિ. સં. ૧૫૧૧ માં લખાએલી 'કાલકકથા'ની અગિયાર ચિત્રોવાળી પ્રત અમદાવાદમાં સારાભાઇ નવાબના સંગ્રહમાં છે (જૂઓ શ્રી કાલકકથા સંગ્રહમાં ચિત્ર નં. ૫૬ થી ૬૧, ૬૩ થી ૬૬).

વિ. સં. ૧૫૧૪ના માહ સુદિ ૨ ને સોમવારના રોજ લખાએલી સુવર્ણાક્ષરી કલ્પસૂત્રની પ્રત લીંબડીના શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના ભંડારમાં છે (ચિત્ર નં. ૧૯૨ તથા ૧૯૩). વિ. સં. ૧૫૧૬ના માહ સુદી ૬ના દીવસે લખાએલી અને ચિત્રકાર સારંગે ચીતરેલી કલ્પસૂત્રની સુવર્ણાક્ષરી પ્રત અમદાવાદના ડહેલાના ઉપાશ્રયના ભંડારમાં છે (ચિત્ર નં. ૧૯૦ અને ૧૯૧ તથા ૨૧૮ અને ૨૧૯). વિ. સં. ૧૫૧૬ના ફાગણ સુદિ ૧૦

ના દિવસે લખાએલી સુવર્ણ—રૌપ્યાક્ષરી 'કલ્પસૂત્રની' ની પ્રત અમદાવાદના ડહેલાના ઉપાશ્રયમાં જ આવેલા શ્રી ચંચલબાઈના ભંડારમાં આવેલી છે (ચિત્ર નં. ૧૮૮–૧૮૯ તથા ૨૨૪–૨૨૬ અને ૨૫૦–૨૫૧). વિ. સં. ૧૫૨૨ માં જોનપુરમાં લખાએલી સુવર્ણાક્ષરી પ્રત વડોદરાના શ્રી આત્માનંદ જ્ઞાનમંદિરમાં આવેલા શ્રી હંસવિજયજી શાસ્ત્ર સંગ્રહમાં છે (ચિત્ર નં. ૧૯૦ થી ૧૯૫, ૧૯૪ થી ૨૧૭, ૨૫૮, ૨૫૯, ૨૬૧, ૨૬૪, ૨૬૫, ૨૭૪, ૨૭૫) તારીખ વગરની લગભગ પંદરમા સૈકાના અંત ભાગની સ્વર્ગસ્થ શ્રી કુસુમચંદ્રસૂરીશ્વરજીના સગ્રહમાં પણ એક સુવર્ણાક્ષરી પ્રત છે. તેમાંથી ચિત્ર નં. ૨૪૧, ૨૬૨, ૨૬૩, ૨૬૬, ૨૬૭ તથા ૨૭૦ થી ૨૭૨) અત્રે રજૂ કરેલાં છે. સારાભાઈ નવાબના સંગ્રહમાં સોળમા સૈકાના શરૂઆતના સમયની, પાને પાને સુંદર સુશોભનોવાળી, કલ્પસૂત્રની એક હસ્તપ્રત જે તાજેતરમાં જ પ્રાપ્ત થએલી છે તેના નમૂનાઓ તથા ચિત્રો Masterpieces of Kalpsutra Paintings માં હવે પછી પ્રસિદ્ધ થશે. અમદાવાદના કાપડના જાણીતા વહેપારી શેઠ હીરાચંદ રતનચંદની પેઢીવાળા મારા મિત્ર શ્રીયુત્ જયંતિલાલ જેશિંગભાઈની પાસે પણ કેટલીક કલ્પસૂત્રની ચિત્રવાળી હસ્તપ્રતો છે. આ ઉપરાંત મારા જોવામાં આવેલી સુવર્ણાક્ષરી તથા કાળી શાહીથી લખાએલી સેંકડો હસ્તપ્રતોની નોંધ માત્ર અત્રે આપવાથી પણ બહુજ વિસ્તાર થઈ જાય તેમ હોવાથી નજદીકના ભવિષ્યમાં સમય અને સગવડ પ્રાપ્ત થએથી 'કલ્પસૂત્રની ચિત્રકળાનો ઇતિહાસ' લગભગ એકસો ચિત્રવાળી હસ્તપ્રતો પરથી તૈયાર કરવાનો મારો વિચાર છે, એટલુ જ અત્રે જણાવવાની રજા લઉં છું.

મારા આ પ્રકાશનકાર્યમાં અગાઉથી ગ્રાહક થઇને સહાયક થવા માટે શેઠ માણેકલાક ચુનીલાલ શાહ જે. પી., શેઠ કાંતીલાલ ઇશ્વરલાલ મોરખીયા જે. પી., શેઠ હેમચંદ મોહનલાલ ઝવેરી તથા તેઓશ્રીના બંધુઓ, શેઠ ધીરજલાલ જીવણલાલ વગેરે મુંબાઈના શ્રીમાનો તથા અમદાવાદના સર ચીનુભાઇ વગેરેનો આ તકે ઉપકાર માનુ છુ અને ઇચ્છું છું કે મારી ભવિષ્યની સાહિત્ય પ્રકાશનની પ્રવૃત્તિમાં પણ તેઓ સહાયક થશે.

પાટણના સમગ્ર જ્ઞાનભંડારો તથા જેસલમેર વગેરે સ્થળોના જ્ઞાનભંડારોના બારીક નિરીક્ષક અને મારી દરેક સાહિત્ય પ્રવૃત્તિમાં તન અને મનથી પોતાની નાજુક તબીયતની પરવા નહિ કરનાર વિદ્વદ્વર્ય ગુરૂદેવ શ્રી પુણ્યવિજયજીનો તો કયા શબ્દોમાં આભાર માનું તેની સમજણ જ પડતી નથી. તેઓશ્રીએ આ ગ્રંથમાં પ્રકાશિત કરેલ કલ્પસૂત્ર (બારસાસૂત્ર) ના મૂળપાઠો, ચૂર્ણિ, નિર્યુક્તિ તથા પૃથ્વીચંદ્રસૂરિ કૃત ટિપ્પણ, તેના પાઠાંતરો તથા તેનો કોષ તૈયાર કરવામા જે મહેનત કરી છે અને આ પ્રકાશનને સર્વાંગસુંદર કરવા માટે મને જે વારેઘડીએ સુચનાઓ આપ્યા કરી છે તે માટે હું તેઓશ્રીનો ઋણી છું અને રહીશ.

એ ઉપરાંત આ ગ્રંથમાં પ્રસિદ્ધ થએલ કલ્પસૂત્રનુ અક્ષરશઃ ભાષાંતર તથા અઘરા શબ્દોનો કોષ તૈયાર કરી આપવા માટે પંડિત બહેચરદાસ જીવરાજ દોશીનો પણ આભાર ન માનું તો હું કૃતઘ્ની ગણાઉ.

ખાસ કરીને મારા આ આખાયે ગ્રંથ પ્રકાશન કાર્યમાં આદિથી અંત સુધી સતત મહેનત કરીને આવું સર્વાંગ સુંદર પ્રકાશન તૈયાર કરી આપવા માટેનો સુયશ દીપક પ્રિન્ટરીના માલિકો ભાઈ શ્રી નટવરલાલ રાવત તથા શ્રી જયંતિલાલ રાવત વગેરેના ઉપકારને હું કોઈપણ રીતે ભૂલી શકું તેમ નથી.

આ ગ્રંથમાં આપવામાં આવેલાં તીર્થંકરો તથા દેવદેવીઓનાં ચિત્રોનો ઉપયોગ લેબલો, પોસ્ટરો અગર સીનેમા સ્ક્રીન ઉપર લાવીને જૈન કોમની ધાર્મિક લાગણી નહિ દુઃખાવવા વાચકોને નમ્ર વિનંતિ છે.

મારા આ ગ્રંથ પ્રકાશનમાં જે જે મુનિમહારાજો તથા વ્યક્તિઓ તરફથી પ્રત્યક્ષ અગર પરોક્ષ રૂપે મને સહાય મળી હોય તેઓનો પણ અત્રે હું આભાર માનું છું.

મારા કેટલાક સ્નેહીઓ તરફથી આ ગ્રંથની કિંમતની વાસ્તવિકતા માટે મને પત્રો આવ્યા છે, તેઓને મારો એક જ ખુલાસો છે કે જે પવિત્ર ગ્રંથના એકવીશ વખતના શ્રવણથી મોક્ષ સુખ પ્રાપ્ત થઈ શકે તેવું આપણા ગુરૂદેવો ફરમાવે છે, તે જ પવિત્ર ગ્રંથની એકધારી સેવા છેલ્લા એકવીસ વર્ષથી હું કરતો આવ્યો છું અને કરીશ તો પછી મારા જેવો નિષ્કંચન કેમ જ રહેવો જોઇએ ? તેથી સમાજ વધુમાં વધુ કેટલી કિંમત મને આપી શકશે તે બાબતનો પૂરેપૂરો વિચાર કરીને જ મેં આ ગ્રંથની અઢીસો જ નકલો છાપી હોવાથી દરેક નકલની કિંમત બસો રૂપિયા રાખી છે, જૈન સમાજ જેવા સમજદાર સમાજને આટલો ખુલાસો બસ થશે એમ હું માનુ છું.

પ્રાન્તે, આ ગ્રંથ મારા સ્વર્ગસ્થ પિતાશ્રી તથા માતુશ્રીને મારા પિતાશ્રીની એકતાલીસમી સ્વર્ગારોહણતિથિએ અર્પણ કરવાનો મારો એક જ ઉદ્દેશ છે કે મારી બાલ્યવયમાં કળાના સંસ્કારો પિતાશ્રીએ તથા માતુશ્રીએ ન પાડ્યા હોત તો ગુજરાતની પ્રાચીન કળાના આવાં સુંદર પ્રકાશનો જગતની કલાપ્રેમી પ્રજા સમક્ષ હું રજૂ કરી શકયો ન હોત. માત્ર પાંચ જ વર્ષની નાની ઉંમરે મારા પૂજ્ય પિતાશ્રી તથા માતુશ્રી સ્વર્ગસ્થ થયા હોવા છતાં તેઓ બંનેના કળા સંસ્કારોનો વારસો મને આજીવન કળાની ઉપાસના તરફ આગેકદમ બઢાવવા પ્રોત્સાહન આપી રહ્યો છે અને તેઓ બંનેના એકના એક સંતાન તરીકે આવા પવિત્ર ગ્રંથનું સમર્પણ જ તેઓશ્રીની યાદગીરી માટે યોગ્ય છે.

માહ સુદી ૪ બુધવાર, સંવત ૨૦૦૮
છીપા માવજીની પોળ, અમદાવાદ
તા. ૩૦–૧–૧૯૫૨

સારાભાઈ મણિલાલ નવાબ

## ॥ जयन्तु वीतरागाः ॥

# પ્રાસ્તાવિક

આજે વિદ્વાનોના કરકમલમાં કલ્પસૂત્ર અને તે સાથે તેની નિર્યુક્તિ, ચૂર્ણી, તથા પૃથ્વીચન્દ્રાચાર્યવિરચિત ટિપ્પનક અર્પણ કરવામાં આવે છે. આ સૌના સંશોધન અર્થે જે પ્રાચીન-પ્રાચીનતમ તાડપત્રીય અને કાગળ ઉપર લખાયેલી પ્રતિઓને અમે કામમાં લીધી છે તેનો સંપૂર્ણ પરિચય આપવો અત્યારે અશક્ય હોઇ તે માટે યથાશક્ય પ્રયત્ન કરવામાં આવે છે.

### કલ્પસૂત્રની પ્રતિઓ

**क** પ્રતિ—અમદાવાદ ઉજમબાઈની ધર્મશાળામાંના શ્રીમુક્તિવિજયજી (મૂળચન્દજી) મહારાજના જ્ઞાનભંડારની તાડપત્રીય પ્રતિ.

**ख-ग-घ** પ્રતિઓ—આ ત્રણે પ્રતિઓ ખંભાતના શ્રીશાન્તિનાથના પ્રાચીનતમ તાડપત્રીય જ્ઞાનભંડારની છે. આ પ્રતિઓ તાડપત્ર ઉપર લખાયેલી અને અનુક્રમે તેમની પત્ર સંખ્યા ૧૭૪-૮૭ અને ૧૫૬ છે.

**ग** પ્રતિ સચિત્ર છે અને તેના અંતમાં નીચે મુજબની ગ્રંથ લખાવનારની પુષ્પિકા છે—

**मंगलं महाश्रीः ॥ छ ॥ शुभं भवतु श्रीसमणसंघस्य ॥**

श्रीमानूकेशवंशे ध्वज इव विलसत्सद्गुणौघैर्वलक्षः,
श्रेष्ठ्यासीद् भावडाख्यः प्रथितपृथुयशःकिंकिणीक्वाणरम्यः ।
तत्पुत्राः सच्चरित्रास्त्रय उदयमगुर्धान्धलो माधलश्च
श्रेष्ठी नागेन्द्र इन्द्राचलदृढविलसच्छुद्धसम्यक्त्वभाजः ॥ १ ॥

श्रीमद्देवगुरूज्ज्वलोज्ज्वलगुणोद्गानावदानार्जित-
स्फूर्जत्पुण्ययशस्तते: प्रियतमाऽभून्माधलश्रेष्ठिनः ।
श्रीमद्दानतप सुशीलकमलासद्भावनाद्यार्हत-
श्रीधर्माध्वनि जाधिकी सुविनयाद्यालंकृता लक्ष्मिका ॥ २ ॥

साधुर्यशोधवल उज्ज्वलकीर्त्तिपात्रं
दानश्वरः स जनकोऽजनि वापु यस्या ।

श्रीसुन्दरी च जननी जगति प्रतीता
सा लक्षिका तदनुरूपगुणेति युक्तम् ॥ ३ ॥

श्रीमत्सूरिजिनप्रबोधसुगुरोः सज्ज्ञानदुग्धाम्बुधे-
र्वाक्यात् स्फूर्जदगण्यपुण्यकमलाविस्फूर्त्तिसत्कार्मणम् ।
ज्ञानालेखनमाकलय्य विलसत्सद्भावना लक्षिका
श्राद्धा लेखयति स्म वर्णरुचिरा श्रीकल्पसत्पुस्तिकाम् ॥ ४ ॥

वर्ण्याऽसौ भुवि लक्षिका बहु ययैतत्पुस्तिकाव्याजतो
माहग्रीष्मकदर्थितागिरतयेऽमंडि प्रपेवामृती ।
यस्यां ज्ञानसुधा ·निपीय नितरां निर्मोहतापाः सुखात्
पश्चानंतकबन्धुरे शिवपुरे यास्यन्ति मोक्षाध्वगाः ॥ ५ ॥

नभःसरोवरे तारकौमुदे क्रीडतीन्दुना ।
यामिनी कामिनी यावत्तावन्नन्दतु पुस्तिका ॥ ६ ॥ छ ॥ छ ॥

च પ્રતિનાં અંતમાં નીચે પ્રમાણેની પુષ્પિકા છે.

सं. १२४७ वर्षे आसाढ सुद ९ बुधेऽद्येह श्रीभृगुकच्छे समस्तराजावलीविराजितमहाराजाधिराजउमापति-वरलब्धप्रसादजंगमजनार्द्दनप्रतापचतुर्भुजश्रीमद्भीमदेवकल्याणविजयराज्ये एतत्प्रसादावाप्तश्रीलाटदेशे निरूपितदण्ड-श्रीसोभनदेवे अस्य निरूपणया मुद्राव्यापारे रत्नसीहप्रतिपत्तौ इह श्रीभृगुकच्छे श्रीमदाम्रार्यविजयसिंहसूरि-पट्टोद्धरणश्रीमज्जिनशासनसमुच्चयआदेशनामृतपयप्रपापालकअबोधजनपथिकज्ञानश्रमपीलितकर्णपुटपेयपरममोक्षास्पदविश्राम-श्रीमदाचार्यश्रीपद्मदेवसूरिशिष्याणा हेतोः परमार्थमण्डपपर्यूषणाकल्पं पं० साजणेन लिखितेति ॥ छ ॥

मङ्गल महाश्री ॥ छ ॥ ग्रं. २२०० ॥ छ ॥

यादृश पुस्तके दृष्ट तादृशं लिखितं मया ।
यदि शुद्धमशुद्ध वा मम दोषो न दीयते ॥ १ ॥

घ પ્રતિ–આ પ્રતિ મારા પોતાના સંગ્રહની છે અને તાડપત્ર ઉપર લખાયેલી છે.

छ પ્રતિ–આ પ્રતિ ભાઈ સારાભાઇ મણિલાલ નવાબના સંગ્રહની છે અને તે કાગળ ઉપર લખાયેલી છે.

ઉપર જણાવ્યા પ્રમાણેની ૭ પ્રતિઓનો મેં મારા કલ્પસૂત્રના સંશોધનમાં અક્ષરશઃ ઉપયોગ કર્યો છે. અને આ ઉપરાંત જ્યાં જ્યાં પાઠભેદોને વધારે ઝીણવટથી તપાસવાની આવશ્યકતા જણાઇ ત્યાં ત્યાં મેં ખંભાત, અમદાવાદ, જૈસલમેર વગેરેના સંગ્રહોમાંની પ્રાચીન તાડપત્રીય પ્રતિઓનો ઉપયોગ પણ કર્યો છે. મારા જોવામાં આવેલા પ્રાચીન જ્ઞાનભંડારોમાં આજે જે કલ્પસૂત્રની પ્રાચીન પ્રતિઓ છે તે સૌમાં પ્રાચીનતમ પ્રતિ ખંભાતના જ્ઞાનભંડારની છે, જે સંવત ૧૨૪૭માં લખાયેલી છે.

આ પ્રતિનો મેં च–સંકેતથી સંપૂર્ણ ઉપયોગ કર્યો છે. આ પ્રતિ પ્રાચીનતમ

(જુનામાં જુની) હેવા છતાં ખંડિત અને અસ્તવ્યસ્ત પાઠોવાળી હોવા ઉપરાંત ઘણી જ અશુદ્ધ હેવાથી તેને મેં મૌલિક તરીકે સ્વીકારવી પસંદ કરી નથી. મૌલિક આદર્શ તરીકે તો મેં ઉજમબાઈની ધર્મશાલાના શ્રીમૂલચંદજી મહારાજના જ્ઞાનભંડારની પ્રતિને જ સ્વીકારી છે. એ પ્રતિ ઉપરથી સ્વતંત્ર નવી પ્રેસકોપી કરાવીને નવેસર અક્ષરશઃ ઉપરોક્ત પ્રતિઓ સાથે સરખાવીને તૂટતા પાઠોની પૂર્તિ, અશુદ્ધિઓનું પરિમાર્જન અને પાઠભેદોની નોંધ કરવામાં આવી છે. આ ઉપરથી વિદ્વાનો એ સમજી જશે કે તેમના હાથમાં વિદ્યમાન પ્રસ્તુત કલ્પસૂત્ર, એક પ્રાચીન પ્રતિનું સંપૂર્ણ એકધારું સ્વરૂપ છે.

## કલ્પસૂત્રની પ્રતિઓનું સ્વરૂપ

**ભાષા અને મૌલિક પાઠો**–આજે આપણા સામે કલ્પસૂત્રની જે પ્રાચીન તાડપત્રીય કે કાગળની પ્રતિઓ વિદ્યમાન છે, તેમાં વિક્રમના તેરમા સૈકા પહેલાંની એક પણ પ્રતિ નથી. તેમાં પણ ખંભાતના શ્રીશાંતિનાથજીના પ્રાચીન તાડપત્રીય ભંડારની એક પ્રતિ, કે જે વિક્રમ સંવત ૧૨૪૭માં લખાયેલી છે, તેને બાદ કરતાં બાકીની બધીય પ્રતિઓ વિક્રમના ચૌદમા અને પંદરમા સૈકાની અને મોટા ભાગની પ્રતિઓ તે પછીના સમયમાં લખાયેલી છે. આ બધી પ્રતિઓમાં ભાષાદૃષ્ટિએ અને પાઠોની દૃષ્ટિએ ઘણું ઘણું સમવિષમપણું છે, અને પડી ગયેલા પાઠો, ઓછાવત્તા પાઠો તેમ જ અશુદ્ધ પાઠોની પરંપરા વિષે તો પૂછવાનું જ શું હોય! આજે આપણા માટે અતિદુઃખની વાત જ એ છે કે–જેસલમેરદુર્ગના ખરતરગચ્છીય યુગપ્રધાન-પ્રવર આચાર્યશ્રીજિનભદ્રસૂરિના પ્રાચીનતમ જૈન જ્ઞાનભંડારમાંથી મળી આવેલ અનુમાન દશમા સૈકાની આસપાસમાં લખાયેલી વિશેષાવશ્યક મહાભાષ્યની પ્રતિ જેવા કોઈ રડયાખડયા અપવાદ સિવાય, કોઈ પણ જૈન આગમની મૌલિક પ્રાચીન કે અર્વાચીન સાદ્યંત સાંગોપાંગ અખંડ શુદ્ધ પ્રતિ એક પણ આપણા સમક્ષ નથી. તેમ જ ચૂર્ણિકાર ટીકાકાર આદિએ કેવા પાઠો કે આદર્શને અપનાવ્યા હતા એ દર્શાવનાર આદર્શો–પ્રતિઓ પણ આપણા સામે નથી. આ કારણસર કલ્પસૂત્રની મૌલિક ભાષા ને તેના મૌલિક પાઠોના સ્વરૂપનો નિર્ણય કરવો આપણા માટે અતિદુષ્કર વસ્તુ છે. અને એ જ કારણને લીધે આજના દેશી–પરદેશી ભાષા-શાસ્ત્રજ્ઞ વિદ્વાનોએ આજની અતિઅર્વાચીન હસ્તપ્રતિઓના આધારે જૈન આગમોની ભાષાવિષે જે કેટલાક નિર્ણયો બાંધેલા છે કે આપેલા છે એ માન્ય કરી શકાય તેવા નથી. જર્મન વિદ્વાન ડૉ. **એલ. આલ્સડોર્ફ** મહાશય ચાલુ વર્ષમાં જેસલમેર આવ્યા ત્યારે તેમની સાથે આ વિષેની ચર્ચા થતાં, તેમણે પણ આ વાતને માન્ય રાખીને જણાવ્યું હતું કે "આ વિષે પુનઃ ગંભીર વિચાર કરવાની જરૂરત છે."

આ પરિસ્થિતિમાં કલ્પસૂત્રની મૌલિક ભાષા અને તેના મૌલિક પાઠોની ચિન્તાને જતી કરીને, માત્ર એની અત્યારે મળી શકતી પ્રાચીન પ્રતિઓ અને ચૂર્ણી, ટિપ્પનક, ટીકાકાર વગેરેનો આશ્રય લઈ મૌલિક પાઠોની નજીકમાં આવી શકે તેવી આવૃત્તિ તૈયાર કરવા પ્રયત્ન કર્યો છે અને તે સાથે વિવિધ પાઠભેદો અને પ્રત્યન્તરોની નોંધ પણ તે તે

સ્થળે આપી છે. **શ્રી ચૂર્ણિકાર** ભગવાન સામે જે કેટલાક પાઠો હતા તે આજની અમે તપાસેલી સંખ્યાબંધ પ્રતિઓ પૈકી કોઇ પણ પ્રતિમાંથી મળી શકયા નથી. ટિપ્પનકકાર **શ્રીપૃથ્વીચન્દ્રસૂરિ** પણ કેટલીક વાર ચૂર્ણિકારને જ અનુસરે છે; પણ તેટલા માત્રથી એમ માની લેવું ન જોઈએ કે તેમણે એ બધા પાઠો પ્રત્યન્તરોમાં નજરે જોયા જ હશે. કલ્પકિરણાવલિકાર મહોપાધ્યાય **શ્રીધર્મસાગરજી** અનેકાનેક પાઠભેદોની નોંધ સાથે ચૂર્ણિકારે સ્વીકારેલા પાઠોની નોંધ આપે છે, પરંતુ તેથી ચૂર્ણિકાર ભગવાને માન્ય કરેલા પાઠો તેમણે કોઇ પ્રતિમાં જોયા હોય તેમ માનવાને કશું જ કારણ નથી. એક વાત ખાસ નોંધપાત્ર છે કે–ખંભાતની સં. ૧૨૪૭ વાળી પ્રતિ, જે મારા પ્રસ્તુત સંશોધનમાં સામેલ છે તે, કિરણાવલી ટીકાકાર સામે પણ જરૂર હાજર હતી. આ પ્રતિના પાઠભેદોની નોંધ કિરણાવલીકારે ઠેક–ઠેકાણે લીધી છે. ચૂર્ણિકાર મહારાજ સામે જે કેટલાક પાઠો હતા તે આજની ટીકાઓ વાંચનારને નવા જ લાગે તેવા છે. એ પાઠભેદોની નોધ અમે ચૂર્ણિ અને ટિપ્પનકમાં તે તે સ્થળે પાદટિપ્પણીમાં આપી છે.અને આગળ ઉપર આ પ્રાસ્તાવિકમાં પણ આપીશું.

**પ્રતિઓમાં શબ્દપ્રયોગોની વિભિન્નતા**—(૧) આજે કલ્પસૂત્રની જે સંખ્યાબંધ પ્રતિઓ આપણા સમક્ષ વિદ્યમાન છે તે પૈકી મોટાભાગની પ્રાચીન પ્રતિઓમાં, જ્યા શબ્દોચ્ચારમાં કઠિનતા ઊભી થતી હોય તેવાં સ્થળોમાં અસ્પષ્ટ 'य' શ્રુતિવાળા જ પાઠો વ્યાપકરીતે જોવામાં આવે છે. જેમકે–**ऊणियाए, तित्थयरे, आययणं, आयाईसु, सव्वाउय** ઈત્યાદિ. જ્યારે કોઈ કોઇ પ્રાચીન પ્રતિઓમાં અને કેટલીક અર્વાચીન પ્રતિઓમાં 'य' શ્રુતિ વિનાના જ પાઠો વ્યાપકરીતે જોવામાં આવે છે. આ વિષે પ્રાચીનતા કયા પ્રયોગની એ નિર્ણય કરવો મુશ્કેલ છે. તે છતાં એટલી વાત તો ચોક્કસ જ છે કે **आअअणं, आआईसु, वअणं** વગેરે શબ્દો જે રીતે લખાય છે તે રીતે બોલવા ઘણા મુશ્કેલીભર્યા આપણી જીભને લાગે છે. સંભવ છે અતિપ્રાચીન કાળમાં આ શબ્દો આ રીતે જ લખાતા હોય અને ઉચ્ચારમા 'य' શ્રુતિ કરાતી હોય. એ 'य' શ્રુતિને જ વૈયાકરણોએ સૂત્ર તરીકે અપનાવી લીધી હોય. આ વિષે ગમે તે હો, પણ આપણી જીભ તો આવા પ્રયોગોના ઉચ્ચારણમાં વિષમતા જરૂર અનુભવે છે અને આવા પ્રયોગો સ્પષ્ટ ઉચ્ચારણમાટે આપણી ધીરજ પણ માગી લે છે. એ ધીરજ વ્યાપકરીતે દુર્લભ હોવાથી અર્વાચીન પ્રાકૃત ભાષામા 'य' શ્રુતિએ વ્યાપકપણું લીધું હોવાનો વધારે સંભવ છે.

(૨) પ્રાકૃતભાષામાં જ્યાં અસ્પષ્ટ 'य' શ્રુતિ કરવામાં આવે છે, ત્યાં કલ્પસૂત્રની કેટલીક પ્રતિઓમાં 'इ' કરાયેલો પણ જોવામાં આવે છે, જેમકે **चइं चइत्ता** વગેરે. આવા પ્રયોગો પ્રાચીન પ્રાકૃત ગ્રંથમાં ઘણે સ્થળે જોવામાં આવે છે. આચાર્ય **શ્રીધર્મઘોષસૂરિએ ચૈત્યવંદનભાષ્ય** ઉપરની **સંઘાચારટીકામાં** આપેલી પ્રાકૃત કથાઓમાં આવા પ્રયોગો જ વ્યાપકરીતે આપેલા છે, જેને લીધે કયારેક કયારેક અર્થ મેળવવામા ગુંચ-

વણુ પણુ ઊભી થાય છે. એ ગમે તેમ હો, પ્રયોગોની પસંદગી એ ગ્રંથકારોની ઇચ્છા ઉપર જ આધાર રાખે છે.

(૩) અર્વાચીન પ્રાકૃત ભાષામાં અને ગ્રંથપ્રતિઓમાં "ह्रस्वः संयोगे" (सिद्धहेम ૮-૧-૮૪) એ વ્યાકરણુનિયમને અનુસરીને સંયોગમાં गुत्त थुत्त पुण्णिमा वुक्कंत વગેરેમાં હ્રસ્વ સ્વરનો પ્રયોગ જોવામાં આવે છે પરંતુ પ્રાચીન કાળની પ્રાકૃત ભાષાઓમાં આ નિયમને કશું જ સ્થાન ન હતું. એ જ કારણુ છે કે પ્રાકૃત ભાષાના દરેકે દરેક આગમગ્રંથો પ્રકરણુગ્રંથો તેમજ કથાસાહિત્ય ગ્રંથોની પ્રાચીન પ્રાચીનતમ લિખિત પ્રતિઓમાં હ્રસ્વસ્વરને બદલે गोत्त, थोत्त, पोण्णिमा, वोक्कंत એ પ્રમાણે ગુરુસ્વરનો પ્રયોગ જ મુખ્યત્વે જોવામાં આવે છે. અને આ જ નિયમ કલ્પસૂત્રને પણ લાગુ પડે છે.

(૪) પ્રાચીન કાળમાં પ્રાકૃત ભાષામાં માત્ર न्नित्त कन्ति भन्ति વગેરે પ્રયોગોમાં પરસ્વર્ણ તરીકે 'न' વ્યંજનને સ્થાન હતું, તે સિવાય પ્રાકૃતમાં 'न' વ્યંજન સ્વીકારવામાં જ નહોતો આવ્યો. એ જ કારણુ છે કે કોઈ પણ પ્રાકૃતભાષાના ગ્રંથની પ્રાચીન હાથપોઓમાં 'न' ને બદલે णमो, णरं व णारीं वा, णाणं વગેરેમાં 'ण' નો પ્રયોગ જ જોવામાં આવે છે. **નાટ્યશાસ્ત્રના** પ્રણેતા મહર્ષિ **ભરતે** તેમના નાટ્યશાસ્ત્રમાં અધ્યાય ૧૭માં જ્યાં પ્રાકૃત ભાષાના નિયમો આપ્યા છે ત્યાં તેમણે નીચેના પદ્યદ્વારા પ્રાકૃત ભાષામાં 'न' નથી એમ જણાવ્યું છે—

ए-ओदारपराइं, अंकारपरं च पायए णत्थि ।
व-सगारमज्झिमाणि य, क-चवग्ग-तवग्गणिहणाइं ॥

કલ્પ (બૃહત્કલ્પ) સૂત્ર ચૂર્ણિકારે તેમજ ટીકાકાર આચાર્ય **શ્રીમલયગિરિ** સૂરિએ પણુ **કલ્પભાષ્યની** सक्कयपाययवयणाण० ગા૦ ૨ ના વ્યાખ્યાનમાં પણ પ્રાકૃતલક્ષણુનો નિર્દેશ કરતાં ઉપર્યુક્ત **ભરતમુનિપ્રણીત** લક્ષણુગાથાનો જ ઉલ્લેખ કર્યો છે.

(૫) અર્વાચીન પ્રાકૃતમાં "क-ग-च-ज-त-द-प-य-वां प्रायो लुक्" ( सिद्धहेम ૮-૧-૧૭૭ ) આ નિયમનુ અનુસરણુ જેવું જોવામાં આવે છે તેવું અને તેટલું પ્રાચીન કાળમાં ન હતું. તેમજ "ख-घ-थ-भाम्" (सिद्धहेम ૮-૧-૧૮૭) વગેરે નિયમોને પણુ એટલું સ્થાન ન હતું. આ કારણુસર પ્રાચીન પ્રાકૃત અને અર્વાચીન પ્રાકૃતમાં ઘણીવાર શબ્દપ્રયોગોની બાબતમાં સમ-વિષમતા જોવામાં આવે છે.

(૬) આ ઉપરાંત કલ્પસૂત્રની પ્રતિઓમાં જ્યાં સામાસિકપદો છે ત્યાં હ્રસ્વદીર્ઘસ્વર તેમજ વ્યંજનોના દ્વિર્ભાવ-અદ્વિર્ભાવ વગેરેને લક્ષીને શબ્દપ્રયોગોમાં કે પાઠોમાં ઘણો ઘણો વિપર્યાસ જોવામાં આવે છે, જે મોટે ભાગે નકલ કરનાર લેખકોને આભારી છે.

ઉપર મેં સંક્ષેપમાં પ્રાચીન-અર્વાચીન પ્રાકૃત ભાષા અંગેના નિયમો વિષે જે કાંઈ જણાવ્યુ છે, તેને લીધે પ્રાચીન-અર્વાચીન ગ્રંથપ્રતિઓમાં શબ્દપ્રયોગોની સમ-વિષ-

મતાને લગતા ઘણા-ઘણા પાઠભેદો થઈ ગયા છે. આ પાઠભેદો સ્વભાવિક રીતે જ થઈ ગયા નથી, પરંતુ પાછળના આચાર્યોએ જાણીબુઝીને પણ આ શબ્દપ્રયોગોને સમયે સમયે બદલી નાખ્યા છે; અથવા પ્રાચીન પ્રાકૃતભાષાના પ્રયોગો સાથેનો સંપર્ક ઓછો થવાને લીધે જ્યારે મુનિવર્ગ સહેલાઈથી તે તે શબ્દપ્રયોગોના મૂળને સમજી શકતો ન હોવાથી શ્રીઅભયદેવાચાર્ય, શ્રીમલયગિરિ આચાર્ય વગેરેને તે તે શબ્દપ્રયોગો બદલી નાખવાની આવશ્યકતા જણાઇ અને તેમણે તે તે શબ્દપ્રયોગોને બદલી પણ નાખ્યા છે. આમ કરવાથી ગ્રંથનો વિષય સમજવામાં સરળતા થઈ, પરંતુ બીજી બાજુ જૈન આગમોની મૌલિક ભાષામાં ઘણું જ પરિવર્તન થઈ ગયુ. જેને લીધે આજે 'જૈન આગમોની મૌલિક ભાષા કેવી હતી' તે શોધવાનું કાર્ય દુષ્કર જ થઈ ગયું. આ પરિવર્તન માત્ર અમુક આગમ પુરતું મર્યાદિત નથી, પરંતુ દરેકે દરેક આગમમાં અને એથી આગળ વધીને ભાષ્ય-ચૂર્ણિગ્રંથોમાં સુદ્ધાં આ ભાષાપરિવર્તન દાખલ થઇ ગયું છે. એટલે જૈન આગમોની મૌલિક ભાષાના શોધકે જૈન આગમ-ભાષ્ય આદિની જુદા જુદા કુલની પ્રતિઓ એકત્ર કરીને અતિધીરજથી આ નિર્ણય કરવાની જરૂરત છે.

આ સ્થળે, જરા વિષયાંતર થઇને પણ એટલું જણાવવું અતિ આવશ્યક માનું છું કે—ભાષા દૃષ્ટિએ જૈન આગમોનુ અધ્યયન કરનારે જેસલમેરના કિલ્લાના શ્રીજિનભદ્રીય જ્ઞાનભંડારની તેમ જ લોંકાગચ્છના ભંડારની અને તે ઉપરાંત આચાર્યવર શ્રીજમ્બૂસૂરિ મહારાજના જ્ઞાનભંડારની ભગવતીસૂત્રની એમ તાડપત્રીય પ્રાચીન ત્રણે ય પ્રતિઓ જરૂર જોવી જોઈએ. પાટણ શ્રીહેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરમાં પધરાવેલા સંઘના જ્ઞાનભંડારની અનુયોગદ્વારસૂત્રની પ્રતિ પણ જોવી જોઇએ. જેસલમેરના કિલ્લાના ઉપર્યુક્ત ભંડારની અનુમાન દશમા સૈકાની આસપાસમાં લખાયેલી વિશેષાવશ્યક ભાષ્યની પ્રતિ પણ ભૂલવી ન જોઈએ. આ ઉપરાંત જૈન આગમ ઉપરના ભાષ્યગ્રંથો અને ચૂર્ણિગ્રંથોનું પણ આ દૃષ્ટિએ અવલોકન કરવું જોઇએ. આ બધા અવલોકનને પરિણામે ય જૈન આગમોની મૌલિક ભાષાનુ વાસ્તવિક દિગ્દર્શન કરાવવું અશક્યપ્રાય છે, તે છતાં આ રીતે એ ભાષાના નજીકમાં પહોંચી શકવાની જરૂર શક્યતા છે. અસ્તુ, હવે મૂળ વિષય પર આવીએ.

ઉપર જણાવવમાં આવ્યું તેમ પાછળના આચાર્યોએ આગમસૂત્ર આદિની ભાષામાં સમયે સમયે ઘણું ઘણું પરિવર્તન જરૂર કર્યું છે, તે છતાં ઘણે ય સ્થળે તે તે મૌલિક ભાષાપ્રયોગો રહી જવા પામ્યા છે. એટલે એ રીતે, મેં જે પ્રતિને મારા સંશોધન અને સંપાદનમાં મૂળ તરીકે રાખી છે તેમા પણ તેવા પ્રયોગો વિદ્વાનોને ઠેકઠેકાણે જોવા મળશે. કેટલાક ખાસ તેવા પ્રયોગોના પાઠભેદો પણ આપવામાં આવેલા છે.

મારા સંશોધનમાં જે च-छ નામની પ્રતિઓ છે, તેમા 'त'કાર બહુલ પાઠો છે. ભરતનાટ્યશાસ્ત્રના ૧૭મા અધ્યાયમાં ञकारबहुल, यकारबहुल, नकारबहुल, टकारबहुल,

યકારબહુલ, તકારબહુલ આદિ પ્રાકૃતભાષાપ્રયોગો વિષે જે, તે તે પ્રદેશની પ્રાકૃતભાષામાં કે ભાષાપ્રિયતાને લક્ષીને વહેંચણી કરવામાં આવી છે તે, તે કાળમાં ભલે પ્રચલિત કે ઉચિત હો; પરંતુ પાછળના જમાનામાં તો પ્રાકૃતભાષા દરેકે દરેક પ્રદેશમાં ખીચડું બની ગઈ છે અને તે જ રીતે વિવિધ કારણોને આધીન થઈને જૈન આગમોની મૌલિક ભાષા પણ ખીચડું જ બની ગઈ છે. એટલે જૈન આગમોની મૌલિક ભાષાનું અન્વેષણ કરનારે ઘણી જ ધીરજ રાખવી જરૂરી છે.

**સૂત્રાંક**—આજે આપણા સામે કલ્પસૂત્રની જે પ્રાચીન પ્રતિઓ તાડપત્રીય કે કાગળની વિદ્યમાન છે, તે પૈકી કોઈમાં પણ સૂત્રોના અંકો નથી. માત્ર સોળમા સત્તરમા સૈકાની, ખાસ કરી સત્તરમા સૈકાની પ્રતિઓમાં સૂત્રાંકની પદ્ધતિ મળે છે. પરંતુ તે સૂત્રાંક સંખ્યા ઘણીવાર તો મેળ વિનાની જોવામાં આવે છે. એટલે મેં જે સૂત્રાંકો આપ્યા છે તે મારી દૃષ્ટિએ આપ્યા છે. ઉપર જણાવેલી પ્રતિઓમાં થેરાવલીમાં સૂત્રાંક છે જ નહિ અને સામાચારીમાં પણ કેટલીકમાં જ મળે છે; પરંતુ આ રીતથી એ પ્રતિઓમાં મોટે ભાગે સૂત્રાંકોનું અખંડપણું જળવાયું નથી. જ્યારે મેં સૂત્રાંકોનું અખંડપણું જાળવવા પ્રયત્ન કર્યો છે. મેં જે સૂત્ર વિભાગ કર્યો છે તેના ઔચિત્ય-અનૌચિત્યપણાની પરીક્ષાનુ કાર્ય વિદ્વાનોને સોંપુ છું.

**સંક્ષિપ્ત અને બેવડા પાઠો**—કલ્પસૂત્રની પ્રાચીન અર્વાચીન પ્રતિઓમાં કોઇમાં કોઈ ઠેકાણે તો કોઇમાં કોઇ ઠેકાણે એમ, વારંવાર આવતા શબ્દો કે પાઠોને સંક્ષિપ્ત કરવામાં આવ્યા છે. ઉદાહરણ તરીકે **देवाणुप्पिया** ને બદલે **देवा**, **असणपाणखाइमसाइम** ને બદલે **अ। पा। खा। सा** કે असण ४ કે अ ४ એમ કરવામાં આવ્યું છે. ખંભાતની સં. ૧૨૪૭માં લખાયેલી પ્રતિમાં પ્રાચીન લેખન પરમ્પરા જળવાયેલી હોઇ **असण ण्क** અથવા **असण ट्क** અને કોઇ ઠેકાણે **असण ह्व** એમ કરેલ છે. જ્યાં એક શબ્દથી ચાર શબ્દ સમજી લેવાના હોય ત્યાં ચારના અંક તરીકે **ण्क**, **ट्क** કે **ह्व** અક્ષરનો પ્રયોગ કરવામાં આવતો. આ જ પ્રમાણે જ્યાં છ શબ્દો સમજી લેવાના હોય ત્યાં છ સંખ્યાના સૂચક તરીકે **फ**, **फ्रा** કે **फा**, **फ्रा** અક્ષર વાપરવામાં આવ્યો છે. તાડપત્રીય પ્રતિઓમાં એક બાજુ આ અક્ષરાંકો દ્વારા જ પત્રાંક સૂચવવામાં આવે છે. જેમને આ અક્ષરાંકોનું જ્ઞાન નથી હોતું તે આવા અક્ષરાંકોને ગ્રંથમાંના ચાલુ પાઠના અક્ષર તરીકે માની લેવા કે અર્થસંગતિ કરવા પ્રયત્ન કરે છે અથવા એ અક્ષરાંકોને નકામા સમજી કાઢી નાખે છે. આ અક્ષરાંકોનું જ્ઞાન પાછલા જમાનામાં વીસરાઇ જવાને લીધે ગ્રંથોમાં ઘણા ગોટાળા થયા છે અને પ્રતિઓનાં પાનાં અસ્તવ્યસ્ત રીતે લખાઇ ગયાં છે. જેની માઠી અસર આપણે પૂજ્યપાદ આગમો-દ્ધારક આચાર્ય ભગવાન શ્રીસાગરાનન્દસૂરીશ્વરજી મહારાજના **અનુયોગદ્વારચૂર્ણિ** આદિના સંપાદન અને સંશોધનમાં જોઈ શકીએ છીએ. પૂજ્યપાદશ્રી સમક્ષ આદર્શો અસ્તવ્યસ્ત આવ્યા અને તેઓ વધારે પ્રત્યન્તરો મેળવવાની આવશ્યકતા નહોતી ગણતા, એટલે ઉપરોક્ત અસરનું પ્રતિબિમ્બ તેમના સંપાદનમાં આવી જ જાય એમાં શંકાને સ્થાન જ ન હોય. આ તો થઇ સંક્ષિપ્ત પાઠોની વાત. હવે આપણે બેવડાએલા પાઠો વિષે જોઇએ—

કલ્પસૂત્રમાં આર્ષ સૂત્રપદ્ધતિ હોવાને લીધે સ્થાને સ્થાને કેટલીકવાર પાઠોનો એવડો ઉચ્ચાર કરવાનો હોય છે, આવે સ્થળે તેને કેટલીકવાર ટૂંકાવવામાં આવે છે. આ ટૂંકાવવાનો ક્રમ કોઈ પણ પ્રતિમાં આદિથી અંત સુધી એકધારો નથી. જેમકે **वामं जाणुं अंचेइ, वामं जाणुं अंचित्ता** આ પાઠને કોઇ પ્રતિમા **वामं जाणुं अंचेइ, वा२त्ता** આમ લખેલો હોય છે, તો કોઈ પ્રતિમાં **वामं जाणुं अंचेइ, २ त्ता** એમ લખેલો છે, જ્યારે કોઈ પ્રતિમાં **वामं जाणुं अंचेइ, २ अंचित्ता** એમ લખેલુ છે. મેં પ્રથમથી જ જણાવી દીધું છે કે મારા સંપાદનમાં એક પ્રતિને મુખ્ય તરીકે સ્વીકારીને હું ચાલ્યો છુ, એટલે હું આશા રાખું છું કે મારા સંપાદન દ્વારા આ બધી વિવિધતા સહેજે જ વિદ્વાનોના ખ્યાલમાં આવી જશે. અને એથી આવા વિવિધ અને વિચિત્ર પાઠભેદોને મેં જતા કર્યા છે.

## કલ્પસૂત્ર શું છે?

'પ્રસ્તુત **કલ્પસૂત્ર**, એ કોઇ સ્વતંત્ર સૂત્ર છે કે કોઇ સૂત્રનો અવાન્તર વિભાગ છે?' એ વિષે શ્વેતાંબર જૈન શ્રીસંઘમાં,–જેમાં સ્થાનકવાસી અને તેરાપથી શ્રીસંઘનો પણ સમાવેશ થાય છે,–ભિન્ન ભિન્ન પ્રકારની માન્યતા ચાલુ છે. શ્વેતાંબર મૂર્તિપૂજક શ્રીસંઘ,–જેમાં દરેકે દરેક ગચ્છોનો સમાવેશ થાય છે,–એકી અવાજે એમ કહે છે અને માને છે કે—કલ્પસૂત્ર એ, કોઇ સ્વતંત્ર ગ્રંથ નથી, નવીન ગ્રંથ નથી, પરંતુ **દશાશ્રુતસ્કંધ** નામના છેદ આગમનો આઠમા અધ્યયન તરીકેનો એક મૌલિક અને પ્રાચીનતમ વિભાગ છે, અને તેના પ્રણેતા ચતુર્દશપૂર્વવિદ્ સ્થવિર **આર્ય ભદ્રબાહુસ્વામી** છે. જ્યારે સ્થાનકવાસી અને તેરાપથી શ્રીસંઘો, દશાશ્રુતસ્કંધસૂત્રની કેટલીક પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓમાં પ્રસ્તુત આઠમા અધ્યયનરૂપ કલ્પસૂત્રની અતિસંક્ષિપ્ત વાચનાને જોઇને એમ માની લે છે કે—ચાલુ અતિવિસ્તૃત કલ્પસૂત્ર એ એક નવું સૂત્ર છે. આ બન્ને ય માન્યતા અંગે પ્રમાણિક અને સ્પષ્ટ સમાધાન અને ઉત્તર મેળવવાના સબળ સાધન તરીકે આપણા સામે **દશાશ્રુતસ્કંધસૂત્રની નિર્યુક્તિ** અને એ સૂત્ર ઉપરની ચૂર્ણિ કે જે, નિર્યુક્તિગ્રંથને આવરીને રચાયેલી છે, એ બે છે. આ નિર્યુક્તિ અને ચૂર્ણિ એ બન્ને ય કલ્પસૂત્ર ઉપરના વ્યાખ્યાગ્રંથો છે. નિર્યુક્તિ ગાથારૂપે–પદ્યરૂપે પ્રાકૃત વ્યાખ્યા ગ્રંથ છે. નિર્યુક્તિ કે જે સ્થવિર આર્યભદ્રબાહુસ્વામિ વિરચિત છે અને ચૂર્ણિ કે જેના પ્રણેતા કોણ? એ હજુ સુધી જાણવામાં નથી આવ્યુ; તે છતાં આ બન્ને ય વ્યાખ્યા-ગ્રંથો ઓછામાં ઓછુ સોળસો વર્ષ પૂર્વેની રચનાઓ છે, એમાં લેશ પણ શંકાને અવકાશ નથી. કલ્પસૂત્ર ઉપરના આ બન્ને ય વ્યાખ્યાગ્રંથો કે જે વ્યાખ્યાગ્રંથો મેં પ્રસ્તુત કલ્પસૂત્ર સાથે સંશોધન કરીને સંપાદિત કર્યા છે, તેનું બારીકાઇથી અધ્યયન અને તુલના કરતાં નિર્યુક્તિચૂર્ણિમાં જે હકીકત અને સૂત્રાંશોનુ વ્યાખ્યાન જોવામાં આવે છે, એ ઉપરથી સ્થાનકવાસી અને તેરાપંથી શ્રીસંઘના ગીતાર્થોને પ્રસ્તુત કલ્પસૂત્રને કલ્પિત માની લેવાને કશું જ કારણ નથી મળતું તેમ જ દશાશ્રુતસ્કંધ સૂત્રની ચૌદમા સૈકાના

પ્રારંભમાં લખાયેલી અનેક પ્રતિઓ આજે વિદ્યમાન છે, જેમાં પ્રસ્તુત કલ્પસૂત્ર આઠમા અધ્યયન તરીકે સળંગ અને સંપૂર્ણ લખાએલું છે. આથી કોઈને એમ કહેવાને તો કારણુ જ નથી રહેતું કે સ્થાનકવાસી અને તેરાપંથી સંપ્રદાય સામે કોઈ કલ્પિત આરોપો ઊભા કરવા માટે કે કલ્પિત ઉત્તરો આપવા માટેના સાધન તરીકે આ સૂત્ર રચી કાઢવામાં આવ્યું છે. જો આમ હોત તો સ્વતંત્ર કલ્પસત્રની કે એ કલ્પસૂત્રગર્ભિત દશાશ્રુતસ્કંધસૂત્રની આજે વિક્રમસંવત ૧૨૪૭થી લઈને જે અનેકાનેક પ્રાચીન તાડપત્રીય અને કાગળ ઉપર લખાયેલી પ્રતિઓ મળે છે તે આજે મળતી જ ન હોત. તેમ જ ઉપર જણાવેલી પ્રતિઓ ઉપરાંત નિર્યુક્તિ અને ચૂર્ણિમાં આ કલ્પસૂત્રનું વ્યાખ્યાન કરવામાં આવ્યું છે તે પણ ન હોત. પ્રસ્તુત કલ્પસૂત્ર સાથે પ્રસિદ્ધ કરેલી નિર્યુક્તિ અને ચૂર્ણી, એ કોઈ સ્વતંત્ર વ્યાખ્યાગ્રંથો નથી, પરંતુ દશાશ્રુતસ્કંધસૂત્ર ઉપરની નિર્યુક્તિ અને ચૂર્ણીઓમાંથી કલ્પસૂત્ર પુરતો જુદો પાડી લીધેલો અંશ જ છે, એ ધ્યાનમાં રહે.

## કલ્પસૂત્રનું પ્રમાણ

કલ્પસૂત્ર, કેવડું અને કેવા સ્વરૂપમાં હોવું જોઈએ, એ વિષે આજે પાશ્ચાત્ય વિદ્વાનો અને તેમના મતને માન્ય કરનાર આપણા દેશના વિદ્વાનો એક જુદી જ માન્યતા ધરાવે છે. તેમનું ધારવું છે કે–કલ્પસૂત્રમાં ચૌદ સ્વપ્ન આદિને લગતાં કેટલાંક આલંકારિક વર્ણનો વગેરે કલ્પસત્રમાં પાછળથી ઊમેરાએલાં છે. સ્થવિરાવલી અને સામાચારીનો કેટલોક અંશ પણ પાછળથી ઊમેરાએલો હોવાનો સંભવ છે. આ વિષે મારા અધ્યયનને અંતે મને જે જણાયું છે તે અહીં જણાવવામાં આવે છે—

આજે આપણા સમક્ષ કલ્પસૂત્રની જે પ્રતિઓ છે, તે પૈકી ખંભાતના શ્રીશાંતિનાથના તાડપત્રીય ભંડારની પ્રતિ વિ૦ સં૦ ૧૨૪૭માં લખાએલી હોઈ સૌ કરતાં પ્રાચીન છે; તેમાં ચૌદ સ્વપ્નને લગતો વર્ણક ગ્રંથ બીલકુલ છે જ નહિ. તેમ જ મેં મારા સંશોધનમાટે જે છ પ્રતિઓનો સંપૂર્ણપણે ઉપયોગ કર્યો છે તે પૈકી ग અને छ એ બે પ્રતિઓમાં સ્વપ્નને લગતો વર્ણકગ્રંથ પ્રકારાન્તરે અને અતિ સંક્ષિપ્ત છે. જ્યારે બીજી પ્રતિઓમાં વર્તમાનમાં પ્રચલિત સ્વપ્ન વિષેનો વર્ણકગ્રંથ અક્ષરશઃ મળે છે. આ રીતે ચૌદસ્વપ્ન વિષે ત્રણ વાચનાન્તરો મારા જોવામાં આવ્યાં છે. શ્રીમાન્ ચૂર્ણિકાર અને તેમને પગલે ચાલનાર ટિપ્પનકકાર પણ સ્વપ્નસંબંધી વર્ણકગ્રંથ માટે સર્વથા ચૂપ જ છે, સ્વપ્નસંબંધી વર્ણકગ્રંથના એક પણ શબ્દની તેઓ વ્યાખ્યા નથી કરતા. આ બધું જોતાં સ્વપ્ન સંબંધી પ્રચલિત વર્ણકગ્રંથ અંગેના મૌલિકપણા વિષે જરૂર શંકાને સ્થાન છે. પરંતુ તે સાથે બીજો પ્રશ્ન એ ઊભો થાય છે કે ત્રિશલા ક્ષત્રિયાણી ચૌદ સ્વપ્નોને જોઈને જાગે છે, એ ચૌદ સ્વપ્નોના નામ પછી તરત જ **तए ण सा तिसला खत्तियाणी इमे पयारूवे ओराले चोद्दस महासुमिणे पासित्ता णं पडिबुद्धा** સૂત્ર આવે છે; અર્થાત્ "ત્રિશલા ક્ષત્રિયાણી આ અને આ પ્રકારનાં ઉદાર ચૌદ મહાસ્વપ્નને જોઈને જાગી" એ સૂત્રમાં "આ અને આ પ્રકારનાં ઉદાર" એ વાક્ય

જોતાં આપણને સહેજે એ પ્રશ્ન થાય છે કે "આ પ્રકારનાં ઉદ્ગાર એટલે કેવાં ઉદ્ગાર?" આ જાતનો પ્રશ્ન કે જિજ્ઞાસા, આપણને ચૌદસ્વપ્નને લગતા વર્ણકગ્રંથના અસ્તિત્વની કલ્પના તરફ ખેંચી જાય છે અને આ કારણસર આ ઠેકાણે ચૌદસ્વપ્નને લગતો કોઈને કોઈ પ્રકારના વર્ણકગ્રંથનું હોવું એ અનિવાર્ય બની જાય છે. પરંતુ જ્યાં સુધી આપણા સામે બીજી પ્રાચીન પ્રતિઓ ન હોય ત્યાં સુધી એ વર્ણકગ્રંથ કેવો હોવો જોઈએ, એનો નિર્ણય કરવાનું કામ ઘણું કઠિન છે. અત્યારના પ્રચલિત વર્ણકગ્રંથના મૌલિકપણા વિષે શંકાને સ્થાન છે; તે છતાં એટલું ધ્યાનમાં રાખવું અતિ આવશ્યક છે કે પ્રચલિત સ્વપ્નવિષયક વર્ણકગ્રંથ અર્વાચીન હોય તો પણ તે અનુમાન હજાર વર્ષથી અર્વાચીન તો નથી જ.

આ ઉપરાંત ઇન્દ્ર, ગર્ભાપહાર, અટ્ટણશાલા, જન્મ, પ્રીતિદાન, દીક્ષા, કેવલજ્ઞાન, ચાતુર્માસ, નિર્વાણ, અંતકૃદ્ભૂમિ આદિ વિષયક સૂત્રપાઠ અને વર્ણકગ્રંથના અસ્તિત્વની સાક્ષી તો ચૂર્ણિકાર પોતે પણ આપે છે. એ પછીનાં જિનચરિતો કે જેમાં ત્રેવીસ જિનેશ્વરોનાં ચરિત્ર અને અંતરો વિષેના સૂત્રપાઠનો સમાવેશ થાય છે તેની તથા ગણધરાદિ સ્થવિરોની આવલી અને સામાચારીગ્રંથ હોવાની સાક્ષી નિર્યુક્તિકાર અને ચૂર્ણિકાર એમ બન્ને ય સ્થવિરો **पुरिमचरिमाण कप्पो०** નિ૦ ગા૦ ૬૨ અને તેની ચૂર્ણી દ્વારા આપે છે. ગણધરાદિ સ્થવિરોની આવલી આજે કલ્પસૂત્રમાં જે રૂપે જોવામાં આવે છે તેવી અને તેટલી તો ચતુર્દશપૂર્વધર ભગવાન્ શ્રીઆર્યભદ્રબાહુસ્વામિપ્રણીત કલ્પસૂત્રમાં હોઈ જ ન શકે. એટલે જ્યારે પ્રસ્તુત કલ્પસૂત્રને અથવા આગમોને પુસ્તકારૂઢ કરવામાં આવ્યાં તે જમાનાના સ્થવિરોએ એ ઉમેરેલી છે, એમ કહેવું એ જ સવિશેષ ઉચિત છે. આમ છતાં એક પ્રશ્ન તો આપણા સામે આવી ઊભો જ રહે છે કે—આજની અતિઅર્વાચીન અર્થાત્ સોળમા સત્તરમા સૈકામાં લખાએલી પ્રતિઓમાં જે સ્થવિરાવલી જોવામાં આવે છે, એ ક્યાંથી આવી? કારણ કે ખંભાત, અમદાવાદ, પાટણ, જેસલમેર વગેરેની સંખ્યાબંધ તાડપત્રીય પ્રતિઓ તપાસી, તેમાંથી મને પાછળના સ્થવિરોને લગતી સ્થવિરાવલી કોઈ પણ પ્રતિમાંથી મળી નથી આમ છતાં એમ માનવાને તો આપણું મન જરા યે કબૂલ નથી થતું કે એ અંશ નિરાધાર હોય[1]. એટલે આ વિષે ચોક્કસાઈભર્યું અન્વેષણ કરવાની આપણી ફરજ ઊભી જ રહે છે.

આટલું વિચાર્યા બાદ સામાચારી આવે છે. તેમાં શરૂઆતનાં પર્યુષણાવિષયક જે સૂત્રો છે તે પૈકી સૂત્રાંક ૨૩૧માં **अंतरा वि य से कप्पइ, नो से कप्पइ तं रयणिं उवायणावित्तए** આ પ્રમાણે જે સૂત્રાંશ છે તે પંચમીની ચતુર્થી કરાઈ તે પછીનો છે, એમ આપણને સ્વાભાવિક જ લાગે છે. આ સૂત્રાંશનો આપણે કેવો અર્થ કરવો જોઈએ અને ઉત્સર્ગ—અપવાદની મર્યાદાને લક્ષમાં રાખીને એની સંગતિ કેવી રીતે સાધવી જોઈએ?, એ વિચારવા જેવી બાબત છે. મને લાગે છે, અને ઉત્સર્ગ—અપવાદની મર્યાદાને મારી અલ્પ બુદ્ધિએ હું સમજ્યો છું ત્યાંસુધી "સંવત્સરીપર્વની આરાધના કારણસર

ભાદ્રપદ શુદિ પંચમી પહેલાં થઈ શકે, પરંતુ તે પછી નહિ” આ વચન સ્થવિર ભગવંતે તે સમયની મર્યાદાને લક્ષીને જ જણાવ્યું છે; પરંતુ તેટલા માત્રથી ઉત્સર્ગ–અપવાદની મર્યાદા જાણનાર ગીતાર્થોએ આ સૂત્રને સદા માટે એકસરખું વ્યાપક કરવું ન જોઈએ. અર્થાત્ ભગવાન શ્રીકાલકાર્ય સમક્ષ જે પ્રકારનો પ્રસંગ ઉપસ્થિત થયો તે જ પ્રકારનો તેથી ઉલટો પ્રસંગ કોઇ સમર્થ ગીતાર્થ સમક્ષ આવી પડે તો તે, પંચમી પછી પણ સંવત્સરીની આરાધના કરીને આરાધક થઈ શકે અને બીજાઓને પણ આરાધક બનાવી શકે. અને તેમ કરવામાં તે ગીતાર્થ સૂત્રાજ્ઞાને અને ઉત્સર્ગ–અપવાદની મર્યાદાને સંપૂર્ણરીતે આરાધે છે, એમ આપણે સમજવું જોઈએ.

આ ઉપરાંત સામાચારીનું વ્યાખ્યાન સંક્ષેપમાં નિર્યુક્તિકારે અને સમગ્રભાવે ચૂર્ણિકારે કરેલ હોવાથી તેના અસ્તિત્વની પ્રાચીનતા સ્વયંસિદ્ધ છે, એટલે એ વિષે મારે ખાસ વધારે કહેવા જેવું કશું જ રહેતું નથી.

## કલ્પસૂત્રમાં પાઠભેદો અને સૂત્રોનું ઓછાવત્તાપણું

કલ્પસૂત્રની પ્રાચીન પ્રતિઓમાં પાઠભેદો અને સૂત્રોનું ઓછાવત્તાપણું ઘણે સ્થળે છે અને વિવિધ રીતે આવે છે. આ બધું ય અમે કલ્પસૂત્રની પાદટિપ્પણીમાં વિસ્તૃત રીતે આપેલુ છે. આમ છતાં ચૂર્ણિકાર અને તેમને પગલે ચાલનાર ટિપ્પનકકારે તેમના યુગની પ્રાચીન પ્રતિઓને આધારે જે પાઠો સ્વીકારીને વ્યાખ્યાન કર્યું છે તે પાઠભેદોનો સમાવેશ ઉપર જણાવેલ પાદટિપ્પણીમાં મોટે ભાગે થતો નથી. એટલે તે પાઠભેદોને તારવીને આ નીચે આપવામાં આવે છે.

## ચૂર્ણીકારે સ્વીકારેલા પાઠભેદો

| सूत्राक | मुद्रित सूत्रपाठ | चूर्णीपाठ |
|---|---|---|
| ३ | पुव्वरत्तावरत्तकालसमयंसि | पुव्वरत्तावरत्तंसि |
| १४ | –मुइंग– | –मुरव– |
| ६१ | पट्ठेहिं कुसलेहिं मेहावीहिं जिय० | पट्ठेहिं णिउणेहिं जिय० |
| ६२ | उण्होदएहि य | (નથી) |
| ,, | अणेगगणनायग० આદિ સામાસિક વાક્ય | અસ્તવ્યસ્ત |
| १०७ | पित्तिज्जे | पेत्तिज्जए |
| १२२ | अतरावास | अतरवास |
| १२३ | अतगडे | (નથી) |
| १२६–२७ सूत्र | | પૂર્વાપર છે. |
| २३० | पज्जोसवणाए | पज्जोसविए |
| २८१ | अणट्ठावग्गिस्स | अट्ठावग्गिस्स |

# ટિપ્પનકકારે સ્વીકારેલા પાઠભેદો

| सूत्राङ्क | मुद्रित सूत्रपाठ | टिप्पनकपाठभेद |
| --- | --- | --- |
| ३ | पुव्वरत्तावरत्त | अड्डरत्तावरत्त |
| ६ | -माणंदिया | -माणंदिया णंदिया |
| ७ | अत्थोग्गहं | अत्थोग्गहणं |
| ९ | विन्नाय- | विन्नय- |
| ,, | धारए | धारए |
| ,, | परिनिट्ठिए | सुपरिनिट्ठिए |
| १४ | महयाहयनट्टगीयवाइयतंतीतलतालतुडियघण-<br>मुइंगपडुप्पवाइयरवेणं | महयाहयनट्टगीयवाइयसंखसंखियखरमुहीपोयापिरिपिरिया-<br>पणवपडहभंभाहोरंभभेरीझल्लरीदुंदुहितततविततघणझुसिरतं-<br>तीतलतालतुडियमुइंगपडुप्पवाइयरवेणं |
| २६ | रयणाणं ઇત્યાદિ महागयरं | रयणाणं जाव महागयरे |
| ३३ | पुव्वरत्तावरत्त— | अड्डरत्तावरत्त- |
| ४९ | अतुरिय अचवलमसंभंताए | अतुरियमसंभंताए |
| ५१ | फलवित्तिविसेसं | फलविसेसे |
| ५२ | -चुच्चुमालइयरोमकूवे | चुंचुमालइए ऊसवियरोमकूवे |
| ५३ | -सपुन्न- | -पुन्न- |
| ५४ | विन्नाय- | विन्नय- |
| ५४ | सूरे वीरे | सूरे धीरे वीरे |
| ६० | -गुंजद्धरागसरिसे कमलायरसंडबोहए<br>उट्ठियम्मि सूरे सहस्सरस्सिम्मि दिणयरे<br>तेयसा जलंते य सयणिज्जाओ अब्भुट्ठेइ | -गुंजद्धबंधुजीव[पारावतचलणनयणपरहुयसुरत्तलोयण<br>जासुयणकुसुमरासि]हिंगुलयणियरातिरेयरेहंतसरिसे<br>कमलायरसंडबोहए उट्ठियम्मि सूरे सहस्सरस्सिम्मि<br>तम्मि य करपहारपरद्धम्मि [अंधकारे बालायवकुंकुमेण<br>खचिय व्व जीवलोए सयणिज्जाओ अब्भुट्ठेइ ॥] |
| ६१ | पीणणिज्जेहिं जिघणिज्जेहिं दप्पणिज्जेहिं<br>मयणिज्जेहिं विंहणिज्जेहिं सव्वि- | पीणणिज्जेहिं दीवणिज्जेहिं दप्पणिज्जेहिं निप्पणिज्जेहिं<br>सव्वि- |
| ,, | पट्ठेहिं कुसलेहिं मेहावीहिं जिय- | पत्तट्ठेहिं णिउणेहिं जिय- |
| ६२ | अहयसुमहग्घदूसरयणसुसंवुए | नासानीसासवायवोज्झचक्खुहरवन्नफरिसजुत्तहयला-<br>लापेलवातिरेगधवलकणगखचियंतकम्मदूसरयणसंवुए |
| ६३ | अंगसुहफरिसयं | अंगसुहफासयं |
| ६५ | सिग्घ० आदिपदरहित | सिग्घ०आदिपदसहित |
| ६८ | रन्ना वंदिय | रन्ना अच्चियवंदिय- |
| ७८ | विउलेण पुप्फ- | विउलेणं असणेणं जाव पुप्फ- |
| ८४ | ├ ┤ આ ચિહ્ન વચ્ચેનો પાઠ | महारहेतु ના પછી છે |
| ,, | गब्भिम्मिवत्ताइ | गब्भिक्किवत्ताइ गब्भिट्ठियाइ |
| ९२ | उद्धुभयमाण | मज्झनुभयमाण |

| | | |
|---|---|---|
| ९२ | –गंधमंल्लेहिं ववगयरोगसोगमोहभयपरित्तासा जं तस्स गब्भस्स हियं मियं पत्थं गब्भपोसणं तं देसे य काले य आहारमाहारेमाणी विवित्तमउएहिं सयणासणेहिं पइरिक्कसुहाए मणाणुकूलाए विहारभूमीए पसत्थदोहला संपुन्नदोहला सम्माणियदोहला अविमाणियदोहला वुच्छिन्नदोहला विणीयदोहला सुहं सुहेणं | गंधमल्लेहिं जं तस्स गब्भस्स हियं मियं पत्थं गब्भपोसणं तं देसे य काले य आहारमाहारेमाणी विवित्तमउएहिं सयणासणेहिं पइरिक्कसुहाए मणाणुकूलाए विहारभूमीए पसत्थदोहला सम्माणियदोहला अविमाणियदोहला वुच्छिन्नदोहला संपुन्नदोहला विणीयदोहला ववगयरोगसोगमोहभयपरित्तासा सुहं सुहेण |
| ९७ અને ९९ सूत्र | | ટિપ્પનક પત્ર ૧૨–૧૩ની ૩ અંકની પાદ-ટિપ્પણી જુઓ. ૯૯ સૂત્રમાંનો उस्सुक्कं થી अणेगतालायराणुचरियं સુધીનો સૂત્રપાઠ ટિપ્પનકમાં ૯૭ મા સૂત્રમાં આવી જાય છે. |
| ९७ | –आइक्खग– | –आरक्खग |
| १०१ | तेण मित्तनाइनियगसयणसंबंधिपरिजणेण नायएहि य सद्धिं त | तस्स नियगसयणसंबंधिपरिजणस्स नायाण य त |
| १०२ | –भुत्तोत्तरागया | भुत्तोत्तराए |
| १११ | चेच्चा धणं चेच्चा रज्जं | चेच्चा रज्ज चेच्चा धणं |
| ११३ | सीसिएणं मञ्जुमञ्जुणा | सीसिएणं अभिभविय गामकटए मंजुमंजुणा |
| २४० | ⊢ ⊣ આ ચિહ્ન વચમાંનો પાઠ | ૨૪૧ સૂત્રમાં मत्तट्ठेण पज्जोसवित्तए પછી છે. |

## ચૂર્ણીકાર ટિપ્પનકકારે સ્વીકારેલા પાઠભેદો

| સૂત્રાંક | મુદ્રિત સૂત્રપાઠ | ચૂર્ણી ટિપ્પનક પાઠભેદ |
|---|---|---|
| ११३ | घोसेण य पडिवुज्झमाणे प २ सन्वि– | घोसेग अपडिवुज्झमाणे सन्वि– |
| १२३ | सुव्वयग्गी नामं | अग्गिवेसे नामं |
| १२३ | अच्चे लवे मुहुत्ते पाणू | अच्ची लवे मुत्ते पाणु |
| १२७ | अमावसाए | अवामंसाए |
| २२५ | मट्ठाइ सपधूमियाइ | मट्ठाइं सम्मट्ठाइं सरधूमियाइ |
| २४९ | उसिणोदए वियडे | सुद्धवियडे |
| २९१ | नगरे थी चेव एवमाइक्खइ सुधी | नगरे सदेवमणुयासुराए परिसाए मज्झट्ठिते चेव एवमाइक्खइ |

આ ઉપરાંત પ્રત્યંતરોમાં ઓછાંવત્તાં સૂત્રો, ઓછાવત્તા પાઠો, પાઠભેદો અને સૂત્રોના પૂર્વાપરને લગતા જે વિવિધ પાઠાંતરો છે તે અમે તે તે સ્થળે પાદટિપ્પણીમાં આપેલા છે તેનું અવલોકન કરવા વિદ્વાનોને ભલામણ છે.

## કલ્પસૂત્રનિર્યુક્તિ આદિની પ્રતિઓ

પ્રસ્તુત કલ્પસૂત્રની આવૃત્તિ સાથે કલ્પનિર્યુક્તિ, કલ્પચૂર્ણી અને પૃથ્વીચંદ્રાચાર્યવિરચિત કલ્પટિપ્પનક આ ત્રણ વસ્તુ પ્રકાશિત કરવામાં આવી છે એ, ઉપર કહેવાઇ ગયુ છે. આ ત્રણે ગ્રંથોની પાંચ પાંચ પ્રતિઓનો મેં આદિથી અંતસુધી સળંગ ઉપયોગ કર્યો છે. એ પ્રતિઓ ખંભાત અને જેસલમેરના જ્ઞાનભંડારની હતી. આ પ્રતિઓનો મેં ખાસ કોઇ સંકેત કે તેની સંજ્ઞા રાખી નથી. પણ જે પાઠ એક પ્રતિમાં હોય તેને प्रत्य० કે प्रत्यन्तरे થી જણાવેલ છે અને જે પાઠ ઘણી પ્રતોમાં હોય ત્યાં प्रत्यन्तरेषु એમ પાઠભેદ સાથે જણાવ્યુ છે. ઉપરોક્ત બધી જ પ્રતિઓ તાડપત્રીય પ્રતિઓ છે અને તે તેરમા અને ચૌદમા સૈકામાં લખાએલી છે. અર્થાત્ મેં મારા સંશોધન માટે પ્રાચીન પ્રતિઓ કામમાં લીધી છે.

## નિર્યુક્તિ અને ચૂર્ણીની ભાષા

ઉપર જેમ કલ્પસૂત્ર માટે કહેવામાં આવ્યુ છે તેમ નિર્યુક્તિ-ચૂર્ણીની જે પ્રાચીન પ્રતિઓ મારા સામે છે તેમાં ભાષાપ્રયોગોનું વૈવિધ્ય ઘણું છે. આ ભાષાવૈવિધ્ય અને તેના મૌલિક સ્વરૂપને વિસરી જવાને કારણે આજની જેમ પ્રાચીન કાળના સંશોધકોએ પણ ગ્રંથોમાં ઘણા ઘણા ગોટાળા કરી નાખ્યા છે. આ ગોટાળાઓનો અનુભવ પ્રાચીન પ્રતિઓ ઉપરથી ગ્રંથોનું સંશોધન કરનારને બહુ સારી રીતે હોય છે. આવા પાઠોનાં ઢગલાબંધ ઉદાહરણો આપી શકાય તેમ છે. તે છતાં હું અહીં માત્ર પ્રસ્તુત કલ્પચૂર્ણીમાંથી એક જ ઉદાહરણ આપુ છું, જે ઉપરથી વિદ્વાનોને ખ્યાલ આવશે કે-આવા પાઠોના સંશોધકોને શાબ્દિકશુદ્ધિ સિવાય અર્થસંગતિ વિષે કશું ય ધ્યાન નથી હોતું. પ્રસ્તુત કલ્પસૂત્રની ચૂર્ણીમાં (પૃ. ૯૪માં) **मा पणतिज्जिस्सं ति** આ શુદ્ધ પાઠ લેખકોના લિપિદોષથી **मा पणतिज्जिस्सं ति** પાઠ બની ગયો અને ઘણી પ્રતિઓમાં આ પાઠ મળે પણ છે. આ પાઠ કોઇ ભાગ્યવાને સુધારવા પ્રયત્ન કર્યો અને તેને બદલે તેમણે **मोपण तिज्जिस्सं ति** પાઠ કર્યો, જેની અર્થદૃષ્ટિએ સંગતિ કશી જ નથી. ખરી રીતે **मा पणतिज्जिस्सं ति** (**सं. मा पनकयिष्यन् इति**) એનો અર્થ "નિગોદ અથવા ફૂગ ન વળે" એ છે. આવા અને આથીએ લિપિદોષ આદિના મોટા ગોટાળાઓ ચૂર્ણીગ્રંથોમાં ઘણા જ થયા છે. અને આ બધા ગોટાળાઓ આજના મુદ્રિત ચૂર્ણીગ્રંથોમાં આપણને જેમના તેમ જોવા મળે છે.

અહીં પ્રસંગોપાત જૈન મુનિવરોની સેવામાં સવિનય પ્રાર્થના છે કે-જૈન આગમો અને તે ઉપરના નિર્યુક્તિ-ભાષ્ય-ચૂર્ણી આદિ વ્યાખ્યાગ્રંથોનું વાસ્તવિક અધ્યયન અને સંશોધન કરવા ઇચ્છનારે પ્રાકૃતાદિ ભાષાના ગંભીર જ્ઞાન માટે શ્રમ લેવો જોઇએ. આ જ્ઞાન માટે માત્ર ભગવાન્ શ્રીહેમચન્દ્રાચાર્યકૃત પ્રાકૃત વ્યાકરણ જ બસ નથી. પ્રાકૃતભાષાના અગાધ સ્વરૂપને જોતાં આચાર્ય શ્રીહેમચંદ્રકૃત પ્રાકૃત વ્યાકરણ એ તો પ્રાકૃતભાષાની બાળપોથી જ બની જાય છે. એટલે આ માટે નિર્યુક્તિ-ભાષ્ય-ચૂર્ણી આદિ ગ્રંથોનું

ભાષાજ્ઞાનના વિવેક અને પૃથક્કરણ પૂર્વક અધ્યયન કરવું અતિઆવશ્યક છે. આ અધ્યયનને પરિણામે ભગવાન્ શ્રીહેમચંદ્રસૂરિના ઉપર બાળપોથીરૂપે ઓળખાવેલા પ્રાકૃત વ્યાકરણમાં કેટલાં અગાધતા અને ગાંભીર્ય ભર્યાં છે અને એ વ્યાકરણનું સર્વાંગી સ્વરૂપ ઘડવામાટે તેમણે કેટલુ અગવાહન અને શ્રમ કર્યો છે તેનો આપણને ખ્યાલ આવી શકે છે. પ્રાચીન પ્રાકૃત વ્યાકરણોમાં જે પ્રયોગો અને સૂત્રો નહોતાં એ આચાર્ય શ્રીહેમચંદ્રના વ્યાકરણમાં ક્યાંથી આવ્યાં? તેમજ એ ભાષા ઉપર લેખકોના લિપિદોષ, ભાષાઓના વિમિશ્રણ વગેરેની શી શી અસર થઈ છે અને તેનો વિવેક કેટલી ધીરજથી શ્રીહેમચદ્રાચાર્યે કર્યો છે, તેનો સાચો જવાબ જૈન આગમો અને તે ઉપરના વ્યાખ્યાગ્રંથો આદિના અધ્યયનથી જ આપી શકાય તેમ છે. આચાર્ય શ્રીહેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણની રચના બાદ વિશ્વનાં બધાં જ પ્રાચીન પ્રાકૃત વ્યાકરણો ગૌણ બની ગયાં છે તેનું કારણ એમના વ્યાકરણની સર્વદેશીયતા અને સર્વાંગપૂર્ણતા છે.

આ ઉપરાંત, જૈન આગમોના અધ્યયન અને સંશોધન માટે જેટલી ભાષાજ્ઞાનની આવશ્યકતા છે તેટલી જ જરૂરીઆત ઉત્તરોત્તર લેખકદોષાદિને કારણે અશુદ્ધિના ભંડારરૂપ બની ગએલ જૈન આગમો અને તે ઉપરના નિર્યુક્તિ-ભાષ્ય આદિ વ્યાખ્યાગ્રંથોના અધ્યયન આદિ માટે પ્રાચીન ગ્રંથસ્થ લિપિ અને તેમાંથી લેખકોએ ઉપજાવી કાઢેલા ભ્રામક પાઠો કે વિવિધપ્રકારના લિપિદોષોના જ્ઞાનની પણ છે. આ લિપિની મૌલિકતા અને લેખકોએ કરેલી વિકૃતિઓનું ભાન જેટલુ વિશેષ એટલી જ ગ્રંથસંશોધનમાં સરળતા રહે છે. આ સાથે પ્રાચીન ગ્રથોમાં જ્યાં સંખ્યાનો નિર્દેશ કરવામાં આવતો કે ભાંગાઓ અથવા ભંગજાળ વગેરેની સંખ્યા આદિ દેખાડવામાં આવતાં ત્યાં તેમને અક્ષરાંકોમાં દેખાડતા. એટલે એ અક્ષરાંકોનું જ્ઞાન પણ એટલુ જ આવશ્યક છે.

વિષયાંતર થઈને આટલુ જણાવ્યા પછી હું મૂળવિષય તરફ આવું છું–ઉપર જણાવેલા ભ્રામક પાઠો કે લિપિભેદજનિત વિકૃત અશુદ્ધ પાઠોના પાઠાભેદોને મોટે ભાગે મેં જતા કર્યા છે. તેમ છતાં કેટલેક ઠેકાણે તેવા વિવિધ પાઠો કે જેની અર્થસંગતિ કોઈ રીતે થઈ શકતી હોય તેવા પાઠો આપ્યા પણ છે. જુઓ ચૂર્ણી પત્ર ૯૦ ટિ. ૨. આ ઠેકાણે **पक्कमट्टिगं सं. पक्कमृत्तिकम् पक्कमट्टियं सं. पक्कमृत्तिकम् पक्कमिज्जयं सं. प्रकान्तव्यम्** આ ત્રણ પાઠભેદો અપાયા છે. એ જ રીતે યોગ્ય લાગ્યું છે ત્યાં તેવા પાઠભેદોનો સંગ્રહ કરવામા આવ્યો છે. કેટલીકવાર પ્રાકૃત ભાષાભેદજનિત હજારો પ્રકારના પાઠો પૈકી કોઈ કોઈ પાઠભેદો નોંધ્યા છે. બાકી મોટે ભાગે જતા કરવામાં આવ્યા છે. ઉ. તરીકે–**णउइं णतुइं णउतिं णतुतिं, उउबद्धिता उडुबद्धिता, ओबद्धिता, पुण्णिमाते पुणिमाए पोण्णिमाते, लोक लोअ लोय लोग लोत, मोक मोग मोअ मोय मोत** ઇત્યાદિ. આવા સ્વરવિકાર, વ્યજનવિકાર પ્રત્યય-વિકાર વગેરેને લગતા અનેકવિધ પાઠો પૈકી ક્વચિત્ ક્વચિત્ પાઠભેદો આપ્યા છે. બાકી મોટે ભાગે એવા પાઠોને જતા કરવામાં આવ્યા છે.

ટિપ્પનકકાર આચાર્ય શ્રીપૃથ્વીચંદ્રસૂરિ મહારાજ છે. તેમના સમયાદિ વિષે હાલ તુરતમાં કશું કહેવાની મારી તૈયારી નથી. એટલે માત્ર તેમને વિષે એટલું કહું છું કે તેઓ ચૌદમા સૈકામાં વિદ્યમાન હોવાનો સંભવ છે. ટિપ્પનકકારે ટિપ્પનકની રચના કરવામાં ચૂર્ણીકારનું અનુગામિપણું સાધ્યુ છે. ચૂર્ણીકાર અને ટિપ્પનકકારે આખા કલ્પસૂત્ર ઉપર શબ્દશ: વ્યાખ્યા નથી કરી એટલે તેમના સામે કલ્પસૂત્રની વાચના કેવી હશે એ સ્પષ્ટપણે કહેવું મુશ્કેલ છે. તેમ છતાં તેમની વ્યાખ્યાઓમાં જે કેટલાંક બીજો છે તે ઉપરથી જે પૃથક્કરણ થઈ શકે તે મેં આ પ્રસ્તાવનામાં જણાવ્યુ છે.

અંતમાં પ્રસ્તુત કલ્પસૂત્રનુ જે રૂપ ઘડાવું જોઇએ તેમાં મારી નજરે કેટલીક ઊણપ રહી છે, પણ તેમાં મારી જેસલમેરના જ્ઞાનભંડાર વગેરેની પ્રવૃત્તિ કારણ છે. તે છતાં પ્રસ્તુત કલ્પસૂત્રનું સંખ્યાબંધ પ્રાચીન પ્રતિઓને આધારે જે પ્રામાણિક રૂપ ઘડાયુ છે તે એકંદર ઠીક જ ઘડાયું છે. આ કાર્યમાં છદ્મસ્થભાવજનિત અનેકાનેક સ્ખલનાઓ થવાનો સંભવ સહજ છે, તેને વિદ્વાનો ક્ષમાની નજરે જુએ અને યોગ્ય સંશોધન કરે એ અભ્યર્થના છે.

લિ. પ્રવર્ત્તકજી મહારાજ શ્રી ૧૦૦૮ શ્રીકાંતિવિજયજી મ૦
શિષ્ય મુનિવર શ્રીચતુરવિજયજી મહારાજ
**અંતેવાસી મુનિ પુણ્યવિજય**

## કાગળની પ્રતો

૯ ભારતીય વિદ્યા ભવન મુંબાઈની. સંવત ૧૪૨૭ની "કલ્પસૂત્ર"ની કાગળની હસ્તપ્રતોમાં સંવતની નોંધવાળી સૌથી પ્રાચીન પ્રતમાંના ૧૦ ચિત્રો પૈકી ચિત્ર ૫૭, ૫૮.

૧૦ પાટણ ૧. શ્રી સંઘનો ભંડાર. પાટણ. શ્રી પાર્શ્વનાથ ચરિત્રની પ્રતના બંને ચિત્રો તથા સંવત ૧૪૫૫ ની પ્રશસ્તિ. ચિત્ર ૫૯, ૬૦ અને ૬૧.

૧૧ પાટણ ૨. શ્રી સંઘનો ભંડાર. પાટણ. શ્રી કલ્પસૂત્રની તારીખ વગરની ચૌદમા સૈકાના અંત ભાગની. કાગળની હસ્તપ્રતમાંથી ચિત્ર ૬૨ થી ૭૧ તથા ૭૮ થી ૮૧.

૧૨ જીરા (પંજાબ) ના શ્રી આત્મારામ જૈન જ્ઞાનમંદિરની સંવત ૧૪૭૩ ની કાગળની "કલ્પસૂત્ર"ની હસ્તપ્રતના ચિત્રો પૈકી ચિત્ર ૭૨ થી ૭૭, ૮૨ થી ૧૦૯, ૧૧૨, ૧૧૩.

૧૩ સ્વર્ગસ્થ શ્રી. જયસિંહસૂરીશ્વરજીની સંવત ૧૪૮૯. ની પ્રતમાંથી બે ચિત્રો. ચિત્ર ૧૧૦, ૧૧૧.

૧૪ પાટણ ૩ શ્રી સંઘના ભંડારની. પાટણ. તારીખ વગરની ચૌદમા સૈકાની અત્યુત્તમ ચિત્રો વાળી પ્રતના ચિત્રો ૩૩ પૈકી ચિત્રો ૨૪. ચિત્ર ૧૧૪ થી ૧૨૫, ૧૫૦ થી ૧૫૯, ૧૮૬, ૧૮૭.

૧૫ હંસવિ૦ ૧ વડોદરાના શ્રી આત્માનંદ જ્ઞાનમંદિરમાં આવેલા શ્રી હંસવિજયજી શાસ્ત્ર સગ્રહની લગભગ પદરમા સૈકાના શરૂઆતના સમયની સુવર્ણાક્ષરી પ્રતમાંથી ચિત્ર ૨૩૧, ૨૮૫, ૨૮૬, ૨૯૦, ૩૨૧, ૩૨૨ થી ૩૫૩.

૧૬ હંસવિ૦ ૨ વડોદરાના શ્રી આત્માનંદ જ્ઞાનમંદિરમાં આવેલા શ્રી હંસવિજયજી શાસ્ત્રસંગ્રહની સંવત ૧૫૨૨ ની કલ્પસૂત્રની સુંદર સુશોભનો વાળી પ્રતમાંથી ૭૪ સુશોભનો પ્રસ્તુત સંગ્રહમાં રજુ કરવામાં આવેલાં છે. ચિત્ર ૧૨૬ થી ૧૪૯, ૧૬૦ થી ૧૮૫, ૧૯૪ થી ૨૦૫ અને ૨૦૬ થી ૨૧૭, ૨૫૮, ૨૫૯, ૨૬૧, ૨૬૪, ૨૬૫, ૨૭૪, ૨૭૫, ૨૭૯ થી ૨૮૪.

૧૭ લીંબડીની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના ભંડારની સુવર્ણાક્ષરી સવત ૧૫૧૪ ના મહા સુદી ૨ ને સોમવારના રોજ લખાએલી કલ્પસૂત્રની હસ્તપ્રતમાંથી ચિત્ર ૧૯૨, ૧૯૩.

૧૮ ડહેલા ૧. અમદાવાદના ડહેલાના ઉપાશ્રયની સંવત ૧૫૧૬ ના મહા સુદી ૬ ના રોજ લખાએલી સુવર્ણાક્ષરી પ્રત ઉપરથી ચિત્ર ૧૮૮, ૧૮૯, ૧૯૦, ૧૯૧, ૨૧૮, ૨૧૯.

૧૯ અમદાવાદ. શ્રીદયાવિમલજી શાસ્ત્રસંગ્રહની સુંદર ચિત્રાકૃતિઓવાળી કલ્પસૂત્રની સુવર્ણાક્ષરી પ્રત પરથી ચિત્ર ૧, ૨૮૯, ૩૫૮ થી ૩૬૨, ૩૬૩ થી ૩૬૬, ૩૭૧.

## સંક્ષેપોની સમજ

દયાવિ૦=શ્રીદયાવિમલજી શાસ્ત્ર સંગ્રહ, દેવસાનો પાડો, અમદાવાદ.

સં૦ પા.=સંઘવીના પાડાનો ભંડાર. પાટણ.

ઉ૦ ફો૦ ધ૦=ઉજમફોઇની ધર્મશાળા, અમદાવાદ.

નવાબ ૧ } સારાભાઈ મણિલાલ નવાબનો સંગ્રહ.
નવાબ ૨ } છીપા માવજીની પોળ; અમદાવાદ.

ઇડરની પ્રત=શેઠ આણંદજી મંગલજીની પેઢી. ઇડર.

ભારતી=ભારતીય વિદ્યા ભવન, મુંબઇ

પાટણ, ૧
પાટણ, ૨ } સંઘનો ભંડાર, શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર, પાટણ.
પાટણ, ૩

ડહેલા, ૧
ડહેલા, ૨ } ડહેલાના જૈન ઉપાશ્રયનો ભંડાર. દોસીવાડાની પોળ. અમદાવાદ.

હંસ વિ. ૧ } શ્રી આત્માનંદ જૈન જ્ઞાનમંદિરમાં આવેલો
હંસ વિ. ૨ } હંસવિજયજી શાસ્ત્ર સંગ્રહ. વડોદરા

કાંતિ વિ. ૧ } શ્રી આત્મારામ જૈન જ્ઞાનમંદિરમાં આવેલો
કાંતિ વિ, ૨ } પ્રવર્તકજી શ્રી કાંતિવિજયજીનો સંગ્રહ. વડોદરા

કુસુમ૦ ૧=સ્વર્ગસ્થ શ્રી વિજયકુસુમસૂરીશ્વરજીનો સંગ્રહ. અમદાવાદ

## સંક્ષેપોની સમજ

દયાવિ૦=શ્રીદયાવિમલજી શાસ્ત્ર સંગ્રહ, દેવસાનો પાડો, અમદાવાદ.

સં૦ પા.=સંઘવીના પાડાનો ભંડાર. પાટણ.

ઉ૦ ફે૦ ધ૦=ઉજમફોઇની ધર્મશાળા, અમદાવાદ.

નવાબ ૧ } સારાભાઈ મણિલાલ નવાબનો સંગ્રહ.
નવાબ ૨ } છીપા માવજીની પોળ; અમદાવાદ.

ઇડરની પ્રત=શેઠ આણંદજી મંગલજીની પેઢી. ઇડર.

ભારતી=ભારતીય વિદ્યા ભવન, મુંબઇ

પાટણ, ૧
પાટણ, ૨ } સંઘનો ભંડાર, શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર, પાટણ.
પાટણ, ૩

ડહેલા, ૧ } ડહેલાના જૈન ઉપાશ્રયનો ભંડાર. દોસીવાડાની પોળ. અમદાવાદ.
ડહેલા, ૨

હંસ વિ. ૧ } શ્રી આત્માનંદ જૈન જ્ઞાનમંદિરમાં આવેલો
હંસ વિ. ૨ } હંસવિજયજી શાસ્ત્ર સંગ્રહ. વડોદરા

કાંતિ વિ. ૧ } શ્રી આત્મારામ જૈન જ્ઞાનમંદિરમાં આવેલો
કાંતિ વિ, ૨ } પ્રવર્તકજી શ્રી કાંતિવિજયજીનો સંગ્રહ. વડોદરા

કુસુમ૦ ૧=સ્વર્ગસ્થ શ્રી વિજયકુસુમસૂરીશ્વરજીનો સંગ્રહ. અમદાવાદ

Plate X



Plate XI



Plate XII



Plate XIII



Plate XIV



Plate XV



Plate XVI



Plate XVII



Plate XVIII



Plate XIX



Plate XX



Plate XXI



Plate XXII



Plate XXIII

# ચિત્રવિવરણ

**મુખચિત્ર:** દચાવિ. પત્ર. ૧ આ ચિત્ર પ્રભુ મહાવીરના ચ્યવન કલ્યાણકનો પ્રસંગ રજૂ કરે છે.

પુષ્પોત્તર વિમાનમાંથી વીસ સાગરોપમનુ આયુષ્ય પૂર્ણ કરી ચ્યવ્યા. ચ્યવીને પ્રભુ મહાવીર બ્રાહ્મણ કુંડગ્રામ નામના નગરમાં, કોડાલગોત્રી ઋષભદત્ત બ્રાહ્મણની સ્ત્રી દેવાનંદા જે જાલંધર ગોત્રી છે, તેની કુક્ષિમાં ગર્ભરૂપે ઉત્પન્ન થયા. આષાઢ સુદિ ૬ ના દિવસની મધ્યરાત્રિના સમયે અને ઉત્તરાફાલ્ગુની નક્ષત્રને ચંદ્રનો યોગ પ્રાપ્ત થયો હતો તે વખતે પ્રભુ દિવ્ય આહાર, દિવ્ય ભવ અને દિવ્ય શરીરનો ત્યાગ કરીને ગર્ભમાં આવ્યા.

ચિત્રમાં પબાસન ઉપર પ્રભુ મહાવીરની મૂર્તિ બિરાજમાન કરેલી છે. હાલમાં જેવી રીતે જિન મંદિરમાં મૂર્તિને આભૂષણોથી શણગારવામાં આવે છે તેવી જ રીતે ચિત્રમાં પણ મસ્તકે મુગટ, બંને કાનમાં કુંડલ, ગરદનમાં કંઠો, હૃદય પર રત્નજડિત હાર, બંને હાથની કોણીના ઉપરના ભાગમાં બાજુબંધ, બંને કાંડા પર બે કડાં વગેરે ચીતરવામાં આવ્યાં છે. મૂર્તિ પદ્માસનની બેઠકે બેઠેલી છે, અને મૂર્તિની બને બાજુ પરિકર છે પરિકરની બંને બાજુએ એકેક પુરુષ સ્તુતિ કરતો ઊભેલો છે. વળી પબાસનની નીચે મધ્યમાં ધર્મચક્ર, ધર્મચક્રની બંને બાજુએ એકેક હાથી અને એકેક સિંહ તથા બંને છેડે એકેક વ્યક્તિ પ્રભુસ્તુતિ કરતી બેઠેલી છે.

ચિત્રમાની પ્રભુમૂર્તિની જમણી બાજુએ અને પાનાની બરાબર મધ્યમાં ગ્રથિસ્થાને હસ્તિ-સ્કંધ ઉપર બંને હાથે કલશ પકડીને પ્રભુ સન્મુખ આવતો સૌધર્મેન્દ્ર રજૂ કરેલો છે. પાનાની ઉપર અને નીચે પ્રભુનો જન્મકલ્યાણક મહોત્સવ ઊજવવા આવતાં દેવદેવીઓ જુદીજુદી પૂજન સામગ્રીઓ લઇને ગીતો ગાતાંગાતાં અને નૃત્ય કરતાંકરતાં આવતાં દેખાય છે.

ચિત્રમાં પાનાની જમણી બાજુના હાંસિયામાં અનુક્રમે ત્રણ પ્રસંગો રજૂ કરેલા છે. પ્રથમ લાલ વર્ણ વાળી ચાર હાથવાળી પદ્માવતી દેવીનું ચિત્ર રજૂ કરેલુ છે. દેવીના ચાર હાથો પૈકી ઉપરના જમણા હાથમાં અંકુશ તથા ડાબા હાથમાં પાશછે;અને નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ તથા ડાબા હાથમાં ફૂલ છે. દેવીની નીચે પ્રસંગ બીજામાં ને હાંસિયાની મધ્યમાં બે સ્ત્રીઓ નૃત્ય કરતી પ્રભુની સન્મુખ જોતી રજૂ કરેલી છે. આ બે સ્ત્રીઓ પૈકી એકમો જમણો હાથ મસ્તક ઉપર છે તથા ડાબા હાથમાં ફૂલની માળા પકડેલી છે; અને બીજી સ્ત્રીના હાથમાં ફ્લ જેવી માંગલિક વસ્તુ પકડેલી છે. ત્રીજા પ્રસંગમાં ચાર હાથવાળી અને પીળા વર્ણવાળી લક્ષ્મીદેવીનું ચિત્ર છે. દેવીના ઉપરના બંને હાથમાં દાંડી સહિતનુ વિકસિત કમલનુ એકેક ફૂલ છે, અને નીચેના બને હાથ વરદ મુદ્રાએ છે.

પાનાની ડાબી બાજુના હાંસિયામાં પણ ત્રણ પ્રસંગો રજૂ કરેલા છે. પ્રથમ ધોળા વર્ણ વાળી સરસ્વતી દેવીનું ચાર હાથ સહિતનુ ચિત્ર છે. દેવીના ઉપરના જમણા હાથમાં પુસ્તક, અને ડાબા

પુષ્પિકા ગુજરાતના ઇતિહાસ માટે ઉપયોગી હોવાથી ચિત્ર ૪ માં આખું પાનું રજૂ કરેલું છે.

## Plate XI

**ચિત્ર ૪૯:** મહાવીર-નિર્વાણ. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૫નું આ ચિત્રનું વર્ણન.

**ચિત્ર ૫૦:** પાર્શ્વનાથનો લોચ. નવાબ ૨ પરથી આ ચિત્ર અત્રે રજૂ કરેલું છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૫૫નું વર્ણન. આ ચિત્રમાં પ્રભુના શરીરનો વર્ણ લીલો છે અને તે ઘણી ખરી બાબતોમાં ચિત્ર ૪૫ને મળતું જ છે.

**ચિત્ર ૫૧:** શ્રીનેમિનાથનો જન્મ. નવાબ ૧ પરથી આ ચિત્ર અત્રે રજૂ કરેલું છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૪૦ના નીચેના પ્રસંગનું વર્ણન. આ પ્રતમાં પણ ચિત્ર ૨૨ની માફક રૂપાની શાહીનો ઉપયોગ કરેલો છે. ભગવાનની માતા તથા પરિચર્યામાં ઊભી રહેલી બે પરિચારિકાઓના અંગોપાંગનું રેખાંકન તથા આટલા નાના કદના ચિત્રની રંગભરણી વગેરે, આ ચિત્ર ચિત્રકારની ચિત્રકળાની સિદ્ધહસ્તતાની સાબિતી આપે છે.

**ચિત્ર ૫૨:** ઋષભદેવનું સમવસરણ. આ ચિત્ર પણ નવાબ ૨ પરથી અત્રે રજૂ કરેલું છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૬નું વર્ણન. આ ચિત્રમાંનું સમવસરણ પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવનું છે અને ચિત્ર ૧૬ ચોવીશમા તીર્થંકર શ્રીમહાવીર સ્વામીના સમવસરણનું છે, તે ફેરફાર સિવાય પ્રભુના શરીરનો વર્ણ, ત્રણ ગઢ બધું સરખું છે. આ ચિત્રના નીચેના ભાગના બંને ખૂણામાં એક શ્રાવક (ગૃહસ્થ) તથા એક શ્રાવિકા (સ્ત્રી) ચિત્રકારે રજૂ કરીને આ પ્રત ચીતરાવનાર ગૃહસ્થ યુગલની ૨ ઐતિહાસિક પ્રતિકૃતિ વધારામાં આપવાનો પ્રયત્ન કરેલો છે, તે આ ચિત્રની ખાસ વિશિષ્ટતા છે.

**ચિત્ર ૫૩:** ત્રણ સાધુ અને બે શ્રાવિકાઓ. આ ચિત્ર તથા ચિત્ર ૫૪ નવાબ ૧ પ્રત ઉપરથી જ અત્રે રજૂ કરેલાં છે. આ ચિત્રના ઉપરના ભાગમાં ગુરુ, શિષ્યને ઉપદેશ આપતા તથા એની નીચેના ભાગમાં ગુરુ (સાધુ), સામે બેઠેલી બે શ્રાવિકાઓને ઉપદેશ આપતા બતાવીને તે સમયના એટલે કે ચૌદમા સૈકાના જૈન સાધુઓના તથા શ્રાવિકાઓના ધર્મશ્રવણના રીતરિવાજોનું ચિત્રકારે આપણને દિગ્દર્શન કરાવેલું છે.

**ચિત્ર ૫૪:** ચતુર્વિધ સંઘ. આ ચિત્રના ઉપરના ભાગમાં ગુરુ મહારાજના સિંહાસનની પાછળ ગુરુની સેવામાં ઊભા રહેલા સાધુ (શિષ્ય) સહિત ત્રણ સાધુઓ તથા બે ગૃહસ્થ-શ્રાવકો તથા નીચેના ભાગમાં બે સાધ્વીઓ તથા સામે બેઠેલી ચાર શ્રાવિકાઓ બતાવીને ચિત્રકારે ચૌદમા સૈકાના સાધુ-સાધ્વી અને શ્રાવક-શ્રાવિકારૂપ જૈન ચતુર્વિધ સંઘના પહેરવેશ તથા રીતરિવાજોનો સુંદર ખ્યાલ આપવા પ્રયત્ન કરેલો છે, બંને ચિત્રોમાં રૂપાની શાહીનો ઉપયોગ કરેલો સ્પષ્ટ દેખાય છે.

## Plate XII

**ચિત્ર ૫૫:** શ્રીપાર્શ્વનાથનો પંચમુષ્ટિ લોચ. ઈડરની પ્રતના પાના ૬૦ ઉપરથી મૂળ ચિત્રનું કદ ૨$\frac{3}{4}$×૨$\frac{3}{4}$ ઇંચ ઉપરથી મોટું કરીને અત્રે રજૂ કર્યું છે.

શ્રીપાર્શ્વનાથ પ્રભુએ શ્રમણપણું અંગિકાર કર્યું ત્યારે હેમંતઋતુનું ત્રીજું પખવાડિયું-પોષ

માસનો કૃષ્ણ પક્ષ વર્તતો હતો. તે પખવાડિયાની અગિયારશના દિવસે (ગુજરાતી માગશર વદી અગિયારશ) પહેલા પ્રહરને વિષે, વિશાલા નામની પાલખીમાં બેસીને આશ્રમ પદ ઉદ્યાનમાં, અશોક નામના ઉત્તમવૃક્ષની પાસે તે આવ્યા, પાલખીમાંથી નીચે ઊતર્યા, પોતાની મેળેજ પોતાનાં આભૂષણ વગેરે ઊતાર્યાં, અને પોતાની મેળે જ પંચમુષ્ટિ લોચ કર્યો. આખીએ ચિત્રમાલામાં આ ચિત્ર બહુ જ ધ્યાન ખેંચે તેવી રીતે ચિત્રકારે તાદૃશ્ય ચીતર્યું છે. આજુબાજુના ઝાડની ગોઠવણી બહુ જ સુંદર પ્રકારની છે. આખુંએ ચિત્ર મૂળ સોનાની શાહીથી ચીતરેલું છે.

**ચિત્ર ૫૬:** પ્રભુ મહાવીરનો જન્મ. ઇડરની પ્રતના પાના ૩૫ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૪નું આ પ્રસંગને લગતું વર્ણન. તે ચિત્રમાં ત્રિશલા માતા મહાવીરના સન્મુખ જોઇ રહેલાં છે. અને તે એકલાં જ છે, જ્યારે આ ચિત્રમાં માતા ત્રિશલાના હાથમાં મહાવીર પ્રભુ બાળકરૂપે છે પરતુ તેણીની નજર સ્ત્રી-નોકર જે પગ આગળ ઊભી છે તેની સન્મુખ છે. ડાબા હાથે ત્રિશલા તે સ્ત્રી-નોકરને પુત્ર જન્મની ખુશાલીમાં કાંઇક ઈનામ આપતાં હોય એમ લાગે છે. છતનાં ભાગમાં સુંદર સુશોભિત ચંદરવો બાંધેલો છે. પલંગની નીચે ચિત્રની જમણી બાજુથી અનુક્રમે શેક કરવા માટે સગડી, પગ મૂકીને ઉતરવા માટે પાદપીઠ, પાદપીઠ ઉપર કાંઇક વસ્તુ છે જે સ્પષ્ટ સમજી શકાતી નથી અને થૂંકવા માટે પિકદાની છે. આ ચિત્ર પણ ચિત્ર ૫૫ની માફક મૂળ ચિત્ર કરતાં મોટું કરીને અત્ર રજૂ કરેલું છે.

આ રીતે ૧૧ ચિત્રફલકોમાં ૫૬ તાડપત્રીય કલ્પસૂત્રનાં ચિત્રો આ પુસ્તકમાં આપવામાં આવેલાં છે.

## Plate XIII

**ચિત્ર ૫૭:** પ્રભુ મહાવીર. ભારતી. ની કાગળની કલ્પસૂત્રની પ્રતના પાના ૧ ઉપરથી કલ્પ-સૂત્રની કાગળપરની સચિત્ર હસ્તપ્રતોમાં તારીખની નોંધવાળી આજસુધી મળી આવેલી પ્રતોમાં આ પ્રત સૌથી પ્રાચીન હોવાથી પ્રતના ૧૦ ચિત્રમાંથી એક અત્રે રજૂ કરેલું છે. લાલ સિંદૂરિયા રંગની પૃષ્ઠભૂમિપર પીળા રંગની શ્રી મહાવીર પ્રભુની પદ્માસનસ્થ મૂર્તિ બિરાજમાન છે. વિશેષ વર્ણન માટે જુઓ ચિત્ર ૧૨નું વર્ણન.

**ચિત્ર ૫૮:** પ્રશસ્તિનુ પાનું. ચિત્ર ૫૭ વાળી હસ્તપ્રતનું છેલ્લું પાનૂ લખાણની સાત લીટી-ઓ પકી બીજી લીટીમાં પ્રશસ્તિના ૨૬ માં શ્લોકમાં આ પ્રત ૧૪૨૪મા લખાવ્યાનો ઉલ્લેખ આ પ્રમાણે અક્ષરોમાં કરેલો છેઃ

૨૪ ૪૧
विक्रमादित्यतो वर्षे जिनवेदेंदु संमिते ।
श्रीकल्पपुस्तकं स्वस्तिदायकं समलीलिखत् ॥ २६॥

વિક્રમ સંવત ૧૪૨૪મા સ્વસ્તિને આપવાવાળું [આ] કલ્પસૂત્ર લખાવામા આવ્યું છે

ત્રીજી લીટીના ૨૭મા શ્લોકમાં સંવત ૧૪૨૭માં પોતાના ગુરુને વાંચવા માટે આપ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ આ પ્રમાણે છેઃ

૭ ૨ ૪ ૧
मुनिनयनवेदचंद्र प्रमिते संवत्सरे निजगुरुभ्यः ।
उत्सवपूर्वं कल्पस्य पुस्तकं वाचयामास ॥ २७॥

## Plate XIV

**ચિત્ર ૫૯:** પ્રશસ્તિનું પાનું. પાટણ ૧. શ્રી પાર્શ્વનાથ તથા શ્રી પદ્માવતીદેવીના બે ચિત્રો મૂળ રંગમાં આ પુસ્તકમાં ચિત્ર ૬૦-૬૧ રજૂ કરેલાં છે, તે શ્રી ભાવદેવસૂરિ વિરચિત શ્રી પાર્શ્વનાથ ચરિત્રની સંવત ૧૪૫૫માં અણહિલપુર પાટણમાં લખાએલી પ્રતની પ્રશસ્તિનું છેલ્લું પાનું વાંચકોની જાણ સારૂ રજૂ કરેલું છે. લખાણની ૧૧ લીટીઓ પૈકીની સાતમી લીટીના ઉત્તરાર્ધ્ધમાં અને આઠમી લીટીના મોટા ભાગમાં આપેલા પહેલા શ્લોકમાં આ પ્રત પ્રખ્યાત પાટણ (અણહિલપુર પાટણ) શહેરમાં લખાવ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ આ પ્રમાણે છે:

५ ५ १४
पंचपंचमनुसंख्यवत्सरे १४५५ पौषमुख्यसुतिथौ दिनेविभो: ।
श्रीमतिप्रथितपत्तनेपुरे लेखकेन लिखितं सुपुस्तकम् ॥ १ ॥

(સંવત) ૧૪૫૫ના પોષ [મહિના]માં સારા દિવસે પ્રખ્યાત પાટણ શહેરમાં લેખકે [આ] સારૂં પુસ્તક લખ્યું છે. પછીના શ્લોકોમાં આ ચરિત્ર લખાવનારની પ્રશસ્તિ છે.

## Plate XV

**ચિત્ર ૬૦:** શ્રી પાર્શ્વનાથ. પાટણ ૧ ના પહેલા પાના ઉપરથી. પુરુષપ્રધાન અર્હન્ શ્રી પાર્શ્વનાથ ગ્રીષ્મકાળના પહેલા માસમાં, પહેલા પખવાડિયામાં, ચૈત્ર માસના કૃષ્ણ પક્ષમાં (ગુજરાતી ફાગણ વદમાં) ચોથની રાત્રિને વિષે, વીસ સાગરોપમની સ્થિતિવાળા પ્રાણત નામના દશમા દેવલોકથી ચ્યવીને વાણારસી નગરીના અશ્વસેન નામે રાજાની વામાદેવી પટરાણીની કુક્ષિને વિષે મધ્યરાત્રિએ વિશાખા નક્ષત્રમાં ચન્દ્રનો યોગ પ્રાપ્ત થતાં દેવ સંબંધી આહાર, ભવ અને શરીરનો ત્યાગ કરી ગર્ભપણે ઉત્પન્ન થયા. ચિત્રની મધ્યમાં નીલવર્ણની શ્રી પાર્શ્વનાથ ભગવાનની પદ્માસનસ્થ મૂર્તિ તેઓશ્રીનું ચ્યવન કલ્યાણક દર્શાવવા ચિત્રકારે રજૂ કરી છે. પ્રભુના મસ્તક ઉપર નાગરાજધરણેન્દ્રની સાત ફણા છે. આજે જેવી રીતે જિનમંદિરમાં જિનમૂર્તિઓને આભૂષણોથી શણગારવામાં આવે છે, તેવી જ રીતે આ ચિત્રમાં પણ મૂર્તિના મસ્તકે મુકુટ, બંને કાનમાં કુંડલ, ગરદનમાં કંઠો (હંસ કહેવાય છે તે આભૂષણ), હૃદય ઉપર રત્નજડિત હાર, બંને હાથના કાંડા ઉપર કડાં, બંને કોણીના ઉપરના ભાગમાં બાજુબંધ, બંને હાથની હથેળીઓ પલાંઠી ઉપર ભેગી કરી છે તેના ઉપર સોનાનું શ્રીફળ (બીજોરાના નામથી ઓળખવામાં આવે છે તે), કપાળમાં રત્નજડિત ગોળ તિલક (ટીકાના નામથી ઓળખવામાં આવે છે તે), છાતીની મધ્યમાં શ્રીવત્સ વગેરે આભૂષણો ચિત્રકારે સુસંગત રીતે ગોઠવેલાં છે. મૂર્તિની આજુબાજુ ચારે તરફ ફરતો પરિકર છે મૂર્તિની પલાંઠી નીચેની બેઠકની મધ્યમાં ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથનુ લંછન સર્પ પણ રજૂ કરેલું છે.

**ચિત્ર ૬૧:** દેવી પદ્માવતી. પાટણ ૧ ના પાના ૨ ઉપરથી. દેવીના શરીરનો વર્ણ કમલનાં ફૂલ જેવો ગુલાબી છે. દેવીને ઓળખવા માટે તેણીના ચારે હાથમાં જુદાં જુદાં આયુધો આપીને, દેવી આકાશમાં ઉડતાં હોય તેવું દૃશ્ય રજૂ કરવા માટે દેવીના શરીરના પાછળની બંને બાજુએ કમ્મર ઉપર પહેરેલા વસ્ત્રના બંને છેડાઓ પવનમાં ઉડતાં બતાવીને ચિત્રકારે પોતાનુ ચિત્રકલા ઉપરનું પ્રભુત્વ સાબિત કરી આપ્યુ છે. દેવીના ચાર હાથો પૈકી ઉપરના જમણા

હાથમાં અંકુશ તથા ડાબો હાથમાં પાશ, અને નીચેનો જમણો હાથ વરદમુદ્રાએ તથા ડાબા હાથમાં ફળ છે. આ આખું સ્વરૂપ દેવીનું તાંત્રિક સ્વરૂપ છે અને આવી જ રીતના આયુધોવાળી પદ્માવતી દેવીના સ્વરૂપનું વર્ણન મારા તરફથી પ્રસિદ્ધ થએલ 'શ્રી ભૈરવ પદ્માવતીકલ્પ' નામના ગ્રંથમાં આપેલું છે, જે આ પ્રમાણે છેઃ—

पाशफलवरदगजवशकरणकरा पद्मविष्टरापद्मा ।
सा मां पातु देवी त्रिलोचनारक्तपुष्पाभा ॥

દેવીના મસ્તકના મુગટની પાછળના ભાગમાં સર્પની ત્રણ ફણાઓ તથા દેવીનું વાહન કુર્કુટ સર્પ પણ દેવીના જમણા ઢીંચણની નીચે બેઠકમાં રજૂ કરેલ છે. દેવી સોનાના સિંહાસન ઉપર બિછાવેલી ગુલાબી રંગની ડિઝાઇનવાળી રેશમી ગાદી ઉપર ભદ્રાસનની બેઠકે બેઠેલાં છે. દેવીની લીલી કેરી જેવાં રંગની કંચુકી, કમ્મર ઉપરનું ગુલાબી રંગનું ડિઝાઈનવાળું ઉડતું વસ્ત્ર, તથા કમ્મર નીચેનું ડિઝાઈનવાળુ આછા વાદળી રંગનું વસ્ત્ર, ગુજરાતની પ્રાચીન રાજધાની પાટણમાં ચૌદમા સૈકાના અંતભાગમાં ગુજરાતી કારીગરોના હાથે તૈયાર થતાં રેશમી પટોળાના જીવતા જાગતા પૂરાવાઓ છે. ચિત્ર ૬૦ તથા ૬૧નું રેખાંકન સજીવ અને અદ્‌ભુત છે.

Plate XVI

**ચિત્ર ૬૨:** લક્ષ્મીદેવી. પાટણ ૨ ના પાના ૨૧ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૭૮નું આ ચિત્રનું જ વર્ણન.

**ચિત્ર ૬૩:** ફૂલની માળા. પાટણ ૨ના પાના ૨૨ ઉપરથી. પાંચમા સ્વપ્નમાં ત્રિશલા ક્ષત્રિયાણીએ કલ્પવૃક્ષનાં તાજાં અને સરસ ફૂલોવાળી ચોમેર સુગંધ પ્રસરાવતી રમણીય માળા આકાશમાંથી ઊતરતી જોઈ. માળા શૃંગારની દ્યોતક છે.

ચિત્રમાં લાલ સિંદૂરિયા રંગની પૃષ્ઠ ભૂમિ ઉપર વિવિધ જાતના રંગબેરંગી સુગંધીદાર ફૂલોની માળા સુંદર રીતે ગૂંથેલી દેખાય છે. માળાની બંને બાજુએ ઉપરના ભાગમાં કલ્પવૃક્ષની પાંદડાં સહિતની નાની નાની ડાળીઓ લટકતી દેખાય છે.

**ચિત્ર ૬૪:** પૂર્ણચન્દ્ર. પાટણ ૨ના પાના ૨૩ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૭૯નું આ ચિત્રનું જ વર્ણન.

**ચિત્ર ૬૫:** ઊગતો સૂર્ય. પાટણ ૨ના પાના ૨૪ ઉપરથી. સાતમા સ્વપ્નમાં ત્રિશલા ક્ષત્રિયાણીએ અંધકારના સમૂહનો નાશ કરનાર અને પ્રકાશથી ઝળહળતા સૂર્યના દર્શન કર્યાં. સૂર્ય અતુલ પરાક્રમનો દ્યોતક છે.

ચિત્રમાં સૂર્યનારાયણ બે પૈડાવાળાં બંને બાજુ એકેક ઘોડો જોડેલા અને તે બંને ઘોડાને હાંકતાં એકેક અરુણ સારથિ સહિતના રથ પર બિરાજમાન થએલા છે. સૂર્યનારાયણે બંને હાથે પ્રકાશનાં કિરણો પકડેલાં છે. ચિત્રની પૃષ્ઠભૂમિ સિંદૂરિયા લાલરંગની છે. સૂર્યનું આ જાતનું ચિત્ર આજસુધી મળી આવેલી બીજી કોઈપણ કલ્પસૂત્રની હસ્તપ્રતમાં મારા જોવામાં આવ્યું નથી, તે આ ચિત્રની ખાસ વિશિષ્ટતા છે. વળી આ ચિત્ર પંદરમા સૈકાની શરૂઆતના સમયની સૂર્યનારાયણની મૂર્તિની આકૃતિનો એક નમૂનો છે. સારથીઓની ઘોડા હાંકવાની રીત અને ઘોડાઓનો દોડવાનો વેગ પણ ચિત્રકારની પોતાના વિષય ઉપરની રજૂઆત કરવાની પૂર્ણ શક્તિ સાબિત કરે છે.

## Plate XVII

ચિત્ર ૬૬: જલપૂર્ણકુંભ. પાટણ ૨ના પાના ૨૫ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૮૦નું આ ચિત્રનું જ વર્ણન.

ચિત્ર ૬૭: સૌધર્મેન્દ્ર. પાટણ ૨ના પાના ૭ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૮૧નું આ ચિત્રનું જ વર્ણન.

ચિત્ર ૬૮: મહાવીરનો પંચમુષ્ટિ લોચ. પાટણ ૨ના પાના ૫૮ ઉપરથી. અશોકવૃક્ષની હેઠળ આવી પ્રભુ નીચે ઊતર્યા અને પોતાની મેળે જ એક મુષ્ટિ વડે દાઢીમૂછનો અને ચાર મુષ્ટિ વડે મસ્તકના કેશનો એવી રીતે પંચમુષ્ટિ લોચ કર્યો. એ વખતે પ્રભુને નિર્જળ છઠ્ઠનો તપ હતો જ. ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો યોગ થયો ત્યારે ઇન્દ્રે ડાબા ખભા ઉપર સ્થાપન કરેલું દેવદૂષ્ય વસ્ત્ર ગ્રહણ કરીને, એકલા એટલે રાગદ્વેષ રહિતપણે કેશનો લોચ કરવારૂપ દ્રવ્યથી અને ક્રોધાદિકને દૂર કરવારૂપ ભાવથી મુંડ થઈને, ગૃહવાસનો ત્યાગ કરીને સાધુપણાને પામ્યા.

ચિત્રમાં શ્રમણ ભગવાન મહાવીરના ડાબા ખભા ઉપર દેવદૂષ્ય વસ્ત્ર નથી; પરંતુ અશોકવૃક્ષની નીચે પોતાના ડાબા હાથે મસ્તકના વાળનો લોચ કરવાનો ભાવ દર્શાવતા, ઇન્દ્રની સન્મુખ જોતા ભગવાન મહાવીર અને બે હાથ પ્રસારીને પ્રભુએ લોચ કરેલા વાળને ગ્રહણ કરવાની ઉત્સુકતા બતાવતો ઇન્દ્ર દેખાય છે.

ચિત્ર ૬૯: પ્રભુ પાર્શ્વનાથનો પંચમુષ્ટિ લોચ. પાટણ ૨ના પાના ૭૨ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૫૫નુ આ પ્રસંગને લગતું જ વર્ણન. આ ચિત્રનો ભાવ આબેહૂબ ચિત્ર ૬૮ને મળતો છે. માત્ર ચિત્ર ૬૮માં પ્રભુના શરીરનો વર્ણ પીળો છે અને આ ચિત્રમાં પ્રભુના શરીરનો વર્ણ લીલો છે.

## Plate XVIII

ચિત્ર ૭૦: પ્રભુ નેમિનાથનો પંચમુષ્ટિ લોચ. પાટણ ૨ના પાના ૭૯ ઉપરથી. આ ચિત્રમાં પણ પ્રભુના શરીરનો વર્ણ શ્યામ છે, તે સિવાયનો બધો ભાવ ચિત્ર ૬૮ને આબેહૂબ મળતો છે.

વર્ષાકાળના પહેલા મહિનામાં, બીજા પખવાડિયામાં, શ્રાવણ મહિનાના અજવાળિયા પખવાડિયાની છઠ્ઠની તિથિને વિષે, પૂર્વાહ્નકાલ સમયે, ઉત્તરકુરા નામની પાલખીમાંથી ઊતરી રૈવતક નામના ઉદ્યાનમાં, અશોક વૃક્ષની નીચે, શ્રીનેમિનાથ પ્રભુએ પોતાના હાથે જ અલંકારો ઉતારી નાખ્યા અને પોતાની મેળે જ પંચમુષ્ટિ લોચ કર્યો.

ચિત્ર ૭૧: ઋષભદેવનો પંચમુષ્ટિ લોચ. પાટણ ૨ના પાના ૯૦ ઉપરથી. આ ચિત્રનો ભાવ પણ ચિત્ર ૬૮ને સંપૂર્ણ રીતે મળતો છે.

ચૈત્ર માસના અધારા પખવાડિયામાં, આઠમના દિવસે, દિવસના પાછલા પહોરે, સિદ્ધાર્થ નામના ઉદ્યાનમાં, અશોક વૃક્ષની નીચે, શ્રી ઋષભદેવ પ્રભુએ પોતાના હાથે જ અલંકારો ઉતારી નાખ્યા અને ચાર મુષ્ટિ વડે પોતાના કેશનો લોચ કર્યો. એક મુષ્ટિ કેશ બાકી રહ્યા ત્યારે તે એક મુષ્ટિ કેશલતા, સુવર્ણના કલશ ઉપર નીલ કમલની માળા જેવી રીતે શોભી ઊઠે તેવી રીતે પ્રભુના સુવર્ણ વર્ણવાળા દેદીપ્યમાન ખભા ઉપર, દીપી નીકળેલી જોઈને ઇન્દ્રને

બહુ જ આનંદ થયો; તેથી ઇન્દ્રે પ્રભુને વિનંતી કરી કે, 'હે સ્વામિન્! કૃપા કરી હવે એટલા કેશ રહેવા દો તો સારું.' ઇન્દ્રના આગ્રહથી પ્રભુએ બાકીના કેશ રહેવા દીધા. આ રીતે ચાર મુષ્ટિ લોચ કરીને, દ્રવ્ય અને ભાવથી મુંડ થઇને અનગારપણાને પામ્યા. તે વખતે પ્રભુએ નિર્જળ છઠ્ઠનો તપ કરેલો હતો અને ઉત્તરાષાઢા નક્ષત્રમાં ચન્દ્રનો યોગ પ્રાપ્ત થએલો હતો.

ચિત્ર ૭૨: પ્રભુ મહાવીર. જીરા(પંજાબ)ની પ્રતના પાના ૧ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૨નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

ચિત્ર ૭૩: અષ્ટમાંગલિક. જીરાની પ્રતના પાના ૨ ઉપરથી.

અષ્ટમાંગલિકની માન્યતા જૈનોમાં બહુ પ્રાચીન સમયથી પ્રચલિત છે. જે વાતને મથુરાના કંકાલી ટીલામાંથી નીકળેલા પાષાણના પ્રાચીન આયાગપટો પુષ્ટિ આપે છે.[૧૨] પ્રાચીન સમયમાં પ્રભુની સન્મુખ જૈન ગૃહસ્થો અષ્ટમાંગલિકને અક્ષતથી આલેખતા હતા. હાલમાં તે રિવાજ લગભગ નાશ પામ્યો છે, તોપણ પ્રતિષ્ઠા, શાંતિસ્નાત્ર, અષ્ટોત્તરી સ્નાત્ર વગેરે મોટા મહોત્સવ સમયે લાકડામાં કોતરેલા અષ્ટમાંગલિકનો આજે પણ ઉપયોગ કરવામાં આવે છે અને દરેકે દરેક જિનમંદિરમાં અષ્ટમાંગલિકની ધાતુની પાટલીઓ હજારોની સંખ્યામાં વિદ્યમાન છે, જેની પૂજા ચંદન–કેસર વગેરેથી કરવામાં આવે છે. તેની માન્યતા આ રીતે આજે પણ પ્રચલિત હોવા છતાં પણ અષ્ટમાંગલિકનાં પૂરેપૂરાં નામ જાણનાર વર્ગ પણ સેંકડે એક ટકો ભાગ્યે જ હશે, તો પછી તે આલેખવાના હેતુઓ-ઉદ્દેશોને ધ્યાનમાં રાખીને તેનો ઉપયોગ કરનારની તો વાત જ શી? કોઈ વિરલ વ્યક્તિઓ હશે પણ ખરી, છતાં પણ આ અષ્ટમાંગલિકને આલેખવાના ઉદ્દેશોને લગતી કલ્પના 'શ્રી આચાર દિનકર' નામના ગ્રંથમાં શ્રીવર્ધમાનસૂરિએ કરેલી છે, તે અતિ મહત્ત્વની હોઈ તેના ભાવાર્થ સાથે ટૂંકમાં અત્રે આપવી યોગ્ય ધારી છે.[૧૩]

आत्मालोकविधौ जनोऽपि सकलस्तीव्रं तपो दुश्चरं
दानं ब्रह्मपरोपकारकरणं कुर्वन्परिस्फूर्जति ।
सोऽयं यत्र सुखेन राजति स वै तीर्थाधिपस्याग्रतो
निर्मेयः परमार्थवृत्तिविदुरैः सज्ज्ञानिभिर्दर्पणम् ॥ १ ॥

ભાવાર્થ: આત્માનું જ્ઞાન મેળવવાને–ઓળખવાને માટે દરેક મનુષ્ય તીવ્ર અને દુશ્ચર એવું તપ, દાન, બ્રહ્મચર્ય, પરોપકાર એ બધાંને કરતો શોભે છે; તે મનુષ્ય જ્યાં સુખપૂર્વક શોભે–પોતાનું દર્શન કરી શકે–એવું દર્પણ પરમાર્થને સમજનાર સજ્જ્ઞાનીઓએ તીર્થંકર દેવના આગળ આલેખવું.

जिनेन्द्रपादैः परिपूज्यपृष्ठैरतिप्रभावैरपि संनिकृष्टम् ।
भद्रासनं भद्रकरं जिनेन्द्र पुरो लिखेन्मङ्गलसत्प्रयोगम् ॥ २ ॥

ભાવાર્થ: અત્યંત પ્રભાવશાળી, પૂજનીય છે તળિયાં જેમનાં, એવા જિનેશ્વરનાં ચરણો વડે સન્નિકૃષ્ટ–યુક્ત અને કલ્યાણકારી તેમ જ મંગળના શ્રેષ્ઠ પ્રયોગરૂપ એવું ભદ્રાસન જિનેશ્વર ભગવાનના આગળ આલેખવું.

---

૧૨ જુઓ 'The Jain Stupa and other Antiquities of Mathura' Plate No VII & IX by V. A. Smith.

૧૩ 'आचारदिनकर' पत्रांक १९७–१९८.

पुण्यं यशः समुदयः प्रभुता महत्त्वं सौभाग्यधीविनयशर्ममनोरथाश्च ।
वर्धन्त एव जिननायक ते प्रसादात् तद्वर्धमानयुगसंपुटमादधानः ॥ ३ ॥

ભાવાર્થઃ હે જિનેશ્વર દેવ! આપની કૃપાથી પુણ્ય, યશ, ઉદય, પ્રભુતા અને મહત્ત્વ તથા સૌભાગ્ય, બુદ્ધિ, વિનય અને કલ્યાણની કામનાઓ વધે છે; માટે વર્ધમાન સંપુટકને આલેખું છું.

विश्वत्रये च स्वकुले जिनेशो व्याख्यायते श्रीकलशायमानः ।
अतोऽत्र पूर्णं कलशं लिखित्वा जिनार्चनाकर्म कृतार्थयामः ॥ ४ ॥

ભાવાર્થઃ ત્રણ જગતમાં તેમ જ પોતાના વંશમાં ભગવાન્ કલશસમાન છે, માટે પૂર્ણ-કલશને આલેખીને જિનેશ્વરની પૂજાને સફળ કરીએ છીએ.

अन्तः परमज्ञानं यद्भाति जिनाधिनाथहृदयस्य ।
तच्छ्रीवत्सव्याजात्प्रकटीभूतं बहिर्वन्दे ॥ ५ ॥

ભાવાર્થઃ શ્રીવત્સના બહાનાથી પ્રગટ થએલ, જિનેશ્વર દેવના હૃદયમાં જે પરમજ્ઞાન શોભે છે તેને વંદન કરું છું.

त्वद्वन्ध्यपञ्चशरकेतनभावक्लृप्तं कर्तुं मुधा भुवननाथ निजापराधम् ।
सेवां तनोति पुरतस्तव मीनयुग्मं श्राद्धैः पुरो विलिखितोरुनिजाङ्गयुक्त्या ॥ ६ ॥

ભાવાર્થઃ હે જગત્પ્રભુ! શ્રાવકોએ પોતાના અંગની–અંગુલિની યુક્તિથી આલેખેલ મીન-યુગલ, આપનાથી નિષ્ફળ થએલ કામદેવના ધ્વજરૂપે કલ્પાએલ હોઈ પોતાના અપરાધને ફોકટ કરવા માટે આપની સેવા કરે છે.

स्वस्ति भूगगननागविष्टपेषूदितं जिनवरोदये क्षणात् ।
स्वस्तिकं तदनुमानतो जिनस्याग्रतो बुधजनैर्विलिख्यते ॥ ७ ॥

ભાવાર્થઃ જિનેશ્વર દેવના જન્મ સમયે એક ક્ષણવારમાં મર્ત્યલોક, સ્વર્ગલોક અને પાતાલલોકમાં સ્વસ્તિ શાંતિ–સુખ ઉત્પન્ન થયુ હતું. એ માટે જ્ઞાની મનુષ્યો જિનેશ્વર ભગવાનની આગળ સ્વસ્તિકને આલેખે છે.

त्वत्सेवकानां जिननाथ दिक्षु सर्वासु सर्वे निधयः स्फुरन्ति ।
अतश्चतुर्धा नवकोणनन्द्यावर्तः सतां वर्तयतां सुखानि ॥ ८ ॥

ભાવાર્થઃ હે જિનેશ્વર! તારા સેવકોને સર્વ દિશાઓમાં નિધિઓ સ્ફુરાયમાન થાય છે–પ્રાપ્ત થાય છે; તેથી કરીને ચારે બાજુ નવ ખૂણાવાળો નન્દ્યાવર્ત સજ્જનોને સુખ કરો.

ઉપર પ્રમાણેના વર્ણનવાળા અષ્ટમાંગલિક, મહા માંગલિક અને કલ્યાણની પરંપરાના હેતુ-ભૂત હોવાથી જિનમંદિરોમાં પાષાણ ઉપર કોરેલા, લાકડાના પાટલાઓમાં કોતરેલા, સુખડની પેટીઓ ઉપર કોતરેલા, શ્રાવિકાઓ જિનમંદિરે લઈ જવા માટે અક્ષત અને બદામ જેમાં મૂકે છે તે ચાંદીની દાબડીઓ ઉપર, સાધુઓને પુસ્તકોની નીચે રાખવાની પાટલીઓ ઉપર ચીતરેલા તથા રેશમથી અને કોઈ કોઈ દાબલાઓમાં વળી સાચા મોતીથી પણ ભરેલા મળી આવે છે.

આ પ્રતનાં ચિત્રોમાં રેખાઓ વધુ બારીક થાય છે. પરંપરાની જાડી વેગવાન લીટીઓનું સામર્થ્ય તેમાં નથી, પણ ચિત્રકાર ઝીણવટનો લાભ લેવા ઉત્સુક હોવાથી વિગતો વધારે ચીતરવા

મંડયો હોય એમ લાગે છે. રંગ પણ જામતો આવે છે. આ ચિત્રોનું રંગવિધાન સમગ્ર ચિત્ર-માળામાં નવીન ભાત પાડે છે. વિવિધતા સાચવતાં એ ચિત્રકાર પાત્રોમાં નવા અભિનયો બહુ ચતુરાઈથી ઉતારી શકયો છે અને પ્રસંગની જમાવટ કરવામાં વાતાવરણ, પ્રાણીઓનો ઉપયોગ વગેરે આધુનિક ચિત્રકાર જેટલું શકય માને તે બધું કૌશલ તેમાં લાવી શકયો છે. સંવિધાનનું રેખામંડળ ઘણું રસમય છે.

આ પ્રતમાં સફેદ, લાલ, પીળો, કાળો, વાદળી, ગુલાબી, લીલો વગેરે રંગોનો ઉપયોગ કરવામાં આવેલો છે.

આ ચિત્રની મધ્યમાં ચિત્રકારે નવમી કમલફૂલની આકૃતિ વધારાની શોભા માટે મૂકેલી છે.

Plate XIX

ચિત્ર ૭૪: ઇન્દ્રસભા. ઝીરા (પંજાબ)ની પ્રતના પાના ૭ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૨૨નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

ચિત્ર ૭૫: શક્રસ્તવ. ઝીરાની પ્રતના પાના ૯ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૨૮નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

આ ચિત્રમાં ઇન્દ્ર પોતાના બંને ઢીંચણ પૃથ્વીતળ ઉપર લગાડી બંને હાથની અંજલિ જોડેલો અને પાછળના જમણા હાથમાં વજ્ર ધારણ કરેલો દેખાય છે. તેના મસ્તક ઉપર ચંદરવો લટકતો દેખાય છે. ઇન્દ્રની પાછળ કાળા રંગમાં સુંદર સફેદ ડિઝાઇનવાળું ખાલી સિંહાસન તથા સિંહાસન ઉપરથી ઊતરવા માટે પાદપીઠ અને સિંહાસન ઉપર ઉઘાડું છત્ર દેખાય છે. ઈડરની તાડપત્રીય પ્રતના રંગોને મોટે ભાગે મળતા વિવિધ જાતના રંગો આ કાગળની પ્રતનાં ચિત્રોમાં ચિત્રકારે વાપરેલા છે.

ચિત્ર ૭૬: શક્રાજ્ઞા. ઝીરાની પ્રતના પાના ૧૩ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૨૯નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

આ ચિત્રમાં સૌધર્મ સભામાં સિંહાસન ઉપર ચાર હાથવાળો ઇન્દ્ર બિરાજમાન છે. તેના ચાર હાથ પૈકી પાછળના ઉપરના જમણા હાથમાં વજ્ર છે અને ડાબા હાથમાં અંકુશ છે. નીચેનો જમણો હાથ સામે ઊભેલા હરિણૈગમેષિન દેવને ગર્ભ બદલવાની આજ્ઞા આપતો અને ડાબો હાથ વરદ મુદ્રાએ છે. સામે ઊભેલો હરિણૈગમેષિન્ દેવ બે હાથની અંજલિ જોડીને ઇન્દ્રની આજ્ઞાનું અક્ષરશઃ શ્રવણ કરતો દેખાય છે. ઇન્દ્ર તથા હરિણૈગમેષિનનાં વસ્ત્રો સુંદર ડિઝાઇનવાળાં છે.

ચિત્ર ૭૭: ગર્ભાપહાર ઝીરાની પ્રતના પાના ૧૬ ઉપરથી. શક્રની આજ્ઞા લઇને દેવોને વિષે પ્રતીત એવી, બીજી ગતિઓ કરતાં મનોહર, ચિત્તની ઉત્સુકતાવાળી, કાયાની ચપળતાવાળી, તીવ્ર, બાકીની ગતિઓને જીતનારી, પ્રચંડ પવનથી ઉછળતા ધુમાડાની ગતિ જેવી, શરીરના સમગ્ર અવયવોને કપાવનારી, ઉતાવળી અને દેવોને યોગ્ય એવી દેવગતિ વડે ઉતાવળથી દોડતો દોડતો તે હરિણૈગમેષિન દેવ, તીરછા અસંખ્યાતા દ્વીપસમુદ્રોની મધ્ય ભાગમાં થઇને જંબુદ્વીપના ભરત-ક્ષેત્રને વિષે બ્રાહ્મણકુંડગ્રામ નગરમાં ઋષભદત્ત બ્રાહ્મણને ઘેર, જ્યાં દેવાનંદા બ્રાહ્મણી શયનગૃહમાં સુખપૂર્વક સૂઈ રહી છે ત્યાં પહોંચ્યો. પહોંચીને ભગવંતના ગર્ભનાં દર્શન થતાં જ ભગવાન મહા-

વીરને નમસ્કાર કર્યો. દેવાનંદાને તથા તેના પરિવારને અવસ્વાપિની નિદ્રા આપી. દેવાનંદાના શરીરમાંથી અશુચિ પુદ્‌ગલો દૂર કર્યાં અને શુભ પુદ્‌ગલો સ્થાપન કર્યા. પછી 'હે ભગવન્! આપ મને અનુજ્ઞા આપો.' એમ ઉચ્ચારણ કરી પ્રભુ મહાવીરને બિલકુલ હરકત ન આવે તેમ સુખપૂર્વક પોતાની દિવ્યશક્તિ વડે બંને હાથની અંજલિમાં લીધા.

ચિત્રમાં શયનગૃહમાં દેવાનંદા બ્રાહ્મણી સુંદર પલંગ પર સૂતેલાં છે અને પલંગની બાજુમાં જ હરિણૈગમેષિન્ બંને હાથની અંજલિમાં પ્રભુ મહાવીરના ગર્ભનું અપહરણ કરીને જવાની તૈયારી કરતો હોય તેમ ચીતરેલો છે.

## Plate XX

**ચિત્ર ૭૮:** લક્ષ્મીદેવી. પાટણ ૨ના પાના ૨૧ ઉપરથી ચિત્ર ૬૨વાળું જ ચિત્ર. અખંડ ચંદ્રમા જેવી કાંતિવાળી લક્ષ્મીદેવીનાં ચોથા સ્વપ્નમાં ત્રિશલા ક્ષત્રિયાણીએ દર્શન કર્યાં. તે લક્ષ્મીદેવી ઊંચા હિમવાન પર્વતને વિષે ઉત્પન્ન થએલા કમલરૂપી મનોહર સ્થાને બેઠેલાં હતાં.

ચિત્રની મધ્યમાં ચાર હાથવાળાં લક્ષ્મીદેવી બેઠેલાં છે. તેમના ચાર હાથ પૈકી ઉપરના જમણા તથા ડાબા હાથમાં કમલના ફૂલ ઉપર એકેક હાથી ઊભેલો છે. નીચેના જમણા હાથમાં વરદ મુદ્રાએ માળા પકડેલી છે અને ડાબા હાથમાં વરદ મુદ્રાએ ફૂલ પકડેલુ છે. તેઓ સુવર્ણના બાજોઠ ઉપર બેઠેલાં છે. માથે મુગટ, કાને કુંડલ, હાથે રત્નજડિત ચૂડીઓ, કપાળમાં સુંદર તિલક તથા પાછળ અંબોડાના વાળ પણ બંને બાજુ બાંધેલા દેખાય છે. મસ્તકના ઉપરના ભાગમાં તથા વિમાનને ફરતી સુંદર કમલ ફૂલોની ડિઝાઈનવાળી કમાન છે અને કમાનની ઉપરના ભાગમાં બંને બાજુએ એકેક મોર મુખમાં રત્નની માળા લઈને બેઠેલા છે.

**ચિત્ર ૭૯:** પૂર્ણચંદ્ર. પાટણ ૨ના પાના ૨૩ ઉપરથી. ચિત્ર ૬૪વાળું જ ચિત્ર. છઠ્ઠા સ્વપ્નને વિષે ત્રિશલા ક્ષત્રિયાણીએ ચન્દ્રનાં દર્શન કર્યાં. શુકલપક્ષના પખવાડિયાની પૂર્ણિમાને પોતાની કળાઓ વડે શોભાવનાર સંપૂર્ણ ચન્દ્ર જોયો. ચન્દ્ર નિર્મળતાનો દ્યોતક છે અને બીજી રીતે અંધકારનો નાશક છે.

ચિત્રમાં ચંદ્રદેવ પોતાના જમણા હાથમાં અમૃતનો કલશ અને ડાબા હાથમાં સાત પાંખડીવાળા ડાંડી સહિતના કમલફૂલને પકડીને બેઠેલાં છે ચંદ્રદેવના શરીરનો વર્ણ સફેદ છે. મસ્તકે મુગટ, કાનમાં કુંડલ, વાળના અંબોડામાં આભૂષણ, હાથે કડાં તથા બાજુબંધ વગેરે આભૂષણ અને કમ્મરની ઉપરના ખૂલ્લા બદન પર બંને છેડેથી ઉડતા ઉત્તરાસંગ તથા કમ્મર નીચે ઉત્તરીય વસ્ત્ર સહિત ભદ્રાસનની બેઠકે લીલા રંગથી તૈયાર કરેલી ડિઝાઈનવાળા કિંમતી ગાલીચા ઉપર ચન્દ્રદેવ બેસીને ઉડતા દેખાય છે. ચિત્રની ઉપરના બંને ખૂણામાં એકેક સિંહની આકૃતિ ચીતરેલી છે, જે ચીતરવાનો ચિત્રકારનો આશય ચન્દ્રદેવનું વિમાન બતાવવાનો હોય એમ લાગે છે. કલ્પસૂત્રની કોઈપણ હસ્ત પ્રતમાં છઠ્ઠા સ્વપ્ન તરીકે પૂર્ણચન્દ્રનું આ જાતનુ સ્વરૂપ ચીતરેલું મારા જોવામાં આવ્યુ નથી આ ચિત્ર આપણને ચૌદમા સૈકાના અંતભાગની ચન્દ્રદેવની મૂર્તિના મૂર્તિવિધાનનો નમૂનો પૂરો પાડે છે.

**ચિત્ર ૮૦:** જલપૂર્ણકુંભ. પાટણ ૨ના પાના ૨૫ ઉપરથી. ચિત્ર ૬૬વાળું જ ચિત્ર.

નવમા સ્વપ્નને વિષે ત્રિશલા ક્ષત્રિયાણીએ પાણીથી ભરેલો કુંભ જોયો. તે કુંભ (કલશ) અતિ ઉત્તમ પ્રકારના સુવર્ણસમ અતિ નિર્મળ અને દીપ્તિમાન હતો. એમાં સંપૂર્ણ જલ ભરેલું હોવાથી તે કલ્યાણને સૂચવતો હતો. પૂર્ણકુંભ મંગલનો દ્યોતક છે.

ચિત્રમાં સુવર્ણકલશને ગળામાં રત્નજડિત કંઠો તથા હાર પહેરાવેલો છે. બંને બાજુના છેડા ઉપર ઉડતું રંગીન રેશમી કપડું પણ ચિત્રની શોભામાં વૃદ્ધિ કરી રહ્યું છે. ઉપરના ભાગમાં જ્ઞાન અને દર્શનની દ્યોતક બે આંખો ચીતરેલી છે અને ઠેઠ ઉપરના ભાગમાં કલ્પવૃક્ષના પાંદડાંઓની ડાળીઓ સુંદર રીતે ફૂલ સહિત ગોઠવેલી છે અને તે પાંદડાંઓવાળી ડાળીઓની બંને બાજુ ઉપરના ભાગમાં એકેક પોપટ પણ ચીતરેલો છે. ચિત્રકારની ચિત્રનિરૂપણ શૈલિ કલાત્મક છે.

**ચિત્ર ૮૧:** સૌધર્મેન્દ્ર. પાટણ રના પાના ૭ ઉપરથી. ચિત્ર ૬૭વાળું જ ચિત્ર. ચિત્રમાં પોતાના રત્નજડિત વિમાનમાં સૌધર્મેન્દ્ર આકાશમાં ઊડતો કોઈ જગ્યાએ જઈ રહ્યો હોય એમ દેખાય છે. ચિત્ર ૭૯ની માફક આ ચિત્રમાં પણ ઇન્દ્રને બે હાથવાળો જ ચીતરેલો છે. ઇન્દ્રના ઊંચા કરેલા જમણા હાથમાં ફૂલ જેવું કાંઈક અને ડાબા હાથમાં સાત પાંખડીવાળું ડાંડી સહિતનું કમલનુ ફૂલ છે. સાત પાંખડીવાળું કમલનું ફૂલ કામદેવનું પણ દ્યોતક છે. સૌધર્મેન્દ્રના શરીરનો વર્ણ તપાવેલા સુવર્ણ જેવો પીળો છે. વસ્ત્રાભૂષણ ચિત્ર ૭૯ને આબેહૂબ મળતા છે. વિમાનની ઉપર ઊડતી બે ધજાઓ પણ બાંધેલી છે. વિમાનની બહારના ભાગમાં બંને બાજુએ એકેક ચામર ધરનારી સ્ત્રી પરિચારિકા પણ છે. સૌધર્મેન્દ્રનુ વિમાન સહિતનું આ પ્રમાણેના સ્વરૂપવાળું ચિત્ર આ પ્રત સિવાયની બીજી કોઈપણ કલ્પસૂત્રની સચિત્ર પ્રતમાં મારા જોવામાં આવ્યું નથી.

આ ચારે ચિત્રો, તાડપત્ર ઉપરની હસ્તપ્રતોની કાગળની પ્રતો ઉપર નકલો થવી શરૂ થઈ તેની શરૂઆતના સમયના હોય એમ ચિત્રોમાં વપરાએલા તાડપત્રીય પ્રતોના ચિત્રોના રંગો તથા તાડપત્રને મલતી જ સાઈઝના પ્રતના પાના વગેરે જોતાં લાગે છે.

## Plate XXI

**ચિત્ર ૮૨:** ગર્ભસંક્રમણ. જીરાની પ્રતના પાના ૧૭ ઉપરથી. ક્ષત્રિયકુંડગ્રામ નગરમાં, સિદ્ધાર્થ ક્ષત્રિયને ઘેર જ્યાં ત્રિશલા ક્ષત્રિયાણી સૂતાં છે ત્યાં આ[illegible]મના આખા પરિવારને અવસ્વાપિની નિદ્રા આપી, ત્રિશલા માતાના શરીરમાંથી અપવિત્ર પુદ્‌ગલો દૂર કરી, પવિત્ર પુદ્‌ગલો સ્થાપી, પ્રભુને બિલકુલ હરકત ન આવે તેવી રીતે સુખપૂર્વક, પોતાના દિવ્ય પ્રભાવ વડે ત્રિશલા ક્ષત્રિયાણીના કુક્ષિમાં સંક્રમાવ્યા

ચિત્રમાં ત્રિશલા ક્ષત્રિયાણી રત્નજડિત પલંગ ઉપર જાગૃત અવસ્થામાં સૂતેલાં છે અને તેમના પગ આગાડી બે હાથમાં ભગવાન મહાવીરના ગર્ભને પકડી રાખીને હરિણૈગમેષિન્ ઊભો છે. આ ચિત્રમાં શયનગૃહની સજાવટ ખાસ જોવા લાયક છે.

**ચિત્ર ૮૩:** ત્રિશલાનાં ચૌદ સ્વપ્ન. જીરાની પ્રતના પાના ૧૯ ઉપરથી. જે સમયે ત્રિશલા ક્ષત્રિયાણીની કુક્ષિમાં પ્રભુ મહાવીરના ગર્ભનું સંક્રમણ થયુ તે સમયે–મધ્યરાત્રિએ તે પોતાની અવર્ણનીય શય્યામાં અલ્પનિદ્રા કરતી હતી, એટલામાં તે મહાપુરુષનાં અવતરણને સુચવનારાં ચૌદ મહાસ્વપ્નો જોઈ જાગી ઉઠી. એ ચૌદ મહાસ્વપ્નો આ પ્રમાણે છેઃ—(૧) હાથી, (૨) વૃષભ,



Fig. 150 चित्र १५०



Fig. 151 चित्र १५१

(૩) સિંહ, (૪) લક્ષ્મી, (૫) ફૂલની માળા, (૬) પૂર્ણ ચન્દ્ર, (૭) ઊગતો સૂર્ય, (૮) ધ્વજા, (૯) પૂર્ણ કુંભ, (૧૦) પદ્મસરોવર, (૧૧) ક્ષીરસમુદ્ર, (૧૨) દેવવિમાન, (૧૩) રત્નનો ઢગલો, (૧૪) ધુમાડા ાગરનો અગ્નિ.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. ઉપરના ભાગમાં ચૌદ સ્વપ્ન પૈકી બાર સ્વપ્નનાં ચિત્રો છે. પછી ચિત્રના અનુસંધાને, નીચેના ચિત્રમાં બાકી રહેલાં બે સ્વપ્નો અને ત્રિશલા માતા સુખશય્યામાં સૂતેલાં છે અને તેમના પગ અગાડી સ્ત્રી-પરિચારિકા તેમની આજ્ઞાની રાહ જોતી તેમની શુશ્રૂષા કરતી દેખાય છે.

**ચિત્ર ૮૪: ગર્ભ નહિ ફરકવાથી ત્રિશલાનો શોક. જીરાની પ્રતના પાના ૩૭ ઉપરથી.** ભગવાન મહાવીરે માતા પ્રત્યેની ભક્તિને લીધે વિચાર્યું, કે મારા હલનચલનથી માતાને જરૂર કષ્ટ થતું હશે; તેથી તેઓ નિશ્ચલ થયા, જરા પણ ચલાયમાન ન થતાં નિસ્પંદ અને નિષ્કંપ થયા. પોતાનાં અંગોપાંગને એવી રીતે ગોપવ્યાં કે માતાને જરાપણ કષ્ટ ન થાય.

માતાનું હૃદય–અનહદ ચિંતા.

પ્રભુ નિશ્ચલ થયા એટલે એકદમ માતાને ફાળ પડી. માતાને લાગ્યું, કે ખરેખર મારો ગર્ભ કોઇ દુષ્ટ દેવે હરી લીધો, અથવા તો અકસ્માત મૃત્યુ પામ્યો; કાં તો ચવી ગયો અને કાં તો ગળી ગયો. એવી એવી અનેક શંકાઓ માતાના હૃદયમાં ઉદ્ભવી. મારો ગર્ભ પહેલાં જે કંપતો હતો તે હવે બિલકુલ નિષ્કંપ થઈ ગયો, એવા પ્રકારના વિચારોથી તેઓ ચિંતા અને શોકરૂપી સમુદ્રમાં તણાવા લાગ્યાં. હથેળી ઉપર મુખને ટેકવી, આર્તધ્યાનમાં ઊતરી પડયાં.

ચિત્રમાં માતાના મુખ ઉપર શોકની અનહદ છાયા ઉતારવામાં ચિત્રકારે પૂરેપૂરી સફળતા મેળવી છે. ડાબા હાથની હથેળી ઉપર મુખને ટેકવવાની તૈયારી કરી છે અને જમણો હાથ આ શું થઈ ગયુ, એવી વિસ્મયતા સૂચવવા પોતાના વિરામાસન પર ટેકવેલો છે. સામે એક સ્ત્રી-પરિચારિકા આશ્વાસનના શબ્દો કહેતી દેખાય છે. તેના ચહેરા ઉપર પણ શોકની છાયા સ્પષ્ટ દેખાય છે. મસ્તક ઉપરની છતમાં કિંમતી ચંદરવો બાંધેલો છે.

**ચિત્ર ૮૫: મહાવીર-જન્મ. જીરાની પ્રતના પાના ૩૯ ઉપરથી.** ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના ચિત્રથી થાય છે. વર્ણન માટે જુઓ આ જ પ્રસંગને લગતું ચિત્ર ૧૪નું વર્ણન. આ ચિત્રમાં માતાના પગ અગાડી ઊભેલી દાસી વધારે છે. આ પછી ચિત્રના અનુસંધાને, નીચેના ચિત્રમાં ચીતરેલો છપ્પેન દિગ્કુમારીકાના જન્મ-મહોત્સવનો પ્રસંગ જોવાનો છે પુત્રજન્મ થતાં જ છપ્પન દિગ્કુમારીકાઓએ તે જ રાત્રિએ જન્મ-મહોત્સવ કર્યો. ચિત્રમાં ચાર દિગ્કુમારીકાઓ બેઠેલી છે, જેમાંની વચ્ચે બેઠેલી બે કુમારીકાઓ પૈકી એકના હાથમાં દર્પણ છે અને બીજીના હાથમાં નાનું સિંહાસન છે, જ્યારે બંને બાજુના છેડે બે દિગ્કુમારીકાઓ પોતાના હાથમાં જન્મ-મહોત્સવની સામગ્રી લઇને બેઠેલી દેખાય છે.

## Plate XXII

**ચિત્ર ૮૬: મેરુ ઉપર જન્માભિષેક. જીરાની પ્રતના પાના ૪૦ ઉપરથી.** વર્ણન માટે જુઓ આ જ પ્રસગને લગતું ચિત્ર ૨૪નું વર્ણન.

ચિત્ર ૮૭: પ્રભુ-જન્મની વધામણી. ઈડરની પ્રતના પાના ૪૧ ઉપરથી. પ્રભુ મહાવીરનો જન્મ થયાનું જાણતાં જ પ્રિયંવદા નામની દાસી દોડતી દોડતી સિદ્ધાર્થ રાજા પાસે આવી પહોંચી અને પુત્રજન્મ થયાની વધામણી આપી. આ વધામણી સાંભળીને રાજાને અનહદ આનંદ ઉત્પન્ન થાય એમાં તો પૂછવાનું જ શું? હર્ષના અતિરેકથી તેની વાણી ગદ્ગદ શબ્દોવાળી થઈ ગઈ અને તેના શરીરના રોમાંચ વિકસ્વર થઈ ગયાં. આ વધામણી આપનાર દાસી પર રાજા ઘણો પ્રસન્ન થયો; પોતાનાં મુગટ સિવાયનાં સઘળાં આભૂષણો તેને બક્ષીસ આપી દીધાં અને દાસીપણાથી તેને મુક્ત કરી દીધી.

સવાર થતાં જ, સિદ્ધાર્થ રાજાએ નગરના કોટવાળોને બોલાવીને કહ્યું કે:–'હે દેવાનુપ્રિયો! તમે જલદી ક્ષત્રિયકુંડગ્રામ નગરના કેદખાનામાંથી તમામ કેદીઓને છોડી મૂકો અને આખા નગરને શણગારો.

ઉપરાંત નાચ કરનારા, મલ્લયુદ્ધ કરનારા, હાસ્ય-કુતૂહલ કરનારા વિદૂષકો, ભાંડ-ભવૈયા, હાથી, ઊંટ કે ઊંચા રાખેલા વાંસને કુદી જનારા, રસિક કથાઓ કહેનારા, રાસ રમનારા, વાંસ ઉપર ચઢી તેના અગ્રભાગ ઉપર ખેલ કરનારા, ચામડાની મશકમાં વાયુ ભરી શરણાઈ બજાવનારા, વીણા વગાડનારા, તાળી વગાડી નાચ કરનારા, આવી આવી જાતના કુતૂહલ–ખેલ–રમતગમત કરનારા અનેક લોકોને લોકોના મનોરંજન માટે ક્ષત્રિયકુંડગ્રામ નગરને વિષે બોલાવો.

આ મહોત્સવના દિવસોમાં કોઈ આરંભ-સમારંભ ન કરે અને દળવા–ખાંડવાનું બંધ રાખે, એવો બંદોબસ્ત તમે પોતે કરો અને બીજા પાસે કરાવો, તથા મારી આજ્ઞા મુજબ દરેક કાર્ય કરીને મને નિવેદન કરો.'

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના ચિત્રથી થાય છે. સિંહાસન ઉપર જમણા હાથથી તલવાર પકડીને વસ્ત્રાભૂષણોથી સજ્જ થઈને સિદ્ધાર્થ બેઠેલા છે અને પોતાના ડાબા હાથમાંનો કિંમતી હાર સામે ઊભેલી પુત્રજન્મની વધામણી લાવનાર પ્રિયંવદા દાસીને આપતા દેખાય છે, અને તે હાર ગ્રહણ કરવા માટે બે હાથ ધરીને દાસી ઊભેલી છે. દાસીના માથાના ઉપરના ભાગમાં એક હાથમાં ઢાલ અને બીજા હાથમાં તલવાર પકડીને બેઠેલો ગામનો કોટવાળ સિદ્ધાર્થની આજ્ઞા સાંભળતો હોય તેવી રીતે બેઠેલો છે. સિદ્ધાર્થની પાછળ ચામર ઉડાડતી એક સ્ત્રી-પરિચારિકા ઊભેલી છે.

આ પછી ચિત્રના અનુસંધાને, નીચેના ચિત્રમાં ચીતરેલો મહાવીર પ્રભુનો જન્મ થયાના આનંદમાં જુદીજુદી જાતનાં વાદ્યો લઈને નાચ-ગાન કરતાં સ્ત્રી-પુરુષોનો પ્રસંગ જોવાનો છે. ચિત્રની મધ્યમાં એક સ્ત્રી નાચતી દેખાય છે. નાચતી સ્ત્રીની જમણી બાજુ એક પુરુષ શરણાઈ વગાડે છે અને બીજો પુરુષ નગારું વગાડતો ઊભેલો છે. ડાબી બાજુ ઊભેલા બે પુરુષો પૈકી એકના બંને હાથમાં મજીરા છે અને બીજો પુરુષ બંને હાથથી પકડેલી વાંસળી વગાડે છે. આ પ્રમાણે કુલ પાંચ સ્ત્રી–પુરુષો નાચગાન કરતાં દેખાય છે.

ચિત્ર ૮૮: લોકાંતિક દેવોની પ્રાર્થના અને વર્ષીદાન. ઈડરની પ્રતના પાના ૪૬ ઉપરથી. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના ચિત્રથી



Fig 158 चित्र १५८



Fig. 159 चित्र १५९

થાય છે. એક તરફ પ્રભુ પોતે જ દીક્ષા લેવાને તૈયાર હતા અને બીજી તરફ બ્રહ્મદેવલોક નિવાસી લોકાંતિક દેવોએ, દીક્ષા લેવાને એક વરસ બાકી રહ્યું, એટલે કે પ્રભુની ઓગણત્રીશ વર્ષની ઉંમર થઈ ત્યારે, પોતાના શાશ્વત આચાર પ્રમાણે દીક્ષાનો અવસર આવ્યાનું સૂચવી દીધું. નવ પ્રકારના લોકાંતિક દેવોએ પોતાની મધુર, પ્રિય અને હૃદયમાં ઊતરી જાય એવી વાણીમાં પ્રથમ તો પ્રભુને વારંવાર અભિનંદી ખૂબ સ્તુતિ કરી પછી તેમણે કહ્યું કે:– "હે સમૃદ્ધિશાલી! આપનો જય હો! હે કલ્યાણવંત! આપનો વિજય થાઓ. હે પ્રભુ! આપનું કલ્યાણ હો. જગતનો ઉદ્ધાર કરવાની ધૂંસરી ધારણ કરવામાં સમર્થ હોવાથી હે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ વૃષભ સમાન! આપનો જય હો. હે ભગવન્! આપ બોધ પામો, દીક્ષા સ્વીકારો. હે લોકનાથ! સકલ જગતના જીવોને હિતકર, એવું ધર્મતીર્થ પ્રવર્તાવો; કારણ કે આ ધર્મતીર્થ સકલ લોકને વિષે સર્વ જીવોને હિત કરનારું થશે, સુખકારક તથા મોક્ષદાયક થશે."

ચિત્રમાં સુવર્ણના સિંહાસન ઉપર જમણા હાથથી તલવાર પકડીને અને ડાબો હાથ, સામે અંજલિ જોડીને ઊભેલા લોકાંતિક દેવોને પ્રત્યુત્તર આપવા ઊંચો કરીને બેઠેલા ભગવાન મહાવીર કુમાર અવસ્થામાં વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત છે. સામે બે હાથ જોડીને ઊભેલા ત્રણ લોકાંતિક દેવો પ્રભુને દીક્ષા લેવાની વિનંતી કરે છે.

આ પછી ચિત્રના અનુસંધાને, નીચેના ચિત્રમાં ચીતરેલો મહાવીર પ્રભુના વર્ષીદાનનો પ્રસંગ જોવાનો છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૩૪નું આ પ્રસંગનું જ વર્ણન.

આ ચિત્રમાં સિંહાસનની પાછળ સ્ત્રી–પરિચારિકાને બદલે બોલસરીનું ઝાડ છે અને દાન લેનાર વ્યક્તિઓની સંખ્યા પાંચને બદલે ત્રણની છે. બાકી ચિત્ર ૩૪ને બરાબર મળતો પ્રસંગ છે.

**ચિત્ર ૮૯:** મહાવીરનો દીક્ષામહોત્સવ. જીરાની પ્રતના પાના ૪૮ ઉપરથી. આ ચિત્રમાં પણ ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના ચિત્રથી થાય છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૩૫ નું આ પ્રસંગને લગતું જ વર્ણન. આ ચિત્રમાં પાલખીમાં પ્રભુ વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઈને બેઠેલા છે અને પાલખીને ચાર માણસોએ ઉપાડી છે.

આ પછી ચિત્રના અનુસંધાને નીચેના ચિત્રમાં ચીતરેલો મહાવીર પ્રભુના પંચમુષ્ટિ લોચનો પ્રસંગ જોવાનો છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૬૮નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

## Plate XXIII

**ચિત્ર ૯૦:** પ્રભુ મહાવીરનું સમવસરણ. જીરાની પ્રતના પાના પર ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૯નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

**ચિત્ર ૯૧:** પ્રભુ મહાવીરનું નિર્વાણ. જીરાની પ્રતના પાના ૫૪ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૫નું આ પ્રસંગને લગતું જ વર્ણન. પ્રભુ મહાવીરની મૂર્તિ જે પ્રમાણે ચિત્ર ૧૨માં વર્ણવી ગયા તે પ્રમાણેનાં આભૂષણો સહિત ચીતરેલી છે. આ ચિત્રમાં મસ્તક ઉપરનાં ત્રણ છત્રો ચિત્ર ૧૫ કરતાં વધારે છે.

**ચિત્ર ૯૨:** ગૌતમસ્વામી જીરાની પ્રતના પાના ૫૫ ઉપરથી. મોક્ષ માર્ગમાં પ્રવર્તેલા સાધકોને, સ્નેહ એ વજ્રની સાંકળ સમાન છે. જ્યાંસુધી શ્રમણ ભગવાન મહાવીર જીવતા રહ્યા,

ત્યાંસુધી તેમની પર સ્નેહ ધરાવનાર શ્રી ગૌતમસ્વામીને કેવલજ્ઞાન ઉત્પન્ન ન થયું; પરંતુ ભગવાન મહાવીર નિર્વાણ પામ્યા જાણીને, તેમનો રાગ ગુરૂભક્તિમાં પરિણમ્યો અને પ્રભુના વિરહમાંથી ઉદ્ભવેલો ખેદ, કેવલજ્ઞાન પ્રાપ્ત કરાવવામાં સાધનભૂત થયો.

ચિત્રની મધ્યમાં સાત પાંખડીવાળા વિકસિત સુવર્ણ કમલ ઉપર પદ્માસનની બેઠકે ગૌતમસ્વામી બંને હાથ અભય મુદ્રાએ રાખીને બંને બાજુએ બંને હસ્તની અંજલિ જોડીને ધર્મોપદેશ આપતાં દેખાય છે. ગૌતમસ્વામીના મસ્તકની પાછળ ભામંડલ છે અને મસ્તકના ઉપરના ભાગમાં સુંદર ચંદરવો બાંધેલો છે. તેઓશ્રીની જમણી બાજુએ ઉપરથી અનુક્રમે બે સાધુ અને એક સાધ્વી, તથા ડાબી બાજુએ ઉપરથી અનુક્રમે બે શ્રાવક અને એક શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ ધર્મોપદેશ સાંભળતો બેઠેલો છે.

**ચિત્ર ૯૩:** પ્રભુ પાર્શ્વનાથનો જન્મ. જીરાની પ્રતના પાના ૫૯ ઉપરથી. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના ચિત્રથી થાય છે. ચિત્રમાં સિંહાસન ઉપર જમણા હાથે તલવાર પકડી રાખીને ઊંચા કરેલા ડાબા હાથમાં રેશમી રૂમાલ પકડી રાખીને અશ્વસેન રાજા સામે બેઠેલી વામાદેવીની સાથે વાતચીત કરતા હોય એમ દેખાય છે. સામે બેઠેલી વામાદેવી પોતાના જમણા હાથમાં કમલનું ફૂલ પકડી રાખીને અશ્વસેન રાજાને પોતાને આવેલા સ્વપ્નનો વૃતાંત કહેતી હોય એમ લાગે છે. વામાદેવીના માથા ઉપર તથા અશ્વસેન તથા તેમની બંનેની વચ્ચે ઉપરની છતમાં ચંદરવા બાંધેલા છે.

આ પછી ચિત્રના અનુસંધાને, નીચેના ચિત્રમાં ચીતરેલો પ્રભુ શ્રી પાર્શ્વનાથનો જન્મ-પ્રસંગ જોવાનો છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૩૮નું આ પ્રસંગને લગતું જ વર્ણન. આ ચિત્રમાં વામાદેવીના પગ પાસે સ્ત્રી-પરિચારિકા નથી. બાકીનો બધો પ્રસગ ચિત્ર ૩૮ને મળતો છે.

## Plate XXIV

**ચિત્ર ૯૪:** પાર્શ્વનાથ–દીક્ષા. જીરાની પ્રતના પાના ૬૨ ઉપરથી. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત નીચેના ચિત્રથી થાય છે.

પાર્શ્વનાથ પ્રભુ વિશાલા નામની પાલખીમાં રત્નજડિત સુવર્ણના સિંહાસન પર પૂર્વદિશા સન્મુખ મુખ રાખીને દીક્ષા લેવા નિકળ્યા. ચિત્રમાં પાલખીની મધ્યમાં પ્રભુ બેઠેલા છે. પાલખીની આગળ એક નગારું વગાડનારો અને શરણાઈ વગાડનારો ચાલ્યો જાય છે. તેવી જ રીતે પાછળ પણ બે જણા વાદ્ય વગાડનારા છે અને નીચેથી ચાર જણાઓએ પાલખી ઊંચકેલી છે.

આ પછી ચિત્રના અનુસંધાને, ઉપરના ચિત્રમાં ચીતરેલો પ્રભુ પાર્શ્વનાથનો પંચમુષ્ટિ લોચનો પ્રસંગ જોવાનો છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૫૫નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

**ચિત્ર ૯૫:** પાર્શ્વનાથ નિર્વાણ. જીરાની પ્રતના પાના ૬૫ ઉપરથી. વર્ષાકાળના પહેલા મહિનાના બીજા પખવાડિયામાં, શ્રાવણ શુકલ અષ્ટમીના દિવસે, સમ્મેતશિખર પર્વત ઉપર, જલરહિત માસક્ષમણ(એક મહિનાના ઉપવાસ)નું તપ કરી પાર્શ્વનાથ પ્રભુ નિર્વાણ પામ્યા–મોક્ષે ગયા. ચિત્રની મધ્યમાં સિદ્ધશિલાની આકૃતિ ઉપર વસ્ત્રાભૂષણો સહિત પદ્માસનની બેઠકે નીલ વર્ણવાળા પ્રભુ પાર્શ્વનાથ બેઠેલા છે. પ્રભુના મસ્તક ઉપર નાગરાજની સાત ફણાઓ છે અને સાત



Fig. 160 to 172 चित्र १६० थी १७२



Fig 173 to 135 चित्र १७३ थी १८५

ફણાઓ ઉપર છત્ર છે. સિદ્ધશિલાની નીચે પર્વતની આકૃતિ ચીતરેલી છે. પ્રભુની બંને બાજુએ કમલના બીડેલાં બબ્બે ફૂલ છે અને ફણાની બંને બાજુએ એકેક બોલસરીના ઝાડની આકૃતિ ઉપર એકેક પોપટ બેઠેલો છે.

**ચિત્ર ૯૬:** શ્રી નેમિનાથજીનો જન્મ. જીરાની પ્રતના પાના ૬૬ ઉપરથી. વર્ણન માટે જુઓ આ પ્રસગને લગતું જ ચિત્ર ૪૦નું વર્ણન. ચિત્રમાં સુંદર પલંગ ઉપર શિવાદેવી માતા શ્યામ વર્ણના નેમિનાથ પ્રભુને બાળકરૂપે લઈને સૂતેલાં છે. તેમની પાસે ચિત્રના ઉપરની એક બાજુએ ચામર વીંઝતી સ્ત્રી–પરિચારિકા બેઠેલી છે. ઉપરની છતના ભાગમાં લટકતો સુંદર ચંદરવો દેખાય છે.

**ચિત્ર ૯૭:** શ્રી નેમિનાથ-નિર્વાણ. જીરાની પ્રતના પાના ૬૯ ઉપરથી. તે કાળ અને તે સમયને વિષે ભગવાન શ્રી નેમિનાથ પ્રભુ એક હજાર વર્ષનું સર્વ આયુ પાળીને, સર્વ કર્મનો ક્ષય કરીને, ગ્રીષ્મ કાળના ચોથા માસમાં, આઠમા પખવાડિયામાં, અષાઢ મહિનાની સુદિ આઠમે, ગીરનાર પર્વતની ઉપર પાંચસો છત્રીશ સાધુઓ સાથે એક મહિનાનું નિર્જલ અનશન કરીને, ચિત્રા નક્ષત્રમાં ચન્દ્રમાનો યોગ પ્રાપ્ત થતાં, મધ્યરાત્રિને વિષે પદ્માસને બેઠા બેઠા નિર્વાણ પામ્યા–સર્વ દુઃખથી મુક્ત થયા. ચિત્રની મધ્યમાં સિદ્ધશિલાની આકૃતિ ઉપર શ્યામ વર્ણવાળા નેમિનાથ પ્રભુ પદ્માસનની બેઠકે વસ્ત્રાભૂષણો તથા મસ્તક ઉપર છત્ર સહિત બેઠેલા છે. છત્રની ઉપરના ભાગમાં આકાશનાં વાદળો અને સિદ્ધશિલાની નીચે ગીરનાર પર્વતની ટેકરી ચીતરેલી છે. પ્રભુની બંને બાજુએ ચિત્ર ૯૫ની માફક ઝાડના બદલે ઉપર બેઠેલાં પક્ષીઓ સહિત બીડાયેલાં કમલનાં સાત સાત ફૂલ છે.

## Plate XXV

**ચિત્ર ૯૮:** દેવાનંદાનાં ચૌદ સ્વપ્ન. જીરાની પ્રતના પાના ૩ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૮નું આ પ્રસંગને લગતું જ વર્ણન. ચિત્રમાં ઠેઠ ઉપરના ભાગમાં ઋષભદત્ત બ્રાહ્મણ અને દેવાનંદા બ્રાહ્મણી બેઠેલાં છે અને નીચેના ભાગમાં સુવર્ણના પલંગ ઉપર બિછાવેલી સુંદર રેશમી તળાઈ ઉપર અર્ધ જાગ્રતાવસ્થામાં દેવાનંદા સૂતેલાં છે. ચિત્રના બાકીના ભાગમાં ચૌદ મહાસ્વપ્નો ચીતરેલાં છે.

**ચિત્ર ૯૯:** દેવી સરસ્વતી. જીરાની પ્રતના પાના ૫૮ ઉપરથી. ચિત્રમાં ઊડતાં વિમાનની મધ્યમાં ચાર હાથવાળી સરસ્વતી દેવીની સુંદર પ્રતિકૃતિ છે. દેવી સરસ્વતીના શરીરનો વર્ણ સફેદ છે. દેવીના ઉપરના જમણા હાથમાં પુસ્તક તથા ડાબા હાથમાં કમલનું ફૂલ છે અને નીચેના જમણા હાથમાં વરદ મુદ્રાએ માળા તથા ડાબા હાથે વીણા પકડેલી છે. વિમાનની નીચે હંસ પક્ષી વાહન તરીકે છે. દેવીના વિમાનની આકૃતિ સુસ્પષ્ટ અને સુંદર છે. વિમાનની ટોચ ઉપર બંને બાજુ એકેક પોપટ છે અને ચિત્રના ઉપરના ભાગમાં બંને બાજુ એકેક મોર છે. દેવીએ મસ્તકે મુગટ, કાનમા હંસ પક્ષીની આકૃતિવાળું કુંડલ, અંબોડામાં આભૂષણ, ચારે હાથ પર રત્નજડિત ચૂડીઓ, ગળામાં હંસ તથા મોતીઓનો હાર, નીલા રંગની કંચુકી, ગુલાબી રંગનું ડિઝાઈનવાળું અને બંને છેડા જેના પવનથી ઊડી રહ્યા છે તેવું વસ્ત્ર અને હંસની ડિઝાઈનવાળું

કમ્મર નીચેનું ઉત્તરીય વસ્ત્ર પહેરેલાં છે. વળી દેવી રાતા ઘેરા રંગના રેશમી તકિયા ઉપર ભદ્રાસનની બેઠકે બેઠેલાં છે. આખા ચિત્રના દરેકે દરેક પ્રસંગની રંગભરણી તથા સુરેખ રેખાંકનો ચિતરનાર આ ચિત્રકાર ખરેખર તેના કૌશલ માટે જગતના કલાપ્રેમીઓને પ્રશંસા કરવા લાયક છે. દેવી સરસ્વતીનાં આટલાં સુંદર ગુજરાતી ચિત્રો જવલ્લે જ મળી આવે છે.

## Plate XXVI

**ચિત્ર ૧૦૦:** શ્રી ઋષભદેવનો જન્મ. જીરાની પ્રતના પાના ૭૫ ઉપરથી. તે કાળ અને તે સમયને વિષે શ્રી ઋષભદેવ પ્રભુ ગ્રીષ્મ કાળના પહેલા માસમાં, પહેલા પખવાડિયામાં–ચૈત્ર માસના અંધારીઆ પખવાડિયામાં–આઠમને દિવસે (ગુજરાતી ફાગણ વદિ આઠમે), મધ્યરાત્રિએ, ઉત્તરાષાઢા નક્ષત્રમાં ચન્દ્રનો યોગ પ્રાપ્ત થતાં, આરોગ્યવાળી મરુદેવી માતાએ પુત્રને જન્મ આપ્યો. આ ચિત્રમાં ઋષભદેવ ભગવાનના શરીરનો વર્ણ સુવર્ણ જેવો છે, તે સિવાય ચિત્ર ૯૬ના ચિત્રને બરાબર મળતું છે.

**ચિત્ર ૧૦૧:** શ્રી ઋષભદેવનું સમવસરણ. જીરાની પ્રતના પાના ૭૭ ઉપરથી. ચિત્રના વર્ણન માટે જુઓ ચિત્ર ૧૬નું શ્રી મહાવીર પ્રભુના સમવસરણનું વર્ણન.

**ચિત્ર ૧૦૨:** શ્રી ઋષભદેવનું નિર્વાણ. જીરાની પ્રતના પાના ૭૯ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૪૧નું આ પ્રસંગને લગતું જ વર્ણન. આ ચિત્રમાં ભગવાનના શરીરનો વર્ણ પીળો છે, તે નજીવા ફેરફાર સિવાય ચિત્ર ૯૫, ૯૭ને લગભગ મળતું છે.

## Plate XXVII

**ચિત્ર ૧૦૩-૧૦૪:** અગિયાર ગણધરો. જીરાની પ્રતના પાના ૮૦-૮૧ ઉપરથી વર્ણન માટે જુઓ ચિત્ર ૪૨નું આ પ્રસંગને લગતું જ વર્ણન. ચિત્ર ૪૨માં એક જ ચિત્રમાં અગિયારે ગણધરો છે, જ્યારે ચિત્ર ૧૦૩માં બે ગણધરો અને ચિત્ર પ્લેટ ૨૭માના ચિત્ર ૧૦૪માં નવ ગણધરો મળીને કુલ ૧૧ ગણધરો થાય છે.

**ચિત્ર ૧૦૫:** ભગવાન મહાવીરનું સમવસરણ. જીરાની પ્રતના પાના ૯૨ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૬નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

**ચિત્ર ૧૦૬:** શ્રી ચતુર્વિધ સંઘ. જીરાની પ્રતના પાના ૯૩ ઉપરથી. ચિત્રમાં ઉપરના ભાગમાં ગુરુ મહારાજ સામે બેઠેલા શિષ્યને વાચના આપતા હોય એમ લાગે છે. સામે બેઠેલા શિષ્યના બંને હાથમાં તાડપત્રનું પાનું પકડેલુ છે ગુરુ મહારાજની પાછળ એક શિષ્ય ઊંચા કરેલા ડાબા હાથમાં પકડેલા કપડાથી ગુરુની શુશ્રૂષા-સેવા કરતો દેખાય છે. નીચેના ભાગમાં એક શ્રાવિકા, બે સાધ્વીઓ અને બે શ્રાવકોરૂપી ચતુર્વિધ-સંઘ ગુરુ મહારાજનો ઉપદેશ સાંભળતાં બેઠેલાં છે.

**ચિત્ર ૧૦૭:** મહાવીરનું સમવસરણ. જીરાની પ્રતના પાના ૧૦૯ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૬નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

## Plate XXVIII

**ચિત્ર ૧૦૮:** સુધર્માસ્વામી. જીરાની પ્રતના પાના ૧૧૦ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૪૪નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

**ચિત્ર ૧૦૯:** ચતુર્વિધ સંઘ. જીરાની પ્રતના પાના ૧૧૦ની બીજી બાજુ પરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૦૬નું આ પ્રસંગને લગભગ મળતા ચિત્રનું વર્ણન.

**ચિત્ર ૧૧૦:** શક્રસ્તવ. જયસૂ૦ ની વિ. સં. ૧૪૮૯ની પ્રતના પાના ૬૯ની ૨૧ ચિત્રોવાળી પ્રતમાંથી. આ ચિત્રના વર્ણન માટે જુઓ ચિત્ર ૨૮નું વર્ણન. આ ચિત્ર મધ્યેનું સિંહાસન બહુ જ સુંદર રીતે લાકડામાં કોરી કાઢેલું હોય એમ લાગે છે. પંદરમા સૈકામાં જૈનાચાર્યો સુંદર કોતરકામવાળા સિંહાસન ઉપર બેસીને ઉપદેશ આપતા હતા, તેના પુરાવા રૂપે જ આવી જાતના સિંહાસનની ચિત્રમાં રજૂઆત કરવામાં આવેલી છે; કારણકે પ્રાચીન પ્રતોમાં જ્યાંજ્યાં ગુરુ મહારાજનાં ચિત્રો જોવામાં આવે છે, ત્યાંત્યાં દરેક પ્રસંગમાં સિંહાસન ઉપર જ તેઓ બેઠેલા હોય છે. ઇંદ્રના મસ્તક ઉપરનું છત્ર સુંદર કોતરકામવાળું છે; તેના પગ નીચે તેના વાહન હાથીનું ચિત્ર પણ ચીતરેલું છે.

**ચિત્ર ૧૧૧:** વર્ષીદાન. જયસૂ૦ની ઉપરોક્ત પ્રત ઉપરથી જ આ ચિત્ર પણ રજૂ કરવામાં આવેલુ છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૩૪નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

## Plate XXIX

**ચિત્ર ૧૧૨:** મહાવીરનું સમવસરણ. જીરાની પ્રતના અંતિમ પત્ર ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૬નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

**ચિત્ર ૧૧૩:** ચતુર્વિધ સંઘ. ચિત્રમાં ઉપરના પ્રસંગમાં સિંહાસન ઉપર બેઠેલા ગુરુ મહારાજ, સામે બેઠેલા શિષ્યરૂપી સાધુ, મધ્ય પ્રસંગમાં બે હાથ જોડીને બેઠેલા ચાર ગૃહસ્થ શ્રાવકો તથા નીચેના પ્રસંગમાં બે સાધ્વીઓ અને બે શ્રાવિકાઓરૂપી ચતુર્વિધ સંઘને ધર્મોપદેશ આપી રહ્યા છે.

લખાણની ત્રીજી લીટીમાં આ પ્રત સંવત ૧૪૭૩ના, ચોથી લીટી અને પાંચમી લીટીમાં પોષ સુદિ પૂર્ણિમા ને રવિવારના દિવસે શ્રી ખરતર ગચ્છ સંઘને માટે અણહિલપુર પ્રત્તનમાં, છઠ્ઠી લીટીમાં શ્રી કલ્પ પુસ્તક (લખ્યું), એમ લખેલું છે. અર્થાત્ આ કલ્પસૂત્ર (ગુજરાતની પ્રાચીન રાજધાની) શ્રી અણહિલપુર પાટણમાં શ્રી ખરતર ગચ્છ સંઘના માટે સંવત ૧૪૭૩ના પોષ સુદિ પૂર્ણિમા ને રવિવારના દિવસે લખ્યું.

## Plate XXX

**ચિત્ર ૧૧૪:** શક્રાજ્ઞા. પાટણ ૩ની પ્રતના પાના ૮ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૨૯નું આ પ્રસંગને લગતું જ વર્ણન. ચિત્રમાં સુવર્ણના સિંહાસન ઉપર ચાર હાથવાળો શક્રેન્દ્ર બેઠેલો છે. શક્રેન્દ્રના ચાર હાથો પૈકી ઉપરના જમણા હાથમાં અંકુશ અને ડાબા હાથમાં પાશ છે તથા નીચેના જમણા હાથમાં તલવાર અને ડાબા હાથમાં ફ્લ છે. ઇન્દ્રના મસ્તકના ઉપરના ભાગમાં સુંદર છત્ર લટકે છે. વળી ઇન્દ્રના મસ્તકના પાછળના ભાગમાં રત્નજડિત સુવર્ણનું સુંદર ડિઝાઇનોવાળું ભામંડલ છે. ઇન્દ્ર આખા શરીરે વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઈને બેઠેલો છે. ઇન્દ્રના ઉત્તરાસંગના બે છેડા પવનમાં ઊડતા દેખાય છે અને કમ્મર નીચેના વાદળી રંગના રેશમી ઉત્તરીય વસ્ત્રમાં હંસપક્ષીની સુંદર ડિઝાઈન ચીતરેલી છે. વળી સિંહાસનના ચારે પાયાની નીચે એકેક સિંહની આકૃતિ ચીતરેલી છે. ઇન્દ્રની સામે બે હાથ જોડીને ઇન્દ્રની આજ્ઞાનુ શ્રવણ

કરતો વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઈને હરિણૈગમેષિન્ દેવ, મસ્તક ઉપર સુંદર છત્રસહિત ઊભેલો છે. આ ચિત્રનું એકેએક અંગ પ્રમાણોપેત છે અને પંદરમા સૈકાના ગુજરાતી ચિત્રકારોના ચિત્રનો સુંદર નમૂનો છે. ઇન્દ્રના પગની નીચેના ભાગમાં તેના વાહન હાથીની સુંદર હાર ચીતરેલી છે.

**ચિત્ર ૧૧૫:** સ્વપ્નપાઠકો. પાટણ ૩ની પ્રતના પાના ૨૩ ઉપરથી. સિદ્ધાર્થ રાજાએ સ્વપ્ન-લક્ષણ–પાઠકોને વંદી, સારા શબ્દોમાં ગુણસ્તુતિ કરી, પુષ્પ વડે પૂજી, ફળ અને વસ્ત્રાદિના દાન વડે સત્કાર કરી, વિવેકપૂર્વક ઊભા થઈ તેમનું આદર–સન્માન કર્યું અને પ્રત્યેક સ્વપ્નપાઠકે પ્રથમથી જ સ્થાપેલા સિંહાસન ઉપર પોતપોતાની બેઠક લીધી. તે પછી સિદ્ધાર્થ ક્ષત્રિયે હાથમાં ફળ–ફૂલ લઈ અતિ વિનયપૂર્વક સ્વપ્નપાઠકોને સ્વપ્નનું ફળ પૂછ્યું.

સ્વપ્નપાઠકોને આ વાત સાંભળી ઘણો જ સંતોષ અને આનંદ થયો. તેમણે તે સ્વપ્નના અર્થ વિચાર્યા અને પોતપોતાની અંદર મસલત ચલાવી. પોતાની બુદ્ધિ વડે બરાબર અર્થ અવધારી પરસ્પર એકબીજાના અભિપ્રાય મેળવી, સંશયોના ખુલાસા કરી, એકમત થઈ, સિદ્ધાર્થ ક્ષત્રિય આગળ ચૌદ મહાસ્વપ્નોનું ફળ કહેવા લાગ્યા.

ચિત્રમાં ચારે સ્વપ્નપાઠકો સુવર્ણના અલગઅલગ સિંહાસનો ઉપર બેઠેલા છે અને દરેકે કિંમતી વસ્ત્રાભૂષણો અંગ ઉપર ધારણ કરેલાં છે. ખાસ કરીને દરેકના શરીર પરનાં રેશમી કપડાંની જુદી જુદી જાતની ડિઝાઇનો આપણને પંદરમા સૈકાના ગુજરાતી કાપડના નમૂનાઓ પૂરા પાડે છે. આ ચિત્ર પણ સર્વાંગ સુંદર છે.

## Plate XXXI

**ચિત્ર ૧૧૬:** શક્રેન્દ્ર. પાટણ ૩ના પાના ૪ ઉપરથી. તે કાળ અને તે સમયે સૌધર્મેન્દ્ર પોતાની સુધર્મા સભામાં બેઠેલો છે. તે સૌધર્મેન્દ્ર કેવો છે? શક્ર નામના સિંહાસન ઉપર બેસનારો, દેવોનો સ્વામી, શરીર પરની કાંતિ વગેરેથી દેવોમાં અધિક શોભતો, હાથમાં વજ્રને ધારણ કરનારો, દૈત્યોના નગરોને તોડનારો, શ્રાવકની પાંચમી પડિમા સો વખત વહન કરનારો અને જેણે પોતાના કાર્તિક શેઠના ભવમાં સો વખત શ્રાવકની પડિમા વહન કરી હતી.

ચિત્રમાં સુવર્ણના સાદા સિંહાસન પર ચાર હાથવાળો શક્રેન્દ્ર વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઇને બેઠેલો છે. તેના ચાર હાથ પૈકી ઉપરના જમણા હાથમાં અંકુશ તથા ડાબા હાથમાં વજ્ર છે અને નીચેના જમણા હાથમાં ફલ છે તથા ડાબા હાથથી કોઇને આજ્ઞા ફરમાવતો હોય તેવી રીતે બેઠેલો છે.

**ચિત્ર ૧૧૭:** શયનમંદિરમાં દેવાનંદા. પાટણ ૩ના પાના ૧૦ ઉપરથી. શ્રી મહાવીર ભગવાન બ્રાહ્મણકુંડગ્રામ નગરમાં, કોડાલગોત્રી ઋષભદત્ત બ્રાહ્મણની પત્ની જાલંધર ગોત્રી દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષિમાં ગર્ભરૂપે ઉત્પન્ન થયા. તે સમયે મધ્યરાત્રિ હતી અને ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર ને ચન્દ્રનો યોગ પ્રાપ્ત થયો હતો.

ચિત્રમાં શયનગૃહમાં બિછાવેલા સુંદર ડિઝાઇનવાળા પલંગમાં બિછાવેલી સુંદર શય્યામાં દેવાનંદા બ્રાહ્મણી વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત સૂતેલાં દેખાય છે. આ ચિત્ર પંદરમા સૈકાના ગૃહસ્થોના શયનગૃહો કેવી સુંદર રીતે શણગારેલા રહેતા હતા તેનો સરસ ખ્યાલ આપે છે.

Plate XXXII

**ચિત્ર ૧૧૮:** ત્રિશલાની કુક્ષિમાં ગર્ભનું સંક્રમણ. પાટણ ૩ના પાના ૧૧ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૮૨નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

**ચિત્ર ૧૧૯:** શયનગૃહમાં ત્રિશલા. પાટણ ૩ના પાના ૧૨ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૮૩નું આ પ્રસંગને લગતું જ વર્ણન. ચિત્રમાં શયનમંદિરમાં ત્રિશલા માતા અર્ધજાગ્રત અવસ્થામાં સૂતેલાં છે. પગના ઉપરના ભાગમાં સૂર્ય અને ચંદ્ર બે મહાસ્વપ્નો ચીતરેલાં છે.

Plate XXXIII

**ચિત્ર ૧૨૦:** ત્રિશલાનો શોક અને હર્ષ. પાટણ ૩ના પાના ૨૭ ઉપરથી. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના ચિત્રથી થાય છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૮૪નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

ચિત્રમા માતા હથેલી ઉપર મુખ ટેકવીને શોકસાગરમાં ડૂબેલાં દેખાય છે. માતાના મસ્તક પાછળ ફરતું આભામંડલ રત્નજડિત છે. માતાની પાછળ એક સ્ત્રી-પરિચારિકા ચામર વીંઝતી ઊભેલી છે અને સામે બીજી બે સ્ત્રીઓ, અનુક્રમે હાથમાં ફૂલની છાબ તથા પોપટ અને વીણા હાથમાં પકડી રાખીને ત્રિશલા માતાને આશ્વાસન આપતી ઊભેલી છે. સામે ઊભેલી બંને સખીઓના મસ્તક ઉપર સુંદર ડિઝાઈનવાળો ચંદરવો બાંધેલો છે. આ ચિત્રમાંની ચારે સ્ત્રીઓના ચહેરા શોકમગ્ન છે. આ ચિત્રનાં ચારે સ્ત્રીપાત્રોએ પહેરેલાં કિંમતી રેશમી વસ્ત્રોની જુદીજુદી ડિઝાઇનો, આપણને તે સમયના ગુજરાતના કારીગરો કેવા સુંદર કાપડનું વણાટકામ તથા છાપકામ કરતા હશે તેના નમૂનાઓ પૂરા પાડે છે.

આ પછી ચિત્રના અનુસંધાને, ગર્ભના ફરકવાથી ત્રિશલા માતાના હર્ષનો પ્રસંગ જોવાનો છે. ભગવાન મહાવીરે ગર્ભમાં રહ્યા છતાં અવધિજ્ઞાનના બળથી, માતાનો મનોગત સંકલ્પ જાણી લીધો. પછી તેમણે પોતાના શરીરનો એક ભાગ સ્હેજ કંપાવ્યો. ગર્ભ સહિસલામત છે એમ જણાતાં ત્રિશલા માતાના આનંદનો પાર ન રહ્યો. તેમના બન્ને નેત્રોમાંથી ઉલ્લાસભાવ ઝરવા લાગ્યો. મુખરૂપી કમલ સહસા પ્રફુલ્લિત થયું અને રોમેરોમમાં આનંદનો પ્રવાહ ઝરવા લાગ્યો. તેમણે પોતાની સખીઓ વગેરેને કહ્યું, કે ખરેખર, મારો ગર્ભ સહિસલામત છે.

ચિત્રમાં ત્રિશલા માતા આનંદમાં આવી જઈને, ડાબા હાથમાં દર્પણ પકડીને તેમાં પોતાનો ચહેરો જોતાં જોતાં, સામે ઊભી રહેલી બંને સખીઓને જમણો હાથ ઊંચો રાખીને પોતાનો ગર્ભ સહિસલામત છે, તેમ કહેતાં જણાય છે. આ ચિત્રમાંની ત્રણે સ્ત્રીઓનાં કપડાંની તથા માથા ઉપરના ચંદરવાના કાપડની ડિઝાઇનો પણ ખાસ પ્રેક્ષણીય છે.

**ચિત્ર ૧૨૧:** જન્મ-મહોત્સવ. પાટણ ૩ના પાના ૨૯ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૨૪નું આ પ્રસંગને લગતું જ વર્ણન. આ ચિત્રમાં ઇન્દ્રના મસ્તકની પાછળનુ રત્નજડિત આભામંડલ તથા મસ્તકના ઠેઠ ઉપરના ભાગમાંનું રત્નજડિત છત્ર, અને પલાંઠી નીચેની મેરુ પર્વતની આકૃતિ તથા મેરુ પર્વતની જમણી બાજુએ બે હાથમાં ફૂલની માળા લઇને ડુંગર પર ચઢતો એક પુરુષ અને ડાબી બાજુએ બે હાથમાં ફૂલની છાબ લઇને ચઢતો બીજો એક પુરુષ દેખાય છે. આટલા પ્રસંગો ચિત્ર ૨૪થી આ ચિત્રમાં વધારે છે.

Plate XXXIV

**ચિત્ર ૧૨૨ઃ** ચૌદ સ્વપ્ન. પાટણ ૩ના પાના ૧૩ ઉપરથી. વાચકોની જાણ ખાતર અત્રે તેનું ટૂંક વિવેચન કરવામાં આવે છે.

(૧) હાથી. ચાર મહાન દંતૂશળવાળો, ઊંચો, વરસી રહેલા વિશાળ મેઘ જેવો અને વૈતાઢ્ય પર્વતના જેવો સફેદ, તેના શરીરનું પ્રમાણ શક્રેન્દ્રના ઐરાવત હાથીના જેવડું, સર્વ પ્રકારનાં શુભ લક્ષણવાળો, હાથીઓમાં સર્વોત્તમ અને વિશાળ એવા પ્રકારનો હાથી ત્રિશલા દેવીએ પ્રથમ સ્વપ્નમાં જોયો. હાથી એ પરમ મંગલકારી તથા રાજ્યચિહ્નદ્યોતક છે.

(૨) વૃષભ. શ્વેત કમલનાં પાંદડાંઓની રૂપકાંતિને પરાજિત કરતો, મજબૂત, ભરાવદાર, માંસપેશીવાળો, પુષ્ટ, યથાસ્થિત અવયવવાળો અને સુંદર શરીરવાળો વૃષભ બીજા સ્વપ્નમાં જોયો. તેનાં અતિશય ઉત્તમ અને તીક્ષ્ણ શિંગડાંઓના આગલા ભાગમાં તેલ લગાવેલું હતું. તેના દાંત સુશોભિત અને શ્વેત હતા. વૃષભ (બળદ) એ કૃષિનો દ્યોતક છે.

(૩) સિંહ ત્રીજા સ્વપ્નમાં ત્રિશલાએ સિંહ જોયો. તે પણ મોતીના હાર, ચંદ્રનાં કિરણ ને રૂપાના પર્વત જેવો શ્વેત, રમણીય અને મનોહર હતો. તેના પંજા મજબૂત અને સુંદર હતા. પુષ્ટ અને તીક્ષ્ણ દાઢો વડે તેનું મુખ શોભી રહ્યું હતું. તેની મનોહર જીભ લપલપાયમાન થતી હતી, સાથળો વિશાળ અને પુષ્ટ હતી, સ્કંધ પરિપૂર્ણ અને નિર્મળ હતા, બારીક અને ઉત્તમ કેશવાળી વડે તે અનહદ શોભી રહ્યો હતો. તેનું પુચ્છ કુંડલાકાર અને શોભાયમાન હતું, તે વારંવાર જમીન સાથે અફળાતું અને પાછું કુંડલાકાર બની જતું. તેની આકૃતિમાં સૌમ્યભાવ દેખાઇ આવતો હતો. આવો લક્ષણવંતો સિંહ આકાશમાંથી ઊતરતો અને પોતાના મુખમાં પ્રવેશ કરતો ત્રિશલા ક્ષત્રિયાણીએ જોયો. સિંહ પરાક્રમનો દ્યોતક છે.

(૪) લક્ષ્મીદેવી. અખંડ ચંદ્રમા જેવી કાંતિવાળાં લક્ષ્મીદેવીનાં ચોથા સ્વપ્નમાં દર્શન થયાં. તે લક્ષ્મીદેવી ઊંચા હિમવાન પર્વતને વિષે ઉત્પન્ન થએલા કમલરૂપી મનોહર સ્થાને બેઠેલાં હતાં. ચિત્રની મધ્યમાં મોટી આકૃતિ લક્ષ્મીદેવીની છે. તેના કમલરૂપી સ્થાનના વિશેષ વર્ણન માટે જુઓ કલ્પસૂત્ર સુબોધિકા' વ્યાખ્યાન બીજું.

(૫) ફૂલની માળા. પાંચમા સ્વપ્નમાં ત્રિશલા ક્ષત્રિયાણીએ કલ્પવૃક્ષનાં તાજાં ને સરસ ફૂલો-વાળી ચોમેર સુગંધ પ્રસરાવતી રમણીય માળા આકાશમાંથી ઊતરતી જોઈ. માળા શૃંગારની દ્યોતક છે.

(૬) પૂર્ણચન્દ્ર. છઠ્ઠા સ્વપ્નને વિષે ત્રિશલાએ ચન્દ્રનાં દર્શન કર્યાં. શુકલપક્ષના પખવાડિ-યાની પૂર્ણિમાને પોતાની કળાઓ વડે શોભાવનાર સંપૂર્ણ ચન્દ્ર જોયો. ચન્દ્ર નિર્મળતાનો દ્યોતક છે અને બીજા પક્ષે અંધકારનો નાશક છે

(૭) ઊગતો સૂર્ય સાતમા સ્વપ્નમાં ત્રિશલા ક્ષત્રિયાણીએ અંધકારના સમૂહનો નાશ કર-નાર અને પ્રકાશથી ઝળહળતા સૂર્યનાં દર્શન કર્યાં. સૂર્ય અતુલ પરાક્રમનો દ્યોતક છે.

(૮) સુવર્ણમય ધ્વજદંડ. આઠમા સ્વપ્નમાં ત્રિશલા ક્ષત્રિયાણીએ ઉત્તમ જાતિના સુવર્ણમય દંડ ઉપર ફરકતી ધ્વજા જોઈ. તેના ઉપલા ભાગમાં શ્વેત વર્ણનો એક સિંહ ચીતરેલો હતો. ધ્વજ એ વિજયનું ચિહ્ન છે.



Fig. 194 to 205 चित्र १९४ थी २०५



Fig 206 to 217 चित्र २०६ थी २१.

આ વૃત્તાંત વિસ્મય ચિત્તે સાંભળતી ઊભેલી છે.

Plate XXXV

**ચિત્ર ૧૨૪:** સિદ્ધાર્થ અને ત્રિશલા દરબારમાં. પાટણ ૩ની પ્રતના પાના ૨૨ ઉપરથી. આ ચિત્ર–પ્રસંગ બરાબર ઉપરોક્ત ચિત્ર ૧૨૩ને મળતો છે.

**ચિત્ર ૧૨૫:** પુત્રજન્મની વધામણી. પાટણ ૩ની પ્રતના પાના ૨૫ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૩૩નું આ પ્રસંગને લગતું જ વર્ણન. ચિત્રમાં સિંહાસન ઉપર બેઠેલા સિદ્ધાર્થ ક્ષત્રિય, પોતાને ત્યાં પુત્રજન્મની ખુશાલીમાં જમવાનું આમંત્રણ આપીને બોલાવેલા સ્વજનો સાથે પુત્રનું નામ પાડવા વગેરેની ચર્ચા કરતા દેખાય છે. સિદ્ધાર્થની સામે ઉપરના પ્રસંગમાં બે પુરુષો અને નીચેના પ્રસંગમાં બીજા બે પુરુષો, કુલ ચાર પુરુષો ઊભેલા છે.

Plate XXXVI

**ચિત્ર ૧૨૬થી ૧૩૭:** કલ્પસૂત્રનાં સુંદર સુશોભનો. હંસ વિ. ૨ ની પ્રત ઉપરથી.

**ચિત્ર ૧૩૮થી ૧૪૯:** કલ્પસૂત્રનાં સુંદર સુશોભનો. ઉપરની જ પ્રતમાંથી.

Plate XXXVII

**ચિત્ર ૧૫૦:** મહાવીરજન્મ. પાટણ ૩ની પ્રતના પાના ૨૮ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૪નું આ પ્રસંગને લગતું જ વર્ણન. આ ચિત્રના પાનાનું માપ મોટું હોવાથી ચિત્રકારે શયનમંદિરના સુશોભનોમાં સારી વૃદ્ધિ કરી છે.

**ચિત્ર ૧૫૧:** સંવત્સરી-દાન. પાટણની પ્રતના પાના ૩૩ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૩૪નું આ પ્રસંગને લગતું જ વર્ણન. આ ચિત્રમાં પણ ચિત્ર માટે મોટી જગ્યા મળવાથી ચિત્રકારે વધારે સુશોભનોનો ઉપયોગ ઠીકઠીક પ્રમાણમાં કરેલો છે.

Plate XXXVIII

**ચિત્ર ૧૫૨:** પંચમુષ્ટિ લોચ. પાટણ ૩ની પ્રતના પાના ૩૫ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૬૮નું આ પ્રસંગને લગતું જ વર્ણન. આ ચિત્રમાં ઇન્દ્રના મસ્તક ઉપર છત્ર છે, એ અવાસ્તવિક છે, કારણકે ઇન્દ્ર પ્રભુની પાસે આવે ત્યારે છત્ર વગેરેનો ત્યાગ કરીને જ આવે; અને ઇન્દ્રને ચાર હાથ છે. વળી ચિત્ર ૬૮માં મહાવીર ઊભેલા છે, જ્યારે આ ચિત્રમાં બેઠેલા છે. ઉપરના ભાગમાં આકાશમાં વાદળાં દેખાય છે.

**ચિત્ર ૧૫૩:** મહાવીર-નિર્વાણ. પાટણ ૩ની પ્રતના પાના ૩૮ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૫નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

Plate XXXIX

**ચિત્ર ૧૫૪:** ચંદ્રલેખા પાલખી. પાટણ ૩ની પ્રતના પાના ૩૪ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૩૫નું આ પ્રસંગને લગતું જ વર્ણન. આ ચિત્રમાં ચિત્રકારને વધારે મોટી જગ્યા મળવાથી ઊંચકનારા છ જણા તથા પાલખીનું સુંદર કલાવિધાન અને પાલખી ઉપરના બે મયૂરોની રજૂઆત ચિત્ર ૩૫થી વધારે છે.

**ચિત્ર ૧૫૫:** પાર્શ્વનાથજીનું સમવસરણ. પાટણ ૩ની પ્રતના પાના ૪૪ ઉપરથી. અનુપમ જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યાદિ અસાધારણ ગુણો વડે પોતાના આત્માને ભાવતા, પાર્શ્વનાથ

પ્રભુને ગ્યાશી દિવસ વીતી ગયા. ચોરાશીમા દિવસે, ગ્રીષ્મ કાળના પહેલા મહિનાના પહેલા પખવાડિયામાં, ચૈત્ર માસના અંધારિયા પખવાડિયામાં, ચોથના દિવસે, પ્રભાત સમયે, પહેલા પહોરે, ઘાતકી વૃક્ષની નીચે, નિર્જળ છઠ્ઠ તપ વડે યુક્ત, વિશાખા નક્ષત્રમાં ચન્દ્રનો યોગ પ્રાપ્ત થતાં, શુક્લ ધ્યાનના ચાર ભેદોમાંથી પ્રથમના બે ભેદોમાં વર્તતા, શ્રી પાર્શ્વનાથ પ્રભુને, અનુપમ એવું પ્રધાન કેવલજ્ઞાન અને કેવલદર્શન ઉત્પન્ન થયું. સમવસરણના વર્ણન માટે જુઓ ચિત્ર ૧૬નું વર્ણન. આ ચિત્રની મધ્યમાં મસ્તક ઉપર નાગરાજની સાત ફણાઓ સહિત પદ્માસનસ્થની બેઠકે સર્પલંછનવાળાં આભૂષણો સહિત પ્રભુ શ્રી પાર્શ્વનાથ બેઠેલા છે. પ્રભુની બંને બાજુ એકેક ચામર ધરનાર ઊભેલો છે. ગઢની ચારે બાજુ દરવાજાઓની જગ્યાએ એકેક પૂર્ણ કલશની આકૃતિ ચીતરેલી છે. ચિત્રના ચારે ખૂણામાં એકેક વાવ અને પરસ્પર વૈરવૃત્તિવાળાં પશુઓની રજૂઆત ચિત્રકારે કરેલી છે. ઠેઠ ઉપર હંસની સુંદર લાઈન છે. ચિત્રનું સંયોજનવિધાન પ્રમાણોપેત છે.

Plate XL

**ચિત્ર ૧૫૬:** શ્રી નેમિનાથજી. પાટણ ૩ની પ્રતના પાના ૪૫ ઉપરથી. શ્રી નેમિનાથ પ્રભુ વર્ષાકાલના ચોથા માસમાં, વર્ષાકાલના સાતમા પખવાડિયામાં–કાર્તિક માસના અંધારિયા પખવાડિયાની બારશના દિવસે (ગુંજરાતી આસો વદિ બારશ), મધ્યરાત્રિએ, ચિત્રા નક્ષત્રમાં ચન્દ્રમાનો યોગ પ્રાપ્ત થતાં, બત્રીશ સાગરોપમની સ્થિતિવાળા, અપરાજિત નામના મહાવિમાનથી ચ્યવીને, આ જંબુદ્વીપ નામના દ્વીપને વિષે ભરતક્ષેત્રમાં શૌર્યપુર નામના નગરમાં, સમુદ્રવિજય નામના રાજાની શિવાદેવી નામની રાણીની કુક્ષિમાં ઉત્પન્ન થયા. ચિત્રના વર્ણન માટે જુઓ ચિત્ર ૧૨નું આને મળતા જ પ્રસંગનું વર્ણન.

**ચિત્ર ૧૫૭:** શ્રી નેમિનાથજીનું સમવસરણ. પાટણ ૩ની પ્રતના પાના ૪૬ ઉપરથી. સમવસરણના વર્ણન માટે જુઓ ચિત્ર ૧૬નું વર્ણન. ચિત્રની મધ્યમાં શંખના લંછનવાળા શ્રી નેમિનાથજી પ્રભુ પદ્માસનની બેઠકે બેઠેલા છે. બાકીનું વર્ણન ચિત્ર ૧૫૫ને મળતું જ છે.

Plate XLI

**ચિત્ર ૧૫૮:** છ ગણધરો. પાટણ ૩ની પ્રતના પાના ૪૮ ઉપરથી. આ ચિત્રમાં અગિયાર ગણધરોના બદલે છ ગણધરો છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૪૨નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

**ચિત્ર ૧૫૯:** આઠ તીર્થંકરો. પાટણ ૩ની પ્રતના પાના ૪૯ ઉપરથી. ચિત્રમાં બેબેની ચાર હારોમાં કુલ આઠ તીર્થંકરોની પદ્માસનસ્થ આભૂષણો સહિતની પ્રતિમાઓ છે. દરેક તીર્થંકરની બંને બાજુએ એકેક ચામર ધરનાર ઊભેલો છે.

Plate XLII

**ચિત્ર ૧૬૦થી ૧૭૨ અને ૧૭૩ થી ૧૮૫:** કલ્પસૂત્રનાં સુંદર સુશોભનો. હંસ વિ. રની પ્રત ઉપરથી. આ સુશોભનોમાં જુદાંજુદાં ફૂલો, ભૌમિતિક ડિઝાઈનો, હંસ, મોર વગેરે પક્ષીઓ, હરણ, માછલી, ઘોડો, હાથી, સિંહ વગેરે પ્રાણીઓનો પણ ઉપયોગ કરવામાં આવેલો છે.

Plate XLIII

**ચિત્ર ૧૮૬:** શ્રી ઋષભદેવ પ્રભુ પાટણ ૩ની પ્રતના પાના ૫૧ ઉપરથી. તે કાળે અને તે સમયે અર્હન્ કૌશલિક શ્રી ઋષભદેવ પ્રભુ, ઉનાળાના ચોથા મહિનામાં, સાતમા પખવાડિયામાં–

આષાઢ માસની અંધારી ચોથ(ગુજરાતી જેઠ વદિ ૪)ને દિવસે, તેત્રીશ સાગરોપમની સ્થિતિવાળા સર્વાર્થસિદ્ધ નામના મહાવિમાનમાંથી ચ્યવીને, આ જંબૂદ્વીપને વિષે, ભરતક્ષેત્રમાં, ઇક્ષ્વાકુ ભૂમિમાં, નાભિ નામના કુલકરની મરુદેવા નામની સ્ત્રીની કુક્ષિને વિષે, મધ્યરાત્રિએ, દિવ્ય આહારનો ત્યાગ કરીને ગર્ભપણે ઉત્પન્ન થયા. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૨નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

**ચિત્ર ૧૮૭:** શ્રી સંઘ. પાટણ ૩ની પ્રતના પાના ૭૨ ઉપરથી. આ ચિત્રમાં ત્રણ હાર છે. સૌથી ઉપરની હારમાં ચાર પુરુષો–શ્રાવકો, બીજી હારમાં ચાર સાધ્વીઓ અને ત્રીજી હારમાં ચાર સ્ત્રીઓ–શ્રાવિકાઓ બંને હાથની અંજલિ જોડીને પ્રભુસ્તુતિ કરતાં દેખાય છે. આ ચિત્રનાં સ્ત્રી–પુરુષના પહેરવેશ આપણને પંદરમા સૈકાની શરૂઆતનાં વસ્ત્રપરિધાનના રિવાજનો આબેહૂબ ખ્યાલ આપે છે.

Plate XLIV

**ચિત્ર ૧૮૮:** ચાર ગુરુભાઈઓ. ડહેલા ૧ની પ્રતના પાના ૯૩ ઉપરથી. આ ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં ચિત્રના પરિચયની શરૂઆત ઉપરના આર્યસ્થૂલિભદ્ર અને કોશાના પ્રસંગથી થાય છે. ચિત્રમાં આર્યસ્થૂલિભદ્ર, કોશાની ચિત્રશાળામાં ગુરુની આજ્ઞા લઈને ચાતુર્માસાર્થે રહ્યા છે, તે વિષયની રજૂઆત માટે ચિત્રકારે આર્યસ્થૂલિભદ્રને લાકડાના સિંહાસન ઉપર બેસાડીને, સામે બેઠેલી સ્ત્રી–કોશાને પોતાનો ડાબો હાથ ઊંચો કરીને જમણા હાથથી ધાર્મિક ઉપદેશ સમજાવતા બતાવ્યા છે.

ચિત્રના અનુસંધાને, નીચેના ત્રણ ગુરુભાઈઓની તપસ્યાનો પ્રસંગ જોવાનો છે. આર્યસ્થૂલિભદ્ર જ્યારે ચાતુર્માસ કોશાને ત્યાં કરવા ગયા, ત્યારે તેમની સાથે તેઓના ત્રણ ગુરુભાઈઓ પણ અનુક્રમે કુવાના ભારવટ ઉપર, સિંહની ગુફાના દ્વાર ઉપર અને સર્પના રાફડા ઉપર ચાતુર્માસ કરવા ગયા હતા; તે પ્રસંગ ચિત્રકારે અત્રે અનુક્રમે કુવો, સિંહની આકૃતિ તથા સર્પનું મુખ કાયોત્સર્ગ મુદ્રાએ ઊભેલા એકએક સાધુ પાસે ચીતરીને; અત્રે રજૂ કરેલ છે.

**ચિત્ર ૧૮૯:** આર્યવજ્રસ્વામી. ડહેલા ૧ની પ્રતના પાના ૯૯ ઉપરથી. આર્યધનગિરિ પોતાની પૂર્વાવસ્થામાં–સંસારીપણામાં તેમની સ્ત્રી સુનંદા સાથે તુંબવન નામના ગામમાં રહેતા હતા. સુનંદાને ગર્ભવતી અવસ્થામાં ત્યજી દઈને ધનગિરિએ દીક્ષા લીધી હતી. પછીથી સુનંદાએ એક પુત્રને જન્મ આપ્યો. તે પુત્રે જન્મતાંની સાથે જ એવું સાંભળ્યું, કે પોતાના પિતાએ જૈન સાધુની દીક્ષા લીધેલી છે. આ સાંભળતાં જ તેને જાતિસ્મરણ–જ્ઞાન થયું. માતાને પોતાની ઉપર જરા ય મોહ ન થાય એટલા માટે તે હમેશાં રડીરડીને માતાને કંટાળો આપવા લાગ્યો; તેથી તેની માતાએ તે છ માસનો થયો, ત્યારે જ તેના પિતા–આર્યધનગિરિને વહોરાવી દીધો. તેમણે ગુરુના હાથમાં સોંપ્યો. ગુરુએ બાળકમાં બહુ ભાર હોવાને લીધે તેનું વજ્ર નામ પાડ્યું. તે પારણામાં રહ્યોરહ્યો અગિયાર અંગ ભણ્યો.

પછી તે બાળક વજ્ર ત્રણ વરસનો થયો, ત્યારે તેનો કબજો લેવા માટે સુનંદાએ રાજાની પાસે ફરિયાદ કરી. રાજાએ બાળકને રાજસભામાં બોલાવીને, આર્યધનગિરિ તથા સુનંદાને કહ્યું, કે તમે બંને જણા બાળકને સમજાવો અને બાળક પોતાની રાજીખુશીથી જેની પાસે જાય તેને

બાળક સોંપવામાં આવશે.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના બાળક-વજ્રના પારણામાં ભણવાના પ્રસંગથી થાય છે. ચિત્રની મધ્યમાં પારણામાં બાળક વજ્ર ઊભેલો છે. તેની એક બાજુએ એક સ્ત્રી, ઘણું કરીને, તેની માતા સુનંદા તથા બીજી બાજુએ ચાર સાધ્વીઓ બેઠેલી છે.

ચિત્રના અનુસંધાને, રાજદરબારમાં બાળક-વજ્ર આર્યધનગિરિ પાસેથી ઓઘો ગ્રહણ કરે છે, તે નીચેનો પ્રસંગ જોવાનો છે. ચિત્રમાં એક બાજુ રાજદરબારમાં રાજા પોતાની સામે બેઠેલા આર્યધનગિરિને અને પોતાની બાજુમાં બેઠેલી માતા-સુનંદાને પોતે કરવા ધારેલો ન્યાય સંભળાવતા દેખાય છે. રાજાની ગાદીની બાજુમાં સુનંદા વજ્રને ફોસલાવવા માટે રમકડાં-મીઠાઇ વગેરેનાં પ્રલોભનો આપતી અને સામે સિંહાસન ઉપર બેઠેલા આર્યધનગિરિ ઓઘો બતાવતાં અને તે ઓઘો લેવાની ઉત્સુકતા બતાવતો બાળક-વજ્ર ચિત્રની મધ્યમાં ઊભેલો છે. આર્યધનગિરિની પાછળ તેમનો એક શિષ્ય-સાધુ તેમની શુશ્રૂષા કરતો બતાવેલો છે.

## Plate XLV

**ચિત્ર ૧૯૦:** મહાવીરજન્મ અને છપ્પન દિગ્કુમારીઓ તરફથી કરવામાં આવતો મહોત્સવ. ડહેલા ૧ની પ્રતના પાના ૪૬ ઉપરથી: આ ચિત્રમાં પણ ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના મહાવીરજન્મના પ્રસંગથી થાય છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૪નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

ચિત્રના અનુસંધાને, છપ્પન દિગ્કુમારીઓના મહોત્સવનો નીચેનો પ્રસંગ જોવાનો છે. પ્રભુનો જન્મ થતાં જ છપ્પન દિગ્કુમારીઓનાં આસન કંપ્યાં અને અવધિજ્ઞાનથી પ્રભુનો જન્મ થએલો જાણી, હર્ષપૂર્વક સૂતિકાઘરને વિષે આવી. તેઓમાં (૧) ભોગંકરા (૨) ભોગવતી (૩) સુભોગા (૪) ભોગમાલિની (૫) સુવત્સા (૬) વત્સમિત્રા (૭) પુષ્પમાળા અને (૮) અનંદિતા નામની આઠ દિગ્કુમારીઓએ અધોલોકથી આવી પ્રભુને તથા પ્રભુની માતાને નમસ્કાર કરી ઈશાન દિશામાં સૂતિકાઘર રચ્યું; અને એ ઘરથી એક યોજન પર્યંત જમીનને સંવર્તવાયુ વડે શુદ્ધ કરી.

(૯) મેઘંકરા (૧૦) મેઘવતી (૧૧) સુમેઘા (૧૨) મેઘમાલિની (૧૩) તોયધારા (૧૪) વિચિત્રા (૧૫) વારિષેણા અને (૧૬) બલાહિકા નામની આઠ દિગ્કુમારીઓએ ઊર્ધ્વલોકથી આવી પ્રભુને તથા પ્રભુની માતાને નમન કરી સુગંધી જળ તથા પુષ્પોની વૃષ્ટિ કરી.

(૧૭) નંદા (૧૮) ઉત્તરાનંદા (૧૯) આનંદા (૨૦) નંદિવર્ધના (૨૧) વિજયા (૨૨) વિજયંતી (૨૩) જયંતી અને (૨૪) અપરાજિતા નામની આઠ દિગ્કુમારીઓએ પૂર્વ દિશા તરફના રૂચક પર્વતથી આવીને મુખ જોવા માટે આગળ દર્પણ ધર્યું.

(૨૫) સમાહારા (૨૬) સુપ્રદત્તા (૨૭) સુપ્રબુદ્ધા (૨૮) યશોધરા (૨૯) લક્ષ્મીવતી (૩૦) શેષવતી (૩૧) ચિત્રગુપ્તા અને (૩૨) વસુંધરા નામની આઠ દિગ્કુમારીઓ દક્ષિણ દિશાના રૂચક પર્વતથી આવી સ્નાન માટે જળથી ભરેલા કળશો લઈ ગીતગાન કરવા લાગી.

(૩૩) ઈલાદેવી (૩૪) સુરાદેવી (૩૫) પૃથિવી (૩૬) પદ્મવતી (૩૭) એકનાસા (૩૮)

નવમિકા (૩૯) ભદ્રા અને (૪૦) શીતા નામની આઠ દિગ્કુમારીઓ પશ્ચિમ દિશાના રૂચક પર્વતથી આવી, પ્રભુને તથા પ્રભુની માતાને પવન નાખવા માટે હાથમાં વીંજણા લઈને ઊભી રહી.

(૪૧) અલંબુસા (૪૨) મિનકેશી (૪૩) પુડરીકા (૪૪) વારુણી (૪૫) હાસા (૪૬) સર્વપ્રભા (૪૭) શ્રી અને (૪૮) હ્રી નામની આઠ દિગ્કુમારીઓ ઉત્તર દિશાના રૂચક પર્વતથી આવી, ચામર વીંઝવા લાગી.

(૪૯) ચિત્રા (૫૦) ચિત્રકનકા (૫૧) શતેરા અને (૫૨) વસુદામિની નામની ચાર દિગ્કુમારીકાઓ રૂચક પર્વતની વિદિશાઓમાંથી આવી, હાથમાં દીપક લઈ ઈશાન વગેરે વિદિશાઓમાં ઊભી રહી.

(૫૩) રૂપા (૫૪) રૂપાસિકા (૫૫) સુરૂપા અને (૫૬) રૂપકાવતી નામની ચાર દિગ્કુમારીઓએ રૂચક દ્વીપથી આવીને ભગવંતના નાળને ચાર અંગૂલથી છેટે છેદી, ખોદેલા ખાડામાં નાખી, ખાડો વૈડૂર્યરત્નોથી પૂરી તેની ઉપર પીઠ બનાવ્યું, તથા તેને દૂર્વાથી બાંધીને તે જન્મઘરની પૂર્વ દિશા, દક્ષિણ દિશા અને ઉત્તર દિશામાં કેળનાં ત્રણ ઘર બનાવ્યાં. દક્ષિણ દિશાવાળા ઘરમાં પ્રભુને તથા માતાને સિંહાસન ઉપર બેસારી, બંનેને સુગંધી તેલનું મર્દન કર્યું.

ચિત્રમાં જુદીજુદી દિશા, વિદિશાઓની એકેક દિગ્કુમારી રજુ કરી છે; કારણ કે આટલી જગ્યામાં ૫૬ દિગ્કુમારીઓ ચીતરી શકાય નહિ. ચિત્રમાં કેળના ત્રણ ઘર તથા બે સિંહાસન પણ ચીતરેલાં છે. કલ્પસૂત્રની બીજી હસ્તપ્રતોમાં આવી રીતનો ચિત્રપ્રસંગ ચીતરેલો જોવામાં આવતો નથી.

**ચિત્ર ૧૯૧:** જન્માભિષેક અને ઈંદ્રનું પંચરૂપે પ્રભુને લઈને મેરુ ઉપર જવું. ચિત્ર ૧૯૦ ના જ પાના ઉપરથી. આ ચિત્રમાં પણ ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત નીચેના ઈંદ્ર પંચરૂપે પ્રભુને મેરુ ઉપર લઈ જાય છે, તે પ્રસંગથી થાય છે. ઈંદ્રે પ્રભુને કરસંપુટમાં લીધા અને પ્રભુની સેવાનો તમામ લાભ લેવા માટે પોતાનાં પાંચ રૂપ બનાવ્યાં. એક રૂપે પ્રભુને ગ્રહણ કર્યા, બે રૂપે બંને બાજુએ રહીને ચામર વીંઝવા લાગ્યો, એક રૂપે પ્રભુના માથે છત્ર ધારણ કર્યું અને એક રૂપે વજ્ર ધારણ કરીને આગળ ચાલવા લાગ્યો. પછી ચિત્રના અનુસંધાને, જન્માભિષેકનો ઉપરનો પ્રસંગ જોવાનો છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૨૪નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

ચિત્રની મધ્યમાં બે હાથમાં પ્રભુને પકડીને એક રૂપે ઇન્દ્ર વેગથી જતો દેખાય છે, બીજા રૂપે સૌથી આગળ વજ્ર ધારણ કર્યું છે, તેની પાછળ ત્રીજા રૂપે ચામર વીંઝતો અને ચોથા રૂપે પ્રભુના મસ્તકે છત્ર ધારણ કરતો તથા પાંચમા રૂપે ચામર વીંઝતો દેખાય છે. ઈંદ્ર આકાશમાં ઉતાવળથી જતો હોવાથી ચામર ધરતાં બંને રૂપો તથા છત્રવાળું રૂપ આગળપાછળ થઈ ગયાં છે. ચિત્રનાં પાત્રો વેગવાન છે, જે ચિત્રકારનો પીંછી ઉપરનો અદ્ભુત કાબૂ દર્શાવે છે. સદ્ભાગ્યે આ ચિત્રોના ચિત્રકારનું નામ પણ મળી આવ્યું છે. જુઓ ચિત્ર ૨૧૯નું વર્ણન.

Plate XLVI

**ચિત્ર ૧૯૨:** ચતુર્વિધ સંઘ. લીંબડીની પ્રતના પાના ૯૬ ઉપરથી. ચિત્રમાં સૌથી ઉપર-

ના ભાગમાં ભગવાન મહાવીરની આભૂષણો સહિતની પદ્માસનસ્થ જિનપ્રતિમાજી શિખરની નીચેના ભાગના દેરામાં ગભારામાં બેઠેલા છે અને તેમની પાસે ગભારાની બહાર, ઘુમટની નીચેના રંગમંડપમાં બે હાથ જોડીને સ્તુતિ કરતા બે સાધુઓ ઊભેલા છે. આ પ્રસંગની નીચે, ચિત્રના મધ્ય ભાગમાં ચાર શ્રાવકો બે હાથની અંજલિ જોડીને સ્તુતિ કરતા બેઠેલા છે અને સૌથી નીચેના ત્રીજા પ્રસંગમાં બે સાધ્વીઓ અને બે શ્રાવિકાઓ બંને હાથની અંજલિ જોડીને સ્તુતિ કરતી બેઠેલી છે. આ ચિત્ર ભગવાન મહાવીર ચતુર્વિધ સંઘ સમક્ષ ગુણશીલ ચૈત્યમાં બેસીને પર્યુષણા કલ્પની પ્રરૂપણા કરે છે તેને લગતું છે.

લંબાણુની આઠ લીટીઓ પૈકી સાતમી અને આઠમી લીટીમાં આ પ્રતિ લખાયાનો આ પ્રમાણે ઉલ્લેખ છે. । **संवत् १५१४ वर्षे । माघ सुदि २ सोमे । मंत्रि देवा लिखितं ॥** અર્થાત્–સંવત ૧૫૧૪ના માહ સુદિ ૨ ને સોમવારના દિવસે (આ કલ્પસૂત્રની હસ્તપ્રત) મંત્રિ દેવાએ લખી છે.

## Plate XLVII

**ચિત્ર ૧૯૩:** પાર્શ્વનાથ પંચમુષ્ટિ લોચ અને કમઠોપસર્ગ–નિવારણ. લીંબડીની પ્રતના પાના ૪૪ ઉપરથી. ચિત્રમાં અનુક્રમે બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત પંચમુષ્ટિ લોચના પ્રસંગથી થાય છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૫૫નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

આ પછી ચિત્રના અનુસંધાને, અનુક્રમે કમઠોપસર્ગ–નિવારણનો પ્રસંગ જોવાનો છે. ચિત્રની મધ્યમાં પદ્માસનની બેઠકે આભૂષણો સહિત પ્રભુ પાર્શ્વનાથ બેઠેલા છે. તેઓશ્રીના મસ્તક ઉપર નાગરાજની સાત ફણાઓ છે. જમણી બાજુએ ચાર હાથવાળો ધરણેન્દ્ર બે હાથની અંજલિ જોડીને તથા ડાબી બાજુએ ચાર હાથવાળી તેની પટરાણી બે હાથની અંજલિ જોડીને કમઠોપસર્ગનું નિવારણ કર્યા પછી પ્રભુની સ્તુતિ કરતાં દેખાય છે. ધરણેન્દ્ર અને તેની પટરાણીના બાકીના બે હાથ પૈકી એક હાથમાં અંકુશ છે અને બીજો હાથ વરદ મુદ્રાએ રાખેલો છે. ધરણેન્દ્ર તથા પટરાણીના મસ્તક ઉપર નાગરાજની ફણાઓ છે. વળી ધરણેન્દ્રના મસ્તકની ઉપરના ભાગમાં ચાર હાથવાળી દેવી (વૈરોટયા?) દેખાય છે. તેણીના બે હાથમાં સર્પ છે અને પટરાણીના મસ્તક ઉપર ચાર હાથવાળો દેવ (ક્ષેત્રપાલ?) દેખાય છે; કારણ કે તેની આગળ તેનું વાહન કૂતરો ઊભેલો છે. આ ચિત્રમાં જે ધોળી પટીઓ થીગડાં જેવી દેખાય છે, તેથી આ સુવર્ણાક્ષરી પ્રતના પાછળના અક્ષરો બચાવવા માટે કોઈ કલાથી અનભિજ્ઞ વ્યક્તિએ આ ચિત્રને બેડોળ બનાવી દીધું છે.

## Plate XLVIII

**ચિત્ર ૧૯૪ થી ૨૦૫ અને ૨૦૬ થી ૨૧૭:** કલ્પસૂત્રનાં સુંદર સુશોભનો. હંસ વિ૦ ૨ની પ્રત ઉપરથી.

## Plate IL–L

**ચિત્ર ૨૧૮–૨૧૯:** પ્રશસ્તિ. ડહેલા ૧ની પ્રતના પાના ૧૨૧ની બંને બાજુ. આ પ્રતના પાના ૧૨૦ની પાછળની બાજુ અને ૧૨૧ની બંને બાજુ થઈને આ પ્રત લખાવનારની ૯ શ્લોકની પ્રશસ્તિ છે, જે પૈકી ૧૨૦મા પાનાંમાં ૫ શ્લોક છે અને બાકીના ૪ શ્લોક પાના ૧૨૧ની એક

બાજુ પદ્યમાં છે; અને આ પ્રત લખાવનાર તથા ચીતરનાર ચિત્રકારનું નામ પાના ૧૨૧ની પાછળની બાજુ ચાર લીટીમાં ગદ્યમાં છે, જે આ પ્રમાણે છે:–

"श्री हौंबड ज्ञातीय सं० झांझण सं० वर्द्धमान सं० वीरपाल गुणराज एतैः श्री तपापक्षे श्री विजयतिलकसूरींद्र शिष्य भ. श्री जयसुंदरसूरिवरणामुपदेशेन सुवर्णाक्षरे। श्री कल्पलेखितः॥ प्राग्वाट् ज्ञातीय मंत्रि कूंपा सुत सोमाकेनालेख्य चित्र० सारंगेनचित्रिता ॥श्रीः॥

હુંબડ જ્ઞાતીવાળા સંઘવી ઝાંઝણ, સંઘવી વર્દ્ધમાન, સંઘવી વીરપાલ-[તથા] ગુણરાજ વગેરે[શ્રેષ્ઠીઓ]એ તપાગચ્છીય શ્રી વિજયતિલકસૂરીશ્વરજીના શિષ્ય ભટ્ટારક શ્રી જયસુંદરસૂરીશ્વરજીના ઉપદેશથી સોનાના અક્ષરોથી [આ] કલ્પસૂત્ર લખાવ્યું. [અને તે] પોરવાડ જ્ઞાતીવાળા મંત્રિ કૂંપાના પુત્ર સોમે લખ્યું [અને]સારંગ નામના ચિત્રકારે ચીતર્યું."

Plate LI

**ચિત્ર ૨૨૦ થી ૨૨૩:** સુંદર સુશોભનો. નવાબ રની પ્રતના હાંસિયાઓ.

Plate LII

**ચિત્ર ૨૨૪:** નિશાલ ગણણું. ડહેલા રની પ્રતના પાના ૪૩ ઉપરથી. આ ચિત્રમાં પણ ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના આમલકી ક્રીડાના ચિત્રથી થાય છે.

(૧) એક વખતે સૌધર્મેન્દ્ર પોતાની સભામાં મહાવીરના ધૈર્યગુણની પ્રશંસા કરી અને કહેવા લાગ્યો કે: 'હે દેવો! અત્યારના આ કાળમાં મનુષ્યલોકમાં શ્રીવર્ધમાનકુમાર એક બાળક હોવા છતાં પણ તેમના જેવો બીજો કોઈ પ્રરાક્રમી વીર નથી. ઇન્દ્રાદિ દેવો પણ તેમને બિવરાવવાને અસમર્થ છે.' આ સાંભળીને એક દેવ કે જેનું નામ જણાવવામાં નથી આવ્યું, તે જ્યાં કુમારો ક્રીડા કરતા હતા ત્યાં આવ્યો અને સાંબેલા જેવા જાડા, ચપળ બે જીભવાળા, ચળકતા મણિવાળા, ફૂંફાડા મારતા, કાજળ સમાન કાળા વર્ણવાળા, ક્રૂર આકૃતિવાળા અને વિસ્તૃત ફણાવાળા મોટા સર્પનું રૂપ બનાવીને ક્રીડા કરવાના વૃક્ષને વીંટાળી દીધું. આવો ભયંકર સર્પ જોઈ ભયભીત બનેલા બધા કુમારો રમતગમત પડતી મૂકી નાસી છૂટયા; પરંતુ મહાપરાક્રમી ધૈર્યશાળી શ્રી વર્ધમાનકુમારે જરાપણ ભય પામ્યા વિના પોતે ત્યાં તેની પાસે જઈ, સર્પને હાથથી પકડી દૂર ફેંકી દીધો. સર્પ દૂર પડયો એટલે નિર્ભય બનેલા કુમારો પાછા એકઠા થઈ ગયા અને ક્રીડા શરૂ કરી દીધી.

(૨) હવે કુમારોએ વૃક્ષની રમત પડતી મૂકી દડાની રમત શરૂ કરી. રમતમાં એવી શરત હતી કે જે હારી જાય તે જીતેલાને ખભા ઉપર બેસાડે. કુમારવેષધારી દેવ શ્રી વર્ધમાનકુમાર સાથે રમતાં હારી ગયો. તેણે કહ્યું: 'ભાઈ, હું હાર્યો અને આ વર્ધમાનકુમાર જીત્યા માટે એમને મારા ખભા ઉપર બેસવા દો.' શ્રી વર્ધમાન ખભા ઉપર બેઠા એટલે દેવે તક સાધી તેમને બિવરાવવાનો પ્રપંચ કર્યો. તેણે પોતાની દેવશક્તિથી સાત તાડ જેટલું ઊંચું પોતાનું શરીર બનાવ્યુ. પ્રભુ તેનો પ્રપંચ અવધિજ્ઞાનના બળથી જાણી ગયાં. તેમણે વજ્ર જેવી કઠોર મુષ્ટિથી તેની પીઠ પર એવો તો પ્રહાર કર્યો કે તે ચીસો પાડવા લાગ્યો અને પીડા પામવાથી મચ્છરની જેમ સંકોચાઇ ગયો. પ્રભુનું પરાક્રમ તથા ધૈર્ય પ્રત્યક્ષ અનુભવી ઇન્દ્રના સત્ય વચનનો તેણે મનમાં સ્વીકાર

કર્યો અને પોતાનું અસલ સ્વરૂપ પ્રકટ કરી સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. તે વખતે ઇન્દ્રે ધૈર્યશાળી પ્રભુનું 'વીર' એવું ગુણનિષ્પન્ન નામ પાડ્યું.'

ચિત્રમાં વર્ધમાનકુમારે માથે મુકુટ તથા કાનમાં કુંડળ વગેરે આભૂષણો પહેરેલાં છે અને ઝાડને વીંટાઇ વળેલો સર્પ છે. વર્ધમાનકુમારની આગળપાછળ ત્રણ તથા ઉપરના ભાગમાં એક બીજો છોકરો ચીતરેલો છે. વર્દ્ધમાન દેવના ખભા ઉપર બેઠેલા છે. વળી નજીકમાં એક વ્યક્તિ ઊભેલી છે, જે જમણો હાથ ઊંચો કરીને કોઇને બોલાવીને મહાવીરના આ પ્રરાક્રમનો પ્રસંગ બતાવતી હોય એમ લાગે છે.

આ પ્રસંગની સાથે સરખાવો કૃષ્ણની બાળક્રીડાનો એક પ્રસંગ.

(૧) કૃષ્ણ જ્યારે બીજા ગોપ બાળકો સાથે રમતા હતા ત્યારે તેમના શત્રુ કંસે મારવા મોકલેલો અઘ નામનો અસુર એક યોજન જેટલું સર્પરૂપ ધારણ કરી માર્ગે વચ્ચે પડ્યો અને કૃષ્ણ સુદ્ધાં બધાં બાળકોને ગળી ગયો. આ જોઇ કૃષ્ણે એ સર્પના ગળાને એવી રીતે રૂંધી નાખ્યું કે જેથી તે સર્પ અઘાસુરનું મસ્તક ફાટી શ્વાસ નીકળી ગયો અને તે મરી ગયો. તેના મુખમાંથી બાળકો બધા સકુશળ બહાર આવ્યા..—ભાગવત દશમસ્કન્ધ, અ. ૧૨, શ્લો. ૧૨-૩૫, પૃ. ૮૮.

(૨) એકબીજાને અરસપરસ ઘોડા બનાવી જ્યારે ગોપ બાળકો સાથે કૃષ્ણ અને બળભદ્ર રમતા હતા, તે વખતે કંસે મોકલેલો પ્રલમ્બ નામનો અસુર તે રમતમાં દાખલ થયો. તે કૃષ્ણ અને બળભદ્રને ઊપાડી જવા ઇચ્છતો હતો. એણે બળભદ્રનો ઘોડો બની તેમને દૂર લઇ જઇ, એક પ્રચંડ અને ભયાનક રૂપ પ્રગટ કર્યું. બળભદ્રે છેવટે ન ડરતાં સખત મુષ્ટિપ્રહારથી એ વિકરાળ અસુરને લોહી વમતો કરી ઠાર કર્યો અને અંતે બધા સકુશળ પાછા ફર્યા.

—ભાગવત દશમસ્કન્ધ, અ. ૨૦, શ્લો. ૧૮–૩૦.

આ પછી ચિત્રના અનુસંધાને, અનુક્રમે નિશાલ ગણણાનો નીચેનો પ્રસંગ જોવાનો છે. પ્રભુ જ્યારે આઠ વર્ષથી કંઇક અધિક ઉમ્મરના થયા ત્યારે, પ્રભુ જન્મથી જ ત્રણ જ્ઞાન સહિત જન્મેલા હોવા છતાં, પરમ હર્ષિત થએલાં માતાપિતા, સામાન્ય પુત્રની પેઠે તેઓને નિશાળે ભણવા મોકલવા તૈયાર થયાં. શુભ મુહૂર્તે અને શુભ લગ્ને પ્રભુને નિશાળે બેસાડવાની મહોત્સવપૂર્વક મોટી તૈયારી કરી સગાં–સંબંધીઓનો, હાથી, ઘોડા વગેરે વાહનોથી, હાર, મુગટ, કુંડલ, બાજુબંધ, કંકણ વગેરે આભૂષણોથી અને પંચવર્ણીય રેશમી વસ્ત્રોથી આદરપૂર્વક સત્કાર કર્યો. ભણાવનાર પંડિતને માટે મહામૂલ્યવાળાં ઘરેણાં, વિવિધ પ્રકારનાં રત્નો અને શ્રીફળ વગેરે ઉત્તમ વસ્તુઓ તૈયાર કરવામાં આવી. નિશાળના વિદ્યાર્થીઓને વહેંચવા માટે સોપારી, સાકર, બદામ, દ્રાક્ષ, ચારોળી, મીઠાઈ અને વિવિધ પ્રકારનાં વસ્ત્રો મંગાવ્યાં. સુવર્ણ, રત્ન અને રૂપાથી જડેલાં પાટી–ખડિયો–લેખન વગેરે ઉપકરણો તૈયાર કર્યાં. દેવી સરસ્વતીની મૂર્તિના પૂજન માટે કિંમતી રત્નો અને મોતીઓથી જડેલું સુવર્ણનું મનોહર આભૂષણ તૈયાર કરાવ્યું. કુલની વૃદ્ધ સ્ત્રીઓએ પ્રભુને પવિત્ર જળ વડે સ્નાન કરાવી, ચંદન કપૂર વગેરે સુગંધી દ્રવ્યોથી વિલેપન કર્યું. ત્યાર પછી ઉત્તમ વસ્ત્રો, દિવ્ય આભૂષણો અને પુષ્પમાળા વડે અલંકૃત થએલા પ્રભુને સુવર્ણની સાંકળથી શોભી રહેલા ઉત્તમ હાથી ઉપર બેસાડ્યા. સેવકોએ પ્રભુના મસ્તક ઉપર રમણીય છત્ર ધારણ કર્યું. ચંદ્રનાં કિરણો જેવાં સફેદ ચામરો વીંઝાવા લાગ્યાં, ગવૈયાઓ ગાન ગાવા લાગ્યા, વાજિંત્રો-

ના મધુર સૂર નીકળવા લાગ્યા, વિવિધ પ્રકારના નાચ થવા લાગ્યા, યાચકોને ઇચ્છિત દાન મળવા લાગ્યાં. એવી રીતે ધામધૂમ સાથે, ચતુરંગી સેનાથી પરવરેલા શ્રી વર્દ્ધમાનકુમાર પંડિતને ઘેર ભણવા ગયા.

ચિત્રમાં હાથી ઉપર વર્દ્ધમાનકુમાર બેઠેલા છે. હાથીની આગળ એક માણસ શરણાઈ વગાડતો દેખાય છે અને હાથીની પાછળ ઉપર બે અને નીચે એક, કુલ ત્રણ સ્ત્રીઓ મંગલ ગીતો ગાતી ઊભી છે. નીચે ચાર પુરુષો બેઠેલા છે.

**ચિત્ર ૨૨૫ઃ** મહાવીર–દીક્ષા. ડહેલા ૨ની પ્રતના પાના ૪૭ ઉપરથી. ચિત્રમાં અનુક્રમે ત્રણ પ્રસંગો છે. તેમાં કથાપ્રસંગની શરૂઆત ઉપરના સંવત્સરી–દાનના ચિત્રથી થાય છે. વર્ણન માટે જુઓ આ ચિત્રને લગતું જ ચિત્ર ૩૪નું વર્ણન.

આ પછી ચિત્રના અનુસંધાને, અનુક્રમે દીક્ષામહોત્સવનો મધ્યનો પ્રસંગ જોવાનો છે. વર્ણન માટે જુઓ આ ચિત્રને લગતું જ ચિત્ર ૩૫નું વર્ણન.

આ પછી ચિત્રના અનુસંધાને, અનુક્રમે પંચમુષ્ટિ લોચનો નીચેનો પ્રસંગ જોવાનો છે. વર્ણન માટે જુઓ આ ચિત્રને લગતું જ ચિત્ર ૩૬નું વર્ણન.

**ચિત્ર ૨૨૬ઃ** શ્રી જંબુકુમાર અને આઠ સ્ત્રીઓ. ડહેલા ૨ની પ્રતના પાના ૭૬ ઉપરથી. આર્યસુધર્માને કાશ્યપગોત્રવાળા આર્યજંબુ નામે સ્થવિર શિષ્ય હતા. તેઓશ્રીનો જન્મ રાજગૃહ નામના નગરમાં થયો હતો. તેમના પિતાનું નામ ઋષભ અને માતાનું નામ ધારિણી હતું. જંબુકુમાર એક વખતે રાજગૃહીના ઉદ્યાનમાં આવેલા આર્યસુધર્મા પાસે ધર્મોપદેશ સાંભળવા ગયા હતા. તેઓશ્રીનો ધર્મોપદેશ સાંભળીને સંસાર ઉપર જંબુકુમારને વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો, છતાં પણ માતાપિતાના દૃઢ આગ્રહને વશ થઈને તેઓ આઠ કન્યાઓ પરણ્યા. લગ્નની પ્રથમ રાત્રિએ જ, જંબુકુમાર પોતાની આઠ સ્ત્રીઓને પ્રતિબોધ આપી રહ્યા હતા. તે વખતે ચારસો નવાણું ચોરના પરિવારવાળો પ્રભવ નામનો ચોર પણ ચોરી કરવા માટે ત્યાં ઘરમાં આવ્યો હતો. જંબુકુમારનો વૈરાગ્યવાસિત ઉપદેશ સાંભળી ચારસો નવાણું ચોરો સહિત પ્રભવ અને આઠે સ્ત્રીઓ પ્રતિબોધ પામ્યાં અને સવાર પડતાં જ પાંચસો ચોર, આઠ સ્ત્રીઓ, તે સ્ત્રીઓનાં માતા-પિતા અને પોતાનાં માતાપિતા, એ રીતે કુલ પાંચસો છવ્વીસની સાથે શ્રી આર્યજંબુએ નવાણું ક્રોડ સોનૈયા ત્યજી દઈને દીક્ષા લીધી.

ચિત્રમાં ડાબી બાજુએ ઉપરના ભાગમાં જંબુકુમાર, જમણી બાજુએ બબેની ચાર લાઈનોમાં બેઠેલી આઠ સ્ત્રીઓને અને જંબુકુમારની નીચેના ભાગમાં ચોરી કરવા પ્રવૃત્ત થએલા પ્રભવ વગેરે ચોરોને ઉપદેશ આપતા દેખાય છે.

Plate LIII

**ચિત્ર ૨૨૭ઃ** હરિણૈગમેષિન્. સોહન પાના ૧૧ ઉપરથી. ચિત્રમાં હરિણૈગમેષિન્ બે હાથમાં આકાશમાર્ગે ગર્ભ લઈને જતો દેખાય છે. તેના પગની નીચેના ભાગમાં પહાડની આકૃતિ તથા બંને બાજુ સુંદર ઝાડ ચિત્રકારે ચીતરેલાં છે. તેને આકાશમાર્ગે ચાલતો હોવાનો બતાવવા માટે હંસ પક્ષીની ડિઝાઇનવાળા તેના ઉત્તરાસંગના બંને છેડાઓને ચિત્રમાં ઊડતા બતાવેલા છે.

આ ચિત્ર ચિત્રકારની પીંછી ઉપરનો સુંદર કાબૂ દર્શાવે છે.

**ચિત્ર ૨૨૮: સિદ્ધાર્થ અને ત્રિશલા.** સોહન. પાના ૧૯ ઉપરથી. સિદ્ધાર્થ રાજા સ્નાનગૃહમાંથી નીકળી, બહાર જ્યાં સભાનું સ્થાન હતું ત્યાં પહોંચ્યા અને સિંહાસન ઉપર પૂર્વદિશા તરફ મુખ રાખી બિરાજમાન થયા. ત્યારબાદ પોતાની બહુ નજીક નહીં તેમ બહુ દૂર નહીં એવી રીતે સભાના અંદરના ભાગમાં પડદો બંધાવ્યો.

પડદાની મનોહરતા

આ પડદાને વિવિધ પ્રકારનાં મણિ અને રત્નો જડેલાં હોવાથી અતિશય દર્શનીય લાગતો હતો. જ્યાં ઊંચી જાતનાં વસ્ત્રો વણાતાં હતાં, ત્યાં જ તે બનાવરાવવામાં આવેલો હોવાથી ભારે કિંમતી હતો. બારીક રેશમનો બનાવેલો અને સેંકડો ગૂંથણીઓ વડે મનને આશ્ચર્ય પમાડનારો તાણો તેમાં ખીલી નીકળતો હતો. વળી એ પડદા ઉપર અનેક પ્રકારનાં મનોહર અને આશ્ચર્યકારક ચિત્રો આલેખેલાં હતાં. વરુ, વૃષભ, મનુષ્યો, મગરમચ્છો, પંખીઓ, સર્પો, કિન્નરદેવો, રૂરૂ જાતિનાં મૃગલાં, અષ્ટાપદ નામનાં જંગલનાં પશુઓ, ચમરી ગાયો, હાથીઓ, તેમ જ અશોકલતા વગેરે વનલતાઓ અને પદ્મલતાઓનાં કળાભરેલાં ચિત્રો તેમાં મુખ્ય હતાં. આ પડદો—જવનિકા બંધાવવાનો ઉદ્દેશ એ જ હતો કે અંદરના ભાગમાં રાણી વગેરે અંતઃપુરવાસિનીઓ નિરાંતે બેસી શકે.

રાણીનું સિંહાસન

પડદાની અંદર રાણીને બેસવાને માટે એક સિંહાસન ગોઠવવામાં આવ્યું. તેની ઉપર મણિ–રત્નની સુંદર રચના કરવામાં આવી હતી. બેસવાની જગ્યાએ સ્વચ્છ અને કોમળ રેશમી ગાદી બિછાવી તેની ઉપર સફેદ ચાદર પાથરવામાં આવી હતી. એ રીતે તે અતિશય કોમળ અને શરીરને સુખકારી લાગે એવું સિંહાસન ગોઠવવામાં આવ્યું હતું.

ચિત્રમાં સિદ્ધાર્થ રાજા જમણા હાથમાં તલવાર તથા ડાબા હાથમાં ફૂલ રાખીને સિંહાસન ઉપર વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઇને બેઠેલા છે. મસ્તક ઉપર ચંદરવો બાંધેલો છે. વચ્ચે પડદો છે. પડદાના આંતરામાં ત્રિશલા જમણા હાથમાં ફૂલ રાખીને વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઇને બેઠેલાં છે. તેમના મસ્તક ઉપર પણ ચંદરવો બાંધેલો છે. ચિત્રના ઠેઠ ઉપરના ભાગમાં બે મોર ચીતરેલા છે.

**ચિત્ર ૨૨૯: ત્રિશલાનો આનંદ.** સોહન. પાના ૩૦ ઉપરથી. ગર્ભ સહીસલામત છે એમ જણાતાં ત્રિશલા માતાના આનંદનો પાર ન રહ્યો. ચિત્રમાં ત્રિશલા ખૂબ આનંદમાં આવી જઇને હીંચકા ઉપર હીંચકા ખાતાં બેઠેલાં છે. કલ્પસૂત્રની બીજી કોઇપણ સચિત્ર પ્રતમાં આ પ્રસંગને આ રીતે ચીતરેલો મારા જોવામાં આવ્યો નથી. હીંચકામાં બારીક સુંદર કોતરકામ કરેલું દેખાય છે. ત્રિશલાની જમણી બાજુએ હીંચકા ઉપર ઊભી રહેલી ચામરધારિણી સ્ત્રી–પરિચારિકા ડાબા હાથથી ચામર વીંઝતી દેખાય છે. ડાબી બાજુએ બીજી એક સ્ત્રી–પરિચારિકા વાડકામાં ચંદન–ઘનસાર વગેરે વિલેપન કરવાનાં દ્રવ્યો લઇને હીંચકા ઉપર ઊભેલી છે. હીંચકાની નીચેના ભાગમાં બંને બાજુએ એકેક સ્ત્રી–પરિચારિકા બેઠેલી છે; વળી નીચેના ભાગની મધ્યમાં

બીજી બે સ્ત્રીઓ બંને હાથથી પકડેલા સુખડના ટુકડાથી અંગ-વિલેપન કરવાનાં દ્રવ્યો ઘસતી હોય એમ સ્પષ્ટ દેખાય છે. ચિત્રકારે પ્રસંગની રજૂઆત બહુ સુંદર રીતે કરેલી છે.

**ચિત્ર ૨૩૦:** આમલકી ક્રીડા. સોહન. પાના ૩૪ ઉપરથી. વર્ણન માટે જુઓ આ ચિત્રને લગતું જ ચિત્ર ૨૨૪નું આમલકી ક્રીડાનું વર્ણન.

આ ચિત્રમાં વર્ધમાનકુમારે માથે મુકુટ તથા કાનમાં કુંડળ વગેરે આભૂષણો પહેરેલાં છે અને ડાબા હાથે ઝાડને વીંટાઈ વળેલા સર્પને મોં આગળથી પકડેલો છે. વર્ધમાનકુમારની પાછળ બે તથા ઉપરના ભાગમાં ત્રણ બીજા છોકરાઓ ચીતરેલા છે. ઠેઠ નીચેના ભાગમાં બંને બાજુ એકેક ઝાડ રજૂ કરેલું છે. મધ્યમાં દેવના ઉપર બેઠેલા વર્ધમાન અને તેમના જમણા હાથની મુષ્ટિનો પ્રહાર સહન નહિ થવાથી કમ્મરમાંથી વળી જઇને ઘોડા જેવો બની ગએલો દેવ ચીતરેલા છે. વળી નજીકમાં ઊભો રહેલો એક છોકરો જમણો હાથ ઊંચો કરીને બીજા છોકરાઓને બોલાવીને વર્ધમાનકુમારના આ પરાક્રમનો પ્રસંગ બતાવતો હોય એમ લાગે છે.

## Plate LIV

**ચિત્ર ૨૩૧:** પ્રભુ મહાવીરની દીક્ષા. હંસ વિ. ૧ના પાના ૬૦ ઉપરથી. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે, તેમાં કથાના પરિચયની શરૂઆત નીચેના પાલખીના ચિત્રથી થાય છે. વર્ણન માટે જુઓ આ જ પ્રસંગને લગતું ચિત્ર ૩૫નું વર્ણન. આ પછી ચિત્રના અનુસંધાને, ઉપરના ચિત્રમાં વર્ણવેલા પ્રભુ મહાવીરે કરેલા અનગારપણા(સાધુપણા)ના સ્વીકારનો પ્રસંગ જોવાનો છે. વર્ણનને માટે જુઓ ચિત્ર ૩૬નું આ જ પ્રસંગને લગતું વર્ણન.

**ચિત્ર ૨૩૨:** પ્રભુ મહાવીરની દીક્ષા. પુરાતત્ત્વવિદ્ શ્રી જિનવિજયજીની સુવર્ણાક્ષરી સંવત ૧૫૧૧ની શ્રી મહાવીર ચરિત્રની હસ્તપ્રત ઉપરથી: ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના પ્રભુ મહાવીરે કરેલા સાધુપણાના સ્વીકારથી થાય છે. વર્ણન માટે જુઓ આ જ પ્રસંગને લગતું ચિત્ર ૩૭નું વર્ણન. આ પછી ચિત્રના અનુસંધાને, નીચેના ચિત્રમાં વર્ણવેલો પ્રભુ મહાવીરના સમવસરણનો પ્રસંગ જોવાનો છે. વર્ણન માટે જુઓ આ જ પ્રસંગને લગતું ચિત્ર ૧૯નું વર્ણન.

## Plate LV

**ચિત્ર ૨૩૩:** વર્ષીદાન તથા દીક્ષામહોત્સવ. સોહન. પાના ૩૬ ઉપરથી. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના વર્ષીદાનના ચિત્રથી થાય છે. વર્ણન માટે જુઓ ચિત્ર ૩૪નું વર્ણન. પછી ચિત્રના અનુસંધાને, દીક્ષા મહોત્સવનો પ્રસંગ જોવાનો છે. વર્ણન માટે જુઓ આ જ પ્રસંગને લગતું ચિત્ર ૩૫નું વર્ણન.

**ચિત્ર ૨૩૪:** પંચમુષ્ટિ લોચ. સોહન. પાના ૩૬ ઉપરથી. વર્ણન માટે જુઓ આ જ પ્રસંગને લગતું ચિત્ર ૩૬નું વર્ણન.

**ચિત્ર ૨૩૫:** ગૌતમસ્વામી. સોહન. પાના ૭૮ ઉપરથી. ચિત્રની મધ્યમાં લાકડાની સુંદર નકશીકામવાળી પાટ ઉપર પદ્માસનની બેઠકે ગૌતમસ્વામી બેઠા છે. તેઓશ્રીની પાછળના ભાગમાં બંને બાજુએ અને મસ્તકના ઉપરના ભાગમાં લાકડાની નકશીકામવાળું પૂંઠિયું છે.

ઉપરના ભાગની બંને બાજુએ મોંમાં ફૂલની માળા રાખીને ઊભેલો એકેક મોર ચીતરેલો છે. ગૌતમસ્વામીનો ડાબો ખભો તેમણે પહેરેલાં કપડાંથી ઢંકાએલો છે અને જમણા ખભા ઉપર મુહપત્તિ છે. વળી તેઓશ્રીના જમણા ખોળામાં ઓઘો પણ સ્પષ્ટ દેખાય છે; તેઓશ્રીના બંને હાથ હૃદયની પાસે અભયમુદ્રાએ * રાખેલા છે. આવી રીતની મુદ્રાવાળી ગૌતમસ્વામીની મૂર્તિઓ અગર ચિત્રો જવલ્લે જ મળી આવે છે.

**ચિત્ર ૨૩૬:** શ્રીપાર્શ્વનાથનું સમવસરણ. સોહન. પાના ૪૭ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૫૫નું આ જ ચિત્રને લગતું વર્ણન

Plate LVI

**ચિત્ર ૨૩૭:** પાર્શ્વનાથનું નિર્વાણ. સોહન. પાના ૪૮ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૬૫નું આ જ ચિત્રને લગતું વર્ણન.

**ચિત્ર ૨૩૮:** શ્રીઋષભદેવ. સોહન. પાના ૫૪ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૨નું આ જ ચિત્રને લગતું વર્ણન.

**ચિત્ર ૨૩૯:** તીર્થાધિરાજ શત્રુંજય. સોહન. પાના ૬૫ પરથી. શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સમાજનો મોટો ભાગ રોજ સવારે પ્રાભાતિક સ્તુતિમાં ભારતનાં પાંચ મુખ્ય જૈન તીર્થોનો નિમ્નલિખિત સ્તુતિથી, એ પવિત્ર સ્થાનો ઉપર મોક્ષે જનાર પુણ્યાત્માઓને વંદન કરે છે;

આબુ[૧] અષ્ટાપદ[૨] ગીરનાર[૩], સમેતશિખર[૪] શત્રુંજય[૫] સાર;
પંચતીર્થ એ ઉત્તમ ધામ, સિદ્ધિવર્યા તેને કરું પ્રણામ

તીર્થાધિરાજ શ્રીશત્રુંજય ઉપર મૂળનાયક તરીકે શ્રી આદીશ્વર પ્રભુની મૂર્તિ બિરાજમાન હોવાથી વૃષભના લાંછન-ચિહ્નવાળી શ્રી આદીશ્વર પ્રભુની મૂર્તિ ચિત્રકારે અત્રે રજૂ કરી છે. ચિત્રની અંદર શિખરની ઉપરના ભાગમાં એક મોર અને એક સર્પ ચીતરેલાં છે, જે બંને ચિત્રો આજે પણ મુખ્ય દેરાસરની પાછળના ભાગમાં રાયણવૃક્ષની નીચે ડાબી બાજુએ વિદ્યમાન છે. ચિત્રની ડાબી બાજુએ ઉપરના ભાગમાં એક ઝાડ ચીતરીને રાયણના ઝાડની રજૂઆત પણ ચિત્રકારે આ ચિત્રમાં કરેલી છે. ચિત્રની જમણી બાજુએ ઉપરના ભાગમાં કાઉસગ્ગધ્યાને પાંચ સાધુની આકૃતિઓ ચીતરીને પાંચ પાંડવોની રજૂઆત ચિત્રકારે કરેલી છે (જૈન ધર્મની માન્યતા પ્રમાણે વીસ કોટિ સાધુઓ સાથે પાંચ પાંડવો શત્રુજય ઉપર મોક્ષે ગયા છે.) પાંચે પાંડવોની સ્થાપત્યમૂર્તિઓ આજે પણ શત્રુંજય પર્વત પર વિદ્યમાન છે. ચિત્રની જમણી બાજુએ બેઠા ઘાટના શિખરવાળું (ઘુમટવાળું) પુંડરીક ગણધરની મૂર્તિવાળું મંદિર ચીતરેલું છે. મૂર્તિની પલાંઠીમાં પુંડરીક કમલનું લંછન (ચિહ્ન) છે આ મૂર્તિની ખાસ વિશિષ્ટતા એ છે કે શત્રુંજય ઉપરના જિનમંદિરો સિવાય કોઈપણ જૈનતીર્થના જિનમંદિરની અંદર ગણધરોની મૂર્તિઓ જિનમૂર્તિની માફક પદ્માસને પ્રાચીન શિલ્પીઓએ ઘડી નથી. મૂળનાયકના મંદિરનું શિખર બહુ જ ઊંચું, ઊડતી ધ્વજા સહિત ચીતરીને ચિત્રકારે તે સમયના (પંદરમા સૈકાના)

---

* 'दक्षिणहस्तनोर्ध्वाङ्गुलिना पताकाकारेणाभयमुद्रा' ॥१५॥—निर्वाणकलिका पृष्ठ ३३.

જિનમંદિરની વિશાલતાનો આબેહૂબ ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે. બંને મૂર્તિઓની નીચેની પટ્ટીમાં હારબંધ હાથીઓ ચીતરેલા છે. પટ્ટીની નીચેના ભાગમાં પહાડની આકૃતિ છે. બંને મૂર્તિઓની નીચે ગોળાકૃતિમાં ધર્મચક્રની રચના બે હરણીઆંઓના જોડલાં ચીતરીને રજૂ કરી છે.

**ચિત્ર ૨૪૦:** મહાતીર્થ શ્રી ગીરનાર. સોહન. પાના ૬૬ ઉપરથી. આ ચિત્રમાં શ્વેતાંબર જૈનોના બીજા મુખ્ય તીર્થ ગીરનારજીની રજૂઆત કરવાનો ચિત્રકારનો આશય હોય તેમ લાગે છે. ચિત્રની બરાબર મધ્યમાં શિખરબંધ જિનમંદિરમાં શંખના લંછન(ચિન્હ)વાળી આભૂષણ સહિત ગીરનાર તીર્થના મુખ્ય દેરાસરના મૂળનાયક બાવીસમા તીર્થંકર શ્રીનેમિનાથજીની સુંદર મૂર્તિ ચિત્રકારે ચીતરેલી છે: ચિત્ર ૨૩૯ની માફક આ ચિત્રમાં પણ શિખર ઉપર ધ્વજા ફરકી રહી છે. મૂળનાયકની જમણી બાજુએ એક પુરુષ અને એક સ્ત્રી બંને હાથની અંજલિ જોડીને સ્તુતિ કરતાં દેખાય છે. ઘણુંકરીને તેઓ આ પ્રત ચીતરાવનાર પતિ–પત્ની હશે એમ લાગે છે. ડાબી બાજુએ કાઉસગ્ગધ્યાને ઊભેલી એક સ્ત્રીની આકૃતિ છે, જે ઘણુંકરીને 'રાજિમતી'ની હોવી જોઇએ, કારણ કે ગીરનાર પર્વત પરના મુખ્ય મંદિરથી જરા દૂરની ટેકરી ઉપર 'રાજુલની ગુફા' નામની એક ગુફામાં 'રાજિમતી'ની મૂર્તિ આજે પણ ગીરનાર પર્વત પર વિદ્યમાન છે. રાજિમતીના મસ્તકના ઉપરના ભાગમાં એક ઉપર એક એમ બે પદ્માસનસ્થ જિન મૂર્તિઓ છે, જે ચીતરીને ગીરનાર ઉપરના બીજા જિનમંદિરોની રજૂઆત કરવાનો ચિત્રકારનો આશય હોય એમ લાગે છે. તે મૂર્તિઓના ઉપરના ભાગમાં એક હંસયુગલ ચીતરેલું છે. ચિત્રની ડાબી બાજુના શિખર ઉપર પણ એક પક્ષી ચીતરેલું છે તથા ઉપરના ખૂણામાં પહાડની આકૃતિ રજૂ કરી શ્રીનેમિનાથ ભગવાનના શાસનની અધિષ્ઠાયિકા અંબિકાયક્ષિણી તથા યક્ષરાજની મૂર્તિઓ ચીતરેલી છે ચિત્રના તળિયાના ભાગમાં બંને બાજુ એકેક ઝાડ અને એકેક પુરુષ–યાત્રાળુ ડુંગર ઉપર ચડતા દેખાય છે. જમણી બાજુથી ચડતા યાત્રાળુના બંને હાથમાં ફૂલની માળા તથા ડાબી બાજુથી ચડતા યાત્રાળુના જમણા હાથમાં કાંઇક વાજિંત્ર જેવું અને ડાબો હાથ ઊંચો કરેલો છે. મધ્યમાં ધર્મચક્રના દ્યોતક બે હરણીઆં ચીતરેલાં છે, પરંતુ અજાયબીની વાત એ છે કે બીજા ચિત્રો તથા શિલ્પકામોની માફક આ ચિત્રનાં બંને હરણને એકબીજાની સન્મુખ રજૂ નહિ કરતાં અત્રે એકબીજાની પાછળ બેઠેલાં ચીતરેલાં છે.

## Plate LVII

**ચિત્ર ૨૪૧:** સ્થૂલિભદ્ર, કોશા અને સાત બહેનો. કુસુમ. પાના ૧૦૧ ઉપરથી. માઢર ગોત્રવાળા સ્થવિર આર્ય સંભૂતિવિજયને ગૌતમ ગોત્રવાળા આર્ય સ્થૂલિભદ્ર શિષ્ય હતા. તેઓ પાટલીપુત્રના મહામંત્રી શકટાલના પુત્ર હતા. પૂર્વાવસ્થામાં તેઓ બાર વર્ષ સુધી કોશા નામની ગણિકાને ત્યાં રહ્યા હતા. વરરુચિ નામના વિદ્વાન બ્રાહ્મણના પ્રપંચથી મહામંત્રી શકટાલ મૃત્યુ પામ્યા. નંદરાજાએ સ્થૂલિભદ્રને બોલાવી મંત્રીપદ સ્વીકારવાનું કહ્યું; પરંતુ પિતાના મૃત્યુને લીધે સંસારપર વૈરાગ્ય આવવાથી આર્ય સંભૂતિવિજયજી પાસે જૈનધર્મની સાધુદીક્ષા અંગિકાર કરી.

દીક્ષા અંગિકાર કરી, ગુરુની આજ્ઞા લઇ પૂર્વ પરિચિત કોશા ગણિકાને ત્યાં ચિત્રશાળામાં

ચાતુર્માસ રહ્યા. ચાતુર્માસ અંતે કોશાને પ્રતિબોધ પમાડી શ્રાવિકા બનાવી પોતે ગુરુ પાસે આવ્યા.*

એક વખત યક્ષા આદિ પોતાની સાત સાધ્વી બહેનો આર્ય સ્થૂલિભદ્રને વંદન કરવા આવી તે વખતે વિદ્યાના બળથી પોતાનું સિંહરૂપ વિકુર્વીને બહેનોને બીવરાવી. જ્યારે આ બાબત શ્રીભદ્રબાહુસ્વામીના જાણવામાં આવી, ત્યારે તેમને ઘણી દિલગીરી થઇ. સ્થૂલિભદ્ર જ્યારે વાચના લેવા ગયા ત્યારે 'તમે વાચના માટે અયોગ્ય છો' એમ ભદ્રબાહુસ્વામીએ કહ્યું.

ચિત્રમાં એક બાજુ આર્ય સ્થૂલિભદ્ર સાધુ-અવસ્થામાં લાકડાના સિંહાસનની મધ્યમાં પદ્માસનની બેઠકે બેઠેલા છે. બીજી બાજુ ચિત્રના ઉપરના ભાગમાં હંસ પક્ષીની ડિઝાઇનવાળા ચંદરવાની નીચે યક્ષા આદિ સાત સાધ્વી બહેનો વંદન કરતી બંને હાથ જોડીને બેઠેલી છે અને નીચેના ભાગમાં નૃત્ય કરતી બે સ્ત્રીઓ કોશા અને તેની બહેન ઉપકોશા છે; અને તે બંનેની બાજુમાં સ્થૂલિભદ્ર નૃત્ય વગેરેથી ચલાયમાન નહિ થવાથી બંને બહેનો બંને હાથની અંજલિ જોડીને તેઓશ્રીના સાધુપણાની પ્રશંસા કરતી ઊભેલી છે. ચિત્રની અંદરના નૃત્ય સ્વરૂપોનાં રૂપો ચીતરવામાં ચિત્રકારે સજીવતા આણવા માટેનો પ્રયાસ કરેલો છે. કલ્પસૂત્રની બીજી કોઇપણ પ્રતમાં આ પ્રસંગને લગતું આવી જાતનું ચિત્રણ મારા જોવામાં આવ્યું નથી, આખા યે ચિત્રમાં સોનાની શાહીનો પુષ્કળ ઉપયોગ કરેલો દેખાઈ આવે છે.

## Plate LVIII

**ચિત્ર ૨૪૨:** ઋષભદેવનું નિર્વાણ. સોહન. પાના ૫૮ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૪૧નું આ પ્રસંગને લગતું જ વર્ણન. આ ચિત્રમાં અષ્ટાપદ પર્વત ઉપર શ્રીઋષભદેવ પ્રભુનું નિર્વાણ થએલુ હોવાથી પ્રભુની પલાંઠી નીચે સિદ્ધશિલાની આકૃતિ અને તેની નીચે અષ્ટાપદના આઠ પગથિયાં તથા આજુબાજુ ચાર વૃક્ષોની રજૂઆત કરી છે.

**ચિત્ર ૨૪૩:** દેવી સરસ્વતી. સોહન. પાના ७७ ઉપરથી. લાકડાના સુંદર કોતરકામવાળા ભદ્રાસનની મધ્યમાં સરસ્વતી દેવીની સુંદર વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત મૂર્તિ બિરાજમાન છે. દેવીના ઉપરના જમણા હાથમાં પુસ્તક તથા ડાબા હાથમાં દાંડી સહિત કમલ-પુષ્પ છે, જ્યારે નીચેના જમણા હાથમાં કમંડલુ અને ડાબા હાથમાં વીણા છે. કલ્પસૂત્રની બીજી હસ્તપ્રતોમાં દેવી સરસ્વતીનાં આવાં સુંદર કલારૂપકો બહુ જ ઓછાં જોવામાં આવે છે. ચિત્ર ૨૩૫ની માફક આ ચિત્રમાં પણ ઉપરના ભાગની બંને બાજુએ મુખમાં ફૂલની માળા સહિત એકેક મોર ચીતરેલો છે. તેણીના વાહન તરીકે ચિત્રની નીચેના ભાગમાં હંસપક્ષી પણ ચીતરેલ છે.

**ચિત્ર ૨૪૪:** શ્રીઋષભદેવનું પાણિગ્રહણ. કાંતિ વિ. ૧ પાના ७० ઉપરથી. 'પ્રથમ તીર્થંકરનો વિવાહ કરવો એ મારો આચાર છે' એમ વિચારી કરોડો દેવદેવીઓથી પરિવરેલો ઇન્દ્ર પ્રભુ પાસે આવ્યો અને વિવાહ આરંભ્યો. પ્રભુનુ વર સંબંધીનું સઘળું કાર્ય ઇન્દ્રે પોતે તથા દેવોએ કર્યું અને બંને કન્યાઓનું વધૂ સંબંધીકાર્ય દેવીઓએ કર્યું.

ચિત્રમાં આજની માફક ચારે દિશામાં ચૉરીના છોડ બાંધેલાં છે. દરેક છોડમાં ચૉરી ઉપર

*સ્થૂલિભદ્રના સંપૂર્ણ જીવનચરિત્ર માટે મારા તરફથી પ્રસિદ્ધ થએલ 'કામવિજેતા સ્થૂલિભદ્ર' નામની નવલકથા વાંચી જવા ખાસ ભલામણ કરું છું

કેળનાં પાંદડા બાંધેલાં છે. ચૉરીની ઉપરના ભાગમાં છત્ર તથા તોરણુ બાંધેલું છે. પ્રભુ સંસારાવસ્થામાં એક સ્ત્રી સાથે હસ્તમેળાપ કરતા ચિત્રમાં દેખાય છે. બંનેની મધ્યમાં નીચે એક બ્રાહ્મણ બેઠેલો છે અને તે અગ્નિમાં ઘીની આહુતિ આપતો દેખાય છે. સૌથી નીચે બે પુરુષો તથા બે સ્ત્રીઓ ઊભેલાં છે. સૌથી આગળના પ્રથમ પુરુષના જમણા હાથમાં ફૂલ છે અને પાછળના બીજા પુરુષનો જમણો હાથ ઊંચો કરેલો દેખાય છે; પાછળની બંને સ્ત્રીઓ પૈકીની પ્રથમ સ્ત્રીના જમણા હાથમાં સળગતો રામણદીવો અને બીજી સ્ત્રીના ઊંચા કરેલા જમણા હાથમાં શ્રીફળ દેખાય છે. આ સ્ત્રી-પુરુષો આપણે ઉપર જણાવી ગયા તે પ્રમાણે મનુષ્યો નથી પણ દેવો છે, તે દર્શાવવા ચિત્રકારે દરેકના ચહેરાની આજુબાજુ ફરતું દિવ્ય તેજ બતાવવા માટે ગોળ આભામંડળો સફેદ રંગથી ચીતરેલાં છે. આ ચિત્ર પંદરમા સૈકાની લગ્ન-વ્યવસ્થાનો આબેહૂબ ખ્યાલ આપે છે.

**ચિત્ર ૨૪૫:** શ્રી ઋષભદેવનો રાજ્યાભિષેક. ઉપરના જ પાનાની ડાબી બાજુનો ચિત્રપ્રસંગ. ચિત્રના વર્ણન માટે જુઓ ચિત્ર ૨૬૪ના નીચેના પ્રસંગનુ આં જ ચિત્રને લગતું વર્ણન. આ ચિત્રમાં સિંહાસન ઉપર વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઇને પ્રભુ રાજગાદી ઉપર જમણા હાથમાં તલવાર પકડીને બેઠેલા છે, અને પ્રભુની સામે ડાબા હાથમાં પકડેલા કુમકુમનાં રત્નજડિત સુવર્ણપાત્રમાંથી લીધેલા કુમકુમ વડે જમણા હાથના અંગૂઠાથી પ્રભુના ભાલસ્થલમાં રાજ્યાભિષેકનું તિલક કરતો ઈન્દ્ર ઊભેલો છે. ઇન્દ્રના ચાર હાથ પૈકીનો નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ રાખેલો છે અને ઊંચા કરેલા ચોથા-ડાબા હાથમાં અંકુશ પકડેલો છે. બંનેના મસ્તક ઉપર રાજચિહ્ન તરીકે છત્ર છે અને બંનેના ચહેરાને ફરતાં દિવ્ય તેજનાં દ્યોતક આભામંડળો છે.

## Plate LIX

**ચિત્ર ૨૪૬:** શ્રીમારૂદેવાની મુક્તિ. કાંતિ વિ. ૧. પાના ૭૧ ઉપરથી. ભરત ચક્રવર્તિએ મારૂદેવા માતાને પણ પોતાની સાથે લીધાં અને તેમને હાથી ઉપર બેસાડયાં. સમવસરણની નજીક આવતાં જ ભરતે માતા મારૂદેવાને કહ્યું કે, 'માતાજી ! આપના પુત્રની ઋદ્ધિ સામે એકવાર દૃષ્ટિ તો કરો !' ભરતના આનંદોદ્ગાર સાંભળી મારૂદેવા માતાના અંગેઅંગ રોમાંચિત થયાં. પાણીના પ્રવાહથી જેવી રીતે કાદવ ધોવાઈ જાય તેવી રીતે આનંદાશ્રુ વડે તેમનાં પડળ પણ ધોવાઇ ગયાં. પ્રભુની છત્રચામર વગેરે ઋદ્ધિ જોઈ તે મનમાં વિચાર કરવા લાગ્યાં કે, 'ખરેખર ! મોહથી વિહ્વળ બનેલા પ્રાણીઓને ધિક્કાર છે ! પોતાનો સ્વાર્થ હોય ત્યાં સુધી જ સહુ સ્નેહ બતાવે છે ! આ ઋષભના દુ:ખની નકામી ચિંતા કરીકરીને અને રડીરડીને આંધળી થઈ ગઈ, છતાં સુરઅસુરથી સેવાતા અને આવી અનુપમ સમૃદ્ધિ ભોગવતા આ ઋષભે મને સુખ સમાચારનો સંદેશો પણ ન મોકલ્યો ! આવા સુખમાં માતા શેની યાદ આવે ? એવા સ્વાર્થી સ્નેહને હજારોવાર ધિક્કાર હો !' એવી ભાવના ભાવતાંભાવતાં મારૂદેવા માતાને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું અને તે જ ક્ષણે આયુષ્યનો ક્ષય થવાથી મુક્તિ પામ્યાં.

ચિત્રમાં હાથી ઉપર આગળ બેઠેલાં શ્રીમારૂદેવા માતા છે, જેમના ડાબા હાથમાં શ્રીફળ છે; પાછળ બેઠેલા ચક્રવર્તિ ભરત છે; તેમના માથા ઉપર છત્ર છે. હાથીની આગળના ભાગમાં જમણા ખભા ઉપર તલવાર તથા ડાબા હાથમાં ઢાલ રાખીને ચાલતો પદાતિ-સૈનિક છે.

**ચિત્ર ૨૪૭: શ્રીબાહુબલિની તપસ્યા.** કાંતિવિ. ૧ ના પાના ૭૩ ઉપરથી. શ્રી ઋષભદેવ પ્રભુના બીજા પુત્ર બાહુબલિ મુનિએ સર્વ સાવદ્યનો ત્યાગ કર્યો, પણ અભિમાનનો ત્યાગ ન કરી શક્યા. તેમને વિચાર થયો કે: 'જો હું હમણાંને હમણાં જ પ્રભુ પાસે જઇશ તો મારે મારા નાના ભાઇ, પણ દીક્ષાપર્યાયથી મોટા ગણાતા ભાઇઓને વંદન કરવું પડશે. હું ઉંમરમાં તથા બલમાં પણ આવો મોટો હોવા છતાં નાના ભાઇઓને વંદન કરું એ કેમ બને? એટલે જ્યારે મને કેવલજ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે જ પ્રભુ પાસે જવાનું રાખીશ.' આવા અહંકારને અહંકારમાં જ એક વર્ષ પર્યંત કાઉસગ્ગધ્યાનમાં ઊભા રહ્યા. વરસને અંતે શ્રી ઋષભદેવ પ્રભુએ મોકલેલી બ્રાહ્મી અને સુંદરી નામની તેમની બે સાધ્વી બહેનોએ આવીને કહ્યું કે: 'હે ભાઈ! અભિમાન-રૂપી હાથીથી નીચે ઉતરો.' બાહુબલિના હૃદય ઉપર એ પ્રતિબોધની તાત્કાલિક અસર થઈ અને અહંકારરૂપી હાથી થકી નીચે ઉતરી જેવો પગ ઉપાડ્યો કે તુરત જ તેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું.

ચિત્રની મધ્યમાં બાહુબલિ મુનિ કાઉસગ્ગધ્યાનમાં ઊભેલા છે, આજુબાજુ ઝાડ ઊગેલાં છે, નીચે બંને સાધ્વી બહેનો આવીને પ્રતિબોધ કરતી ઊભેલી છે.

**ચિત્ર ૨૪૮: શ્રીશય્યંભવ ભટ્ટ અને જૈન સાધુઓ.** કાંતિવિ. ૧ના પાના ૭૬ ઉપરથી. એક દિવસે શ્રી આર્ય પ્રભવસ્વામીએ પોતાની પાટે સ્થાપવાને યોગ્ય કોઈ પોતાના ગણમાં કે સંઘમાં છે કે નહીં તે જાણવા જ્ઞાનનો ઉપયોગ મૂક્યો, પણ તેવો યોગ્ય પુરુષ દેખાયો નહિ; તેથી બીજા સંપ્રદાયમાં ઉપયોગ મૂકતાં રાજગૃહ નગરમાં યજ્ઞ કરતો શય્યંભવ ભટ્ટ તેમના જોવામાં આવ્યો. પછી તેઓશ્રીની પ્રેરણાથી બે શિષ્યો ત્યાં ગયા અને બોલ્યા કે, 'अहो कष्टमहो कष्टं तत्त्वं न ज्ञायते परं' એટલે કે ખરેખર આ તો કષ્ટ જ છે, શ્રેષ્ઠ તત્ત્વ કાંઈ જણાતું નથી!

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના યજ્ઞના ચિત્રથી થાય છે. શય્યંભવ ભટ્ટ યજ્ઞ કરતા દેખાય છે અને બાજુમાં ઊભા રહેલા બે જૈન સાધુઓ ઉપરના શબ્દો હાથ ઊંચા કરીને બોલતા દેખાય છે! આ સાંભળીને યજ્ઞ કરતાંકરતાં શય્યંભવ ભટ્ટે પોતાના બ્રાહ્મણ ગુરુને આ બાબતનો ખુલાસો પૂછતાં યોગ્ય ઉત્તર નહિ મળવાથી ચિત્રના અનુસંધાને, નીચેના પ્રસંગમાં વર્ણવેલો, પ્રભવસ્વામી પાસે તત્ત્વની ચર્ચાનો પ્રસંગ જોવાનો છે. પ્રભવસ્વામી ભદ્રાસન પર બેઠેલા છે, સામે શય્યંભવ ભટ્ટ તત્ત્વની ચર્ચા કરતા દેખાય છે.

**ચિત્ર ૨૪૯: આર્યવજ્રનો પુણ્યપ્રભાવ.** કાંતિવિ. ૧ના પાના ૭૯ની બીજી બાજુ ઉપરથી. વર્ણન માટે જુઓ આ જ પ્રસંગને લગતું ચિત્ર ૧૮૯નું વર્ણન.

## Plate LX

**ચિત્ર ૨૫૦: શક્રસ્તવ.** ડહેલા ૨ ના પાના ૮ ઉપરથી. વર્ણન માટે જુઓ આજ પ્રસંગને લગતું ચિત્ર ૨૮નું વર્ણન.

ચિત્રમાં ઇન્દ્ર સિંહાસનની નીચે પોતાનો ડાબો ઢીંચણ ઊભો રાખીને તથા જમણો ઢીંચણ જમીનને અડાડીને શક્રસ્તવ બોલતો બેઠેલો છે. ઇન્દ્રના ચાર હાથ પૈકી બે હાથ અભય મુદ્રાએ રાખેલા છે, નીચા રાખેલા જમણા હાથમાં ફલ છે તથા બીજા ઊંચા કરેલા

ડાબા હાથમાં અંકુશ છે. ઇન્દ્રના ઉત્તરીય વસ્ત્રમાં સુંદર ડીઝાઇન છે. ઇન્દ્રના હાથની આંગળીઓ વગેરેની રજૂઆત ચિત્રકારની કલાપ્રવીણતાનું દિગ્દર્શન કરાવે છે.

**ચિત્ર ૨૫૧:** કમઠ-પંચાગ્નિ-તપ. ડહેલા રના પાના ૫૭ ઉપરથી. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત નીચેના કમઠ-પચાગ્નિ-તપના પ્રસંગથી થાય છે.

એક વખતે વારાણસી નગરીની બહાર કમઠ નામનો તાપસ પંચાગ્નિ તાપ તપતો આવ્યો. તેની પંચાગ્નિ-તપ વગેરે કષ્ટક્રિયાઓ જોઇ નગરના લોકોને હાથમાં પુષ્પ વગેરે પૂજાની સામગ્રી લઈને તે દિશા તરફ જતા શ્રીપાર્શ્વકુમારે પોતાના મહેલના ઝરૂખામાંથી જોયા. પાર્શ્વકુમાર પણ તેને જોવા પરિવાર સહિત નીકળ્યા. તીવ્ર પંચાગ્નિના તાપથી તપતા કમઠને પ્રભુએ જોયો એટલું જ નહિ, પણ પાસેના અગ્નિકુંડમાં નાખેલા એક કાષ્ટની અંદર એક મોટા જીવતા સર્પને પણ બળતો તેઓશ્રીએ પોતાના જ્ઞાનબળથી નિહાળ્યો. કરુણાસમુદ્ર પાર્શ્વકુમાર બોલ્યા, 'હે મૂઢ તપસ્વી ! દયા વિના ફોકટનું આ કષ્ટ શા સારુ વેઠે છે ? હે તપસ્વી ! આ ક્લેશકારક, દયા-રહિત કષ્ટક્રિયા કરવી મૂકી દે.'

પાર્શ્વકુમારના વચન સાંભળી ક્રોધાયમાન થએલો કમઠ તાપસ કહેવા લાગ્યો, 'હું જાણું છું કે તમે એક રાજપુત્ર છો. રાજપુત્રો તો કેવળ હાથી-ઘોડા ખેલી જાણે! ધર્મનું સાચું તત્ત્વ કેવળ અમે તપોધન જ જાણીએ. તમારાં મોજશોખ તમને મુબારક હો, અમારા તપની વચમાં તમે વ્યર્થ માથુ ન મારો.'

ક્ષમાસાગર કુમારે આ વખતે વધારે વાદવિવાદ નહિ કરતાં પોતાના એક સેવક પાસે પેલુ સળગતું કાષ્ટ બહાર કઢાવ્યું અને તેને યતનાપૂર્વક સાવચેતીથી ફડાવ્યું. તેમાંથી તરત જ તાપ વડે આકુળવ્યાકુળ અને મરણ પ્રાયઃ થએલો એક સર્પ નીકળ્યો. કુમારની આજ્ઞાથી એક સેવકે તે સર્પને નવકારમંત્ર તથા પ્રત્યાખ્યાન સંભળાવ્યું; તે સાંભળી સર્પ તરત જ મૃત્યુ પામી નાગાધિપ-ધરણેન્દ્ર થયો. કમઠ તાપસ લોકોનો તિરસ્કાર પામી પાર્શ્વકુમાર પ્રત્યે દ્વેષભાવ રાખતો લોકોમાં અપકીર્તિ પામી બીજે સ્થળે ચાલ્યો ગયો. તે અજ્ઞાનકષ્ટ તપ તપી મરણ પામીને ભવનવાસી મેઘકુમાર દેવોમાં મેઘમાલી નામનો દેવ થયો.

ચિત્રની એક બાજુ, ચારે દિશામાં અગ્નિકુંડો સળગે છે અને મધ્યમાં કમઠ તાપસ બેઠેલો છે. કમઠના મસ્તકના ઉપરના ભાગમાં સૂર્ય ચીતરીને ચિત્રકારે પંચાગ્નિ તાપની રજુઆત કરી છે. ચિત્રની બીજી બાજુ ઉપરના ભાગમાં નોકરે યતનાપૂર્વક કાષ્ટ ચીરીને બહાર કાઢેલો મરણતોલ સ્થિતિમાં સર્પ દેખાય છે અને તે સર્પને પોતાનો જમણો હાથ ઊંચો કરીને ઊભો રહેલો નોકર નવકાર મંત્ર અને પ્રત્યાખાન સંભળાવતો દેખાય છે. નીચેના ભાગમાં ઘોડા ઉપર બેઠેલા પાર્શ્વકુમાર સામે પંચાગ્નિ તપ તપતા કમઠ તાપસ સાથે વાદવિવાદ કરતા દેખાય છે.

ચિત્રના અનુસંધાને, કમઠોપસર્ગ નિવારણનો ઉપરનો પ્રસંગ જોવાનો છે. વર્ણન માટે જુઓ આ જ પ્રસંગને લગતું ચિત્ર ૧૯૩નું વર્ણન. ચિત્રની મધ્યમાં પ્રભુશ્રી પાર્શ્વનાથ પદ્માસન-ની બેઠકે આભૂષણો સહિત બેઠેલા છે. પ્રભુશ્રીના મસ્તક ઉપર નાગરાજની સાત ફણાઓ છે.

પ્રભુશ્રીની જમણી બાજુએ મસ્તક ઉપર સાત ફણાવાળો નાગરાજ–ધરણેન્દ્ર પોતાના ચાર હાથ પૈકી બે હાથની અંજલિ જોડીને પ્રભુની સ્તુતિ કરતો તથા બાકીના બે હાથો પૈકી એક હાથમાં અંકુશ તથા બીજા હાથમાં ફળ લઈને ઊભેલો છે. પ્રભુશ્રીની ડાબી બાજુએ ધરણેન્દ્ર–નાગરાજ-ની પટરાણી મસ્તકના ઉપરના ભાગમાં ત્રણ ફણાઓ સહિત, પોતાના ચાર હાથ પૈકી બે હાથની અંજલિ જોડીને અને ત્રીજા હાથમાં અંકુશ તથા ચોથા હાથમાં ફળ લઈને ઊભેલી છે.

Plate LXI

**ચિત્ર ૨૫૨:** કોશાનૃત્ય. કાંતિવિ ૧. પાના ૭૮ ઉપરથી.

સ્થૂલિભદ્રના ઉપદેશથી પ્રતિબોધ પામેલી કોશાને ત્યાં એક કામી રથકારે આવી, પોતાનું કૌશલ્ય બતાવવા સારુ, પ્રથમના બાણના મૂળ ભાગમાં બીજું અને બીજા બાણના મૂળના ભાગમાં ત્રીજું એમ કેટલાંક બાણ મારી, દૂર રહેલ આંબાની લુંબ તોડી નાખી. રથકારના એ ગર્વને તોડવા કોશાએ સરસવના ઢગલા ઉપર સોય અને સોયના અગ્રભાગ ઉપર ફૂલ મુકાવી તેની ઉપર નૃત્ય કરી બતાવ્યું, એવું અદ્ભુત નૃત્ય કરવાં છતાં તેણીએ કહ્યું કેઃ

न दुक्करं अंबयलुंबितोडणं, न दुक्करं नच्चिया सरिसवइ ।
तं दुक्करं तं च महाणुभावं जं सो मुणी पमयावणे वसंतो ।

અર્થાત્–'આંબાની લુંબ તોડવી એમાં કંઈ જ દુષ્કર નથી, સરસવ ઉપર નાચવું એ પણ એટલુ બધું દુષ્કર નથી, પરંતુ જે મહાનુભાવ મુનિએ પ્રમદારૂપી વનમાં પણ નિર્મોહીપણું દાખવ્યુ તે તો દુષ્કરમાં દુષ્કર ગણાય.' એક કવિ કહે છે કેઃ

'वेश्या रागवती सदा तदनुगा षड्भी रसैर्भोजनं,
शुभ्रं धाम मनोहरं वपुरहो नव्यो वयः संगमः ।
कालोऽयं जलदाविलस्तदपि यः कामं जिगायादरात्
तं वंदे युवतीप्रबोधकुशलं श्रीस्थूलभद्रं मुनिम् ॥'

અર્થાત્–'વેશ્યા રાગવાળી હતી, હંમેશાં પોતાના કહેવા પ્રમાણે જ વર્તનારી હતી. ષડ્રસથી ભરેલાં–ભાવતાં ભોજનો મળતાં હતાં, સુંદર ચિત્રશાળા હતી, મનોહર શરીર હતું, ખીલતું યૌવન હતું અને કાળા મેઘથી છવાએલી વર્ષાઋતુ હતી; એટલું છતાં જેમણે આદરપૂર્વક કામ-(દેવ)ને પોતાના કાબુમાં રાખ્યો એવા યુવતીજનોને બોધ આપવામાં કુશળ શ્રીસ્થૂલિભદ્ર મુનિને હું વંદન કરું છું.'

ચિત્રમાં રથકાર ડાબા હાથમાં ધનુષ્ય અને જમણા હાથમાં બાણ રાખી ધનુષ્યની પણછ ચઢાવીને આંબાના ઝાડ તરફ તાકીને કેરી ઉપર મારતો જણાય છે. તેનો ડાબો પગ ઊંચો છે અને તેની નીચે કળા તથા વસંતઋતુને સુચવનારો મોર ઊંચું મુખ કરીને ટહુકતો દેખાય છે. કોશા નર્તકી સરસવના ઢગલા ઉપર સોય, સોય ઉપર ફૂલ અને ફૂલ ઉપર જમણો પગ રાખી ડાબો પગ ઢીંચણ સુધી વાળી નૃત્ય કરતી દેખાય છે. તેણીએ બંને હાથમાં ફૂલ, ગળામાં ફૂલની માળા, માથે મુકુટ, કાનમાં કુંડળ વગેરે આભૂષણો તથા કંચુકી અને ઉત્તરીય વસ્ત્ર વગેરે વસ્ત્રા-ભૂષણો પરિધાન કરેલાં છે.

ચિત્ર ૨૫૩: શ્રીઆર્યસ્થૂલિભદ્ર અને સાત સાધ્વીબહેનો. કાંતિવિ. ૧ પાના ૭૮ ઉપરથી.

એકવાર વંદન કરવા આવેલી યક્ષા સાધ્વી વગેરે પોતાની બ્હેનોને શ્રીસ્થૂલભદ્રે પોતાની વિદ્યાના જોરથી પોતાનું સિંહ રૂપ દેખાડયું. જ્યારે શ્રીભદ્રબાહુસ્વામીએ આ હકીકત સાંભળી ત્યારે તેઓને ઘણી દિલગીરી થઇ અને તેમણે કહ્યું કે 'હવે તમે વાચના માટે અયોગ્ય છો.'

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના સિંહના ચિત્રથી થાય છે. શ્રીસ્થૂલિભદ્ર સિંહનું રૂપ કરી બેઠેલા છે, બે સાધ્વી બહેનો હસ્તની અંજલિ જોડીને વંદન કરતી તથા સિંહનું રૂપ જોઈ વિસ્મિત થએલી દેખાય છે આ પછી ચિત્રના અનુસધાને, નીચે ચિત્રમાં વર્ણવેલો સ્થૂલિભદ્રની સાધુ અવસ્થાનો પ્રસંગ જોવાનો છે. જમણા હાથમાં મુહપત્તિ રાખીને, સામે અંજલિ જોડીને ઊભી રહેલી બે સાધ્વી બહેનો સાથે તેઓ કંઈક વાતચિત કરતા દેખાય છે. જમણી તરફના હાંસીઆના ઉપરના ભાગમાં એક સાધુ તથા નીચેના ભાગમાં એક નર્તકીની રજૂઆત કરીને સ્થૂલિભદ્રમુનિ અને કોશાનો પ્રસંગ તાદશ કર્યો છે. પ્રાચીન ચિત્રોની માફક આ ચિત્રમાં પણ સાધુનો એક ખભો ખુલ્લો તથા સાધ્વીઓનું આખું શરીર ગરદનની નીચેના ભાગથી આચ્છાદિત થએલું દેખાય છે.

ચિત્ર ૨૫૪ શ્રી જંબુકુમાર અને આઠ સ્ત્રીઓ કાંતિવિ. ૧ના પાના ૭૯ની જમણી બાજુ ઉપરથી ચિત્રમાં શ્રી જબુકુમાર લગ્નની પ્રથમ રાત્રિએ જ પોતાની આઠે સ્ત્રીઓને સંસારની અસારતાનો ઉપદેશ આપતા હોય એમ લાગે છે. આઠે સ્ત્રીઓ અને જંબુકુમાર પોતે પણ વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થએલાં દેખાય છે.

Plate LXII

ચિત્ર ૨૫૫ શ્રી વજ્રસ્વામીની દેશના. કાંતિવિ. ૧ના પાના ૭૯ની ડાબી બાજુ ઉપરથી. વજ્રસ્વામીને પાટલિપુત્રના એક ધનશ્રેષ્ઠિએ ક્રોડ ધન સાથે પોતાની પુત્રી પરણાવવા કહ્યું; અને પેલી પુત્રી પણ સાધ્વીઓ પાસેથી વજ્રમુનિના ગુણો સાંભળીને એટલી બધી મુગ્ધ બની હતી કે 'હું વરું તો વજ્રને જ વરું' એવો નિશ્ચય કરી બેઠી હતી, છતાં વજ્રમુનિ એ મોહમાં ન ફસાયા અને પેલી રૂક્મિણી નામની કન્યાને પ્રતિબોધી દીક્ષા આપી. વળી એક વખત દેશભરમાં ભારે દુષ્કાળ પડવાથી શ્રીસંઘને વિદ્યાના બળથી પોતાના વસ્ત્ર ઉપર બેસાડી એક સુકાળવાળા દેશમાં લઈ ગયા.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત વજ્રસ્વામીની દેશનાના ઉપરના પ્રસગથી થાય છે. ભદ્રાસન ઉપર બેસીને વજ્રસ્વામી દેશના આપતાં સામે બેઠેલો ધર્મશ્રેષ્ઠિ વગેરે શ્રોતાવર્ગ બે હસ્તની અંજલિ જોડીને દેશનાનું શ્રવણ કરતો દેખાય છે; વચ્ચે સ્થાપનાચાર્ય છે, જેની બાજુમાં સૌથી આગળ બે હાથ જોડીને રૂક્મિણી કન્યા કે જેને વજ્રસ્વામીએ પ્રતિબોધીને દીક્ષા આપી હતી તે દેશનાનું શ્રવણ કરતી બેઠેલી છે. આ પછી ચિત્રના અનુસંધાને, વજ્રસ્વામીએ વિદ્યાના બળથી વિશાળ પટ વિકુર્વેલો છે તે પ્રસંગ જોવાનો છે.

ચિત્ર ૨૫૬: બારવર્ષી દુષ્કાળ સમયે સાધુઓનાં અનશન. કાંતિવિ. ૧ના પાના ૮૧ ઉપરથી. પોતાનું મૃત્યુ નજીક આવી પહોંચેલું જાણી વજ્રસ્વામીજીએ પોતાના વજ્રસેન નામના

શિષ્યને કહ્યું કે: 'હવે બાર વર્ષનો ભયંકર દુષ્કાળ પડવાનો છે અને જે દિવસે લક્ષ મૂલ્યવાળા ચોખામાંથી તને ભિક્ષા મળે તે દિવસે સુકાળ થવાનો એમ જાણી લેજે.' એટલું કહીને તેઓ પોતાની સાથે રહેલા સાધુઓને લઇ ત્યાં રહ્યા અને વજ્રસેનમુનિ અન્યત્ર વિહાર કરી ગયા.

હવે વજ્રસ્વામીની સાથે રહેનારા સાધુઓ અનેક ઘર ભમતા, પણ ભિક્ષા મેળવી શકતા નહોતા. એટલે ભિક્ષા વિના ક્ષુધા સહન કરવામાં અશક્ત બનેલા અને અન્નની વૃત્તિરહિત તેઓ નિરંતર ગુરુએ લાવી આપેલા વિદ્યાપિંડનો ઉપયોગ કરવા લાગ્યા. એકદા ગુરુમહારાજે કહ્યું કે: 'બાર વર્ષ સુધી આ પ્રમાણે વિદ્યાપિંડનો ઉપભોગ કરવો પડશે. માટે જો તમારા સંયમને બાધા ન લાગતી હોય તો હું તમને દરરોજ લાવી આપું, નહિ તો આપણે અન્નની સાથે જ શરીરનો પણ ત્યાગ કરી દઈએ.' આ પ્રમાણેનું ગુરુમહારાજનું વચન સાંભળીને ધર્મરાગી એવા તે સાધુઓ બોલ્યા કે: 'આ પોષણરુપ વિદ્યાપિંડને અને પોષવા લાયક આ પિંડ (શરીર)ને પણ ધિક્કાર થાઓ. હે ભગવાન્! અમારા પર પ્રસાદ કરો, કે જેથી આ પિંડ (દેહ)નો પણ અમે ત્યાગ કરીએ!' પછી તે સર્વ મુનિઓને લઇને વજ્રસ્વામીજી રથાવર્ત્ત પર્વત ઉપર ગયા અને અનશન કરી દેવલોક પામ્યા.

સોપારાનગરમાં જિનદત્ત શ્રાવકના ઘરમાં, લક્ષમૂલ્યવાળું અન્ન રાંધીને તેની ઇશ્વિરા નામની સ્ત્રી તેમાં ઝેર ભેળવવાનો વિચાર કરી રહી હતી, તેટલામાં વજ્રસ્વામીજીના મુખ્ય શિષ્ય શ્રીવજ્રસેન ત્યાં આવી પહોંચ્યા ને ગુરુનું વચન સંભળાવી તેને અટકાવી. બીજે દિવસે સવારમાં–પ્રભાતમાં જ સુકાળ થયો.

ચિત્રમાં ઉપર વચ્ચે અને નીચે એમ ત્રણ પ્રસંગો છે; કથાના પરિચયની શરૂઆત વચ્ચેના વિદ્યાપિંડના ચિત્રથી થાય છે. ભદ્રાસન ઉપર વજ્રસ્વામી બેઠા છે. સામે પાત્રમાં વિદ્યાપિંડ હોય એમ લાગે છે. દરેક શિષ્યના હાથ મધ્યેના એકેક પાત્રમાં તેઓ વિદ્યાપિંડ આપતા દેખાય છે. આ પછી ચિત્રના અનુસંધાને, ઉપરનો વજ્રસ્વામીજી તથા તેઓના શિષ્યોના અનશનનો પ્રસંગ જોવાનો છે, ત્યાર પછી સૌથી નીચેનો ઇશ્વિરી શ્રાવિકા વજ્રસેન મુનિને હર્ષિત થઇને લક્ષમૂલ્યના ચોખા–ભાત વહોરાવતી દેખાય છે. અગ્નિ ઉપર ભાતની હાંલ્લીઓ ચડાવેલી છે. વજ્રસેન મુનિના પાત્ર નીચે આહારનો છાંટો-બિંદુ જમીન ઉપર પડીને તેના અંગે જીવોની વિરાધના થવા ન પામે તે માટે થાળ મૂકેલો છે. વજ્રસેન મુનિની પાછળ એક શિષ્ય જમણા હાથમાં પાત્ર રાખીને ઊભેલો છે.

ચિત્ર ૨૫૭: સાધુ સામાચારીનો એક પ્રસંગ. કાંતિવિ. ૧ ના પાના ૯૧ ઉપરથી. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. પ્રસંગના પરિચયની શરૂઆત ઉપરના ચિત્રથી થાય છે. ભીંતમાં પણ સ્ત્રીનું ચિત્ર ચીતરેલું હોય ત્યાં બ્રહ્મચારી એવા સાધુને રહેવું કલ્પે નહિ તે પ્રસંગને અનુસરીને સ્ત્રીનું ચિત્ર ચીતરેલું છે. આ પછી ચિત્રના અનુસંધાને, નીચેનો સાધુને વહોરાવવાનો પ્રસંગ જોવાનો છે. જમણા હાથમાં દાંડો તથા ડાબા હાથના પાત્રમાં સાધુ કાંઈક વહોરતા જણાય છે અને સામે ઊભેલો ગૃહસ્થ તેમને વહોરાવતો હોય એમ લાગે છે. પાસે સળગતા અગ્નિવાળા ચૂલા ઉપર ત્રણ હાંલ્લીઓ ચડાવેલી દેખાય છે આ પ્રસંગ ચીતરીને જૈન સાધુ સળગતા અગ્નિ ઉપરના વાસણમાં રહેલા આહારને વહોરી શકે નહિ તેમ બતાવવાનો ચિત્રકારનો આશય હોય એમ લાગે છે.

Plate LXIII

**ચિત્ર ૨૫૮:** બ્રાહ્મણી દેવાનંદા અને ચૌદસ્વપ્ન. હંસ૦ વિ.૨.ના પાના ૩ ઉપરથી. વર્ણન માટે જુઓ આ જ પ્રસંગને લગતું ચિત્ર ૧૭નું વર્ણન.

Plate LXIV

**ચિત્ર ૨૫૯:** આર્યધર્મ ઉપર દેવે ધરેલુ છત્ર. હંસવિ. ૧ના પાના ૭૩ ઉપરથી ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. કથાના પરિચયની શરૂઆત ઉપરના ચિત્રથી થાય છે. 'શીલ-લબ્ધિથી સંપન્ન અને જેમના દીક્ષામહોત્સવમાં દેવોએ ઉત્તમ છત્ર ધારણ કર્યું હતું તે સુવ્રત ગોત્રવાળા આર્યધર્મને હું વંદું છું'[1] આર્યધર્મ બે હાથ જોડીને ગુરુની સન્મુખ બેઠા છે ગુરુ-મહારાજ માથે વાસક્ષેપ નાખતા દેખાય છે. ગુરુની પાછળ એક નાના સાધુ હાથમાં દંડ, પાત્ર તથા બગલમાં ઓઘો રાખીને ઊભા છે. આર્યધર્મની પાછળ દેવ પોતાના જમણા હાથથી છત્ર પકડીને તેઓના મસ્તક ઉપર ધરતો ઊભો છે. દેવને ચાર હાથ છે. દેવના પાછળના જમણા હાથમાં દંડ છે. ઉપરના ભાગમાં બે પોપટ ચીતરેલા છે. આ પછી ચિત્રના અનુસંધાને નીચેનો ચતુર્વિધ સંઘના વંદનનો પ્રસંગ જોવાનો છે. ચિત્રમાં બે સાધુઓ, બે શ્રાવકો તથા બે શ્રાવિકાઓ બે હસ્તની અંજલિ જોડીને શ્રી આર્યધર્મની સ્તુતિ–બહુમાન કરતાં દેખાય છે.

**ચિત્ર ૨૬૦:** પુસ્તકાલેખન. કાંતિવિ. ૧.ના પાના ૮૪ ઉપરથી. વીરનિર્વાણ સંવત ૯૮૦ વિ.સં. ૫૧૦(ઇ.સ. ૪૫૩)માં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના આધિપત્યપણા નીચે આગમો પુસ્તકારૂઢ થયાં.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે. કથાના પરિચયની શરૂઆત ઉપરના-પુસ્તકા-લેખનના ચિત્રથી થાય છે. ચતુર્વિધ સંઘ સમક્ષ ભદ્રાસન ઉપર બેસીને શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ ડાબા હાથમાં પુસ્તક તથા જમણા હાથમાં પકડેલી લેખનથી પુસ્તક લખતા હોય એમ લાગે છે. સામે બે સાધુઓ તથા બે શ્રાવકો હસ્તની અંજલિ જોડીને બેઠેલા છે. આ પછી ચિત્રના અનુ-સંધાને, નીચેનો પુસ્તક સુધારવાની પદ્ધતિનો પ્રસંગ જોવાનો છે. ગુરુમહારાજ ગ્રંથ સુધારતા જણાય છે કારણ કે સામે બેઠેલા શિષ્યના હાથમાં મષીભાજન પકડેલું છે. પંદરમા સકાના સમયની લેખનપદ્ધતિ તથા ગ્રંથસુધારણા પદ્ધતિનો સુંદર પુરાવો આ ચિત્ર આપણને પૂરો પાડે છે.

**ચિત્ર ૨૬૧:** ચતુર્વિધ સંઘ. હંસવિ. ૧ના પાના ૮૬ ઉપરથી. ચિત્રના ઉપરના ભાગમાંથી અનુક્રમે પહેલી લાઇનમાં છ દેવો, બીજીમાં પાંચ દેવીઓ, ત્રીજીમાં પાંચ સાધુઓ, ચોથીમાં પાંચ સાધ્વીઓ, પાંચમીમાં પાચ ગૃહસ્થો તથા છઠ્ઠી–છેલ્લી લાઇનમાં પાંચ શ્રાવિકાઓ વગેરે ચતુર્વિધ સંઘ શ્રમણ ભગવાન મહાવીરના ગુણગાન કરતો દેખાય છે. પંદરમા સૈકામાં સાધુ, સાધ્વી, શ્રાવક તથા શ્રાવિકાઓના પહેરવેશોની સુદર રજૂઆત આ ચિત્ર કરે છે.

Plate LXV

**ચિત્ર ૨૬૨:** નવનિધાન. કુસુમ. પાના ૫૭ ઉપરથી. શ્રમણ ભગવાન મહાવીરના ગર્ભનું દેવાનદા બ્રાહ્મણીની કુક્ષિમાંથી ત્રિશલા ક્ષત્રિયાણીની કુક્ષિમાં પરાવર્તન કર્યા પછી, તિર્છા લોકમા

---

[1] वंदामि अज्जधम्मं च सुव्वयं सीललद्धीसपन्न ।
जस निक्खमणे देवो, छत्तं वरमुत्तमं वहई ॥ ३१ ॥ ७ ॥ —कल्पसूत्र पृष्ठ ६९

નિવાસ કરનાર જંભક જાતિના દેવોએ પૂર્વે દાટેલા અને ઘણા કાળનાં પુરાણાં મહાનિધાનો લાવીલાવીને સિદ્ધાર્થરાજાના ભવનમાં મૂકવા માંડ્યા.

ચિત્રમાં નવ મહાનિધાનના અધિષ્ઠાયક નવ દેવોની પ્રતિકૃતિઓ ચિત્રકારે રજૂ કરી છે. કલ્પસૂત્રની કેટલીક સચિત્ર હસ્તપ્રતોમાં આ નવ આકૃતિઓને બદલે નવ કલશની આકૃતિઓ પણ ચીતરેલી મળી આવે છે.

ચિત્ર ૨૬૩: પાર્શ્વનાથની દીક્ષા કુસુમ પાના ૭૮ ઉપરથી. વર્ણન માટે જુઓ આ જ પ્રસંગને લગતું ચિત્ર ૫૫નું વર્ણન. ચિત્રમાં પાર્શ્વનાથ ભગવાનના પંચમુષ્ટિ લોચનો પ્રસંગ ચીતરવાને બદલે, આ ચિત્ર ચીતરનાર ચિત્રકારે ચિત્રના ઉપરના ભાગમાં ષટ્કોણાકૃતિની મધ્યમાં પ્રભુની આભૂષણો સહિતની પદ્માસનસ્થ મૂર્તિ રજૂ કરેલી છે અને નીચે આજુબાજુ બે ઝાડની મધ્યમાં બે હાથવાળા ઇંદ્રને પ્રભુનો કેશ ગ્રહણ કરવા બેઠેલ હોય તેવી રીતે રજૂ કરેલ છે. કલ્પસૂત્રની બીજી કોઈપણ સચિત્ર પ્રતમાં આ ચિત્ર પ્રસંગને આવી રીતે ચીતરેલો નથી.

Plate LXIV

ચિત્ર ૨૬૪: હંસવિ. ૧. પાનું ૬૦. શ્રી ઋષભદેવનો (પ્રથમ રાજા તરીકે) રાજ્યાભિષેક. ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં ચિત્રના પરિચયની શરૂઆત નીચેના રાજ્યાભિષેકના પ્રસંગથી થાય છે. આ પ્રસંગનું વર્ણન મહાકવીશ્વર શ્રીધનપાલવિરચિત 'શ્રીઋષભપંચાશિકા'ના નવમા શ્લોકમાં નીચે મુજબ આપેલું છે:[1] "હે જગન્નાથ! ઇન્દ્ર દ્વારા જલદી રાજ્યાભિષેક[2] કરાએલા એવા આપને, વિસ્મયપૂર્વક લાંબા કાળ સુધી કમળનાં પત્રો વડે અભિષેક-જલ ધારણ કરવા પૂર્વક જેઓએ (યુગલિકોએ) જોયા તેમને ધન્ય છે."—૯

ચિત્રમાં ડાબી બાજુએ સિંહાસન ઉપર શ્રી ઋષભદેવ બેઠેલા છે. તેમના ઊંચા કરેલા ડાબા હાથમાં કપડા જેવું કાંઈક દેખાય છે. તેઓ પોતાની તર્જની આંગળી ઊંચી કરીને, સામે બને હાથમાં કમળપત્રમાં અભિષેક-જલ ધારણ કરીને ઊભા રહેલા યુગલિકના એક જોડલા-(સ્ત્રી-પુરુષ)ને કાંઈક કહેતાં હોય એવો ભાવ દર્શાવવા ચિત્રકારે પ્રયત્ન કરેલો છે. સામે ઊભું રહેલું યુગલ નમ્ર વદને હાથના ખોબામાં કમળપત્રમાં અભિષેક-જલ ધારણ કરીને વિસ્મિત નયનોએ શ્રી ઋષભદેવ સામે જોતું દેખાય છે. ચિત્રકારે કમળપત્ર બતાવવા ખાતર યુગલિક પુરુષના બંને હાથ આગળ દાંડી સાથે કમળપત્ર બતાવેલું છે. ત્રણે વ્યક્તિઓના કપડામાં જુદી-જુદી જાતનાં શોભનો આલેખેલાં છે, જે પંદરમા સૈકાનાં સ્ત્રીપુરુષના વૈભવશાળી પહેરવેશની આબેહૂબ રજૂઆત કરતા પુરાવા છે. ચિત્રના ઉપરના ભાગમાં બાંધેલા શ્રેણીબદ્ધ પાંચ હંસ ચીતરેલા છે.

આ ચિત્રના અનુસંધાને, ઉપરના ચિત્રમાં વર્ણવેલો, શ્રી ઋષભદેવે પોતાની રાજ્યાવસ્થામાં જગતના પ્રાણીઓના ઉપકારની ખાતર સૌથી પ્રથમ કુંભારની કળા બતાવી તે પ્રસંગ જોવા-

---

१ धन्ना सविम्हयं जेहि, झत्ति कयरज्जमज्जणो हरिणा।
चिरधरिअनिलणपत्ता–भिसेअसलिलेहि दिट्ठो सि ॥ ९ ॥

૨ આ રાજ્યાભિષેકની વિશેષ માહિતી માટે જુઓ 'આવશ્યક-ચૂર્ણિ'.

નો છે. 'શ્રીઋષભપંચાશિકા'ના ૧૦મા શ્લોકમાં આ પ્રસંગનું વર્ણન નીચે મુજબ આપેલું છે:[1] 'જેમણે (શબ્દ-વિદ્યા, લેખન, ગણિત, ગીત ઇત્યાદિ) વિદ્યા-કળાઓ અને (કુંભારાદિકનાં) શિલ્પો દેખાડયાં છે તેમજ જેમણે (ખેતી, પશુ-પાલન, વાણિજ્ય, લગ્ન ઇત્યાદિ)સમસ્ત (પ્રકારનો) લોક-વ્યવહાર (પણ) સારી રીતે સમજાવ્યો છે, એવા આપ જે પ્રજાઓના સ્વામી થયા છો તે કૃતાર્થ છે.'૧૦

તેઓએ બતાવેલી પુરુષની બોંતેર તથા સ્ત્રીઓની ચોસઠ કળાઓનું વિવેચન આપણે અગાઉ કરી ગયા છીએ. શિલ્પના મુખ્ય પાંચ ભેદો છે. 'આવશ્યક-નિર્યુક્તિ'ની ગાથા ૨૦૭માં તેનું નીચે પ્રમાણે વર્ણન છે: 'કુંભાર, લુહાર, ચિતારો, વણકર અને નાપિત(હજામ)ના એમ પાંચ શિલ્પો મુખ્ય છે અને વળી તે પ્રત્યેકના વીસવીસ અવાન્તર ભેદો છે.'[2]

જગતને કુંભારની કળા પ્રથમ તીર્થંકરે બતાવી હતી. (હિંદુ શાસ્ત્રમાં બ્રહ્માએ બતાવી હતી એમ કહેવામાં આવે છે.) પ્રસંગ એમ બન્યો હતો કે કલ્પવૃક્ષોનો વિચ્છેદ થવાથી લોકો કંદમૂળ અને ફલાદિક ખાતા હતા અને ઘઉં, ચોખા ઇત્યાદિ અનાજ કાચું ને કાચું ખાતા હતા. તે તેમને પચતું નહોતું. આથી પ્રજાએ પ્રભુને વિજ્ઞપ્તિ કરી, ત્યારે હાથથી ઘસીને પાણીમાં પલાળીને અને પાંદડાના પડીઆમાં લઇને ખાવું એમ તેમણે ઉપદેશ આપ્યો. એમ કરવા છતાં પણ લોકોનું દુઃખ દૂર થયું નહિ, એટલે ફરીથી તેઓએ પ્રભુને વિજ્ઞપ્તિ કરી. પ્રભુએ કહ્યું કે મેં સૂચવ્યા મુજબ પૂર્વોક્ત વિધિ કર્યા બાદ ઘઉં વગેરેને મુષ્ટિમાં અથવા બગલમાં થોડો વખત રાખ્યા બાદ ભક્ષણ કરો. આમ કરવાથી પણ તેમનુ દુઃખ દૂર થયું નહિ. તેવામાં વૃક્ષની શાખાઓ પરસ્પર ઘસાતાં અગ્નિ ઉત્પન્ન થયો. આના વાસ્તવિક સ્વરૂપથી અજાણ્યા એવાં તે સમયના મનુષ્યો તેને રત્ન જાણીને પકડવા ગયા; પરંતુ તેથી તો તેમના હાથ દાઝવા લાગ્યા. આથી અગ્નિને કોઈ અદ્ભુત ભૂત માનતા તથા તેથી ત્રાસ પામતા લોકો પ્રભુ સમક્ષ આવ્યા, ત્યારે પ્રભુએ તેમને કહ્યું કે સ્નિગ્ધ અને રૂક્ષ કાળનો દોષ થવાથી આ તો અગ્નિ ઉત્પન્ન થયો છે; માટે તમારે તેની પાસે જવું અને તેની સમીપમાં રહેલાં તૃણાદિકને દૂર કરી તેને ગ્રહણ કરવો અને ત્યારબાદ પૂર્વોક્ત વિધિ પ્રમાણે તૈયાર કરેલાં ઘઉં વગેરેને તેમાં નાંખી પકવ કરી તેનો આહાર કરવો. તે મુગ્ધ લોકોએ તેમ કર્યું, એટલે ઘઉં વગેરેને તો અગ્નિ સ્વાહા કરી જવા લાગ્યો. આ વાત તેઓએ પ્રભુ સમક્ષ રજૂ કરી. આ સમયે પ્રભુ હાથી ઉપર બેઠેલા હતા. એમણે ત્યાં જ તેઓની પાસે લીલી માટીનો પિંડ મંગાવી તેને હાથીના કુંભસ્થળ ઉપર મૂકી તેનું એક પાત્ર બનાવ્યું અને એ પ્રમાણે પાત્ર બનાવી તેમાં ઘઉં વગેરે રાખી તેને અગ્નિની મદદથી પકાવી, તે ખાવાની તેમને સૂચના કરી. આ પ્રમાણે પ્રભુએ કુંભારના શિલ્પનો વિધિ બતાવ્યો.

ચિત્રમાં સફેદ હાથી ઉપર ઋષભદેવ બેઠા છે. તેઓશ્રીના ડાબા હાથમાં માટીનું એક પાત્ર છે અને તે હાથ ઊંચો કરીને સામે ઊભા રહેલા યુગલિક પુરુષને તે આપવા માટે ઉત્સુકતા

---

१ दाविअविज्जासिप्पो, वज्जरिआसेसलो अववहारो।
जाओ सि जाण सामिअ, याओ ताओ कयत्थाओ ॥ १० ॥

२ पचेव य सिप्पाइ, घड १ लोहे २ चित्त ३ णत ४ कामवए ५।
इक्किक्कस्य य इतो, वीस वीसं भवे मेया ॥ २०७ ॥

બતાવતા ચિત્રકારે એમને રજૂ કર્યા છે. સામે ઊભા રહેલા યુગલિક પુરુષના બંને હાથના ઊંચા કરેલા ખોબામાં પણ માટીના પાત્રની રજૂઆત ચિત્રકારે કરી છે. હાથી પણ શણગારેલો છે. પ્રભુની પાછળ અંબાડીનું સિંહાસન બતાવ્યુ છે અને એમના ઉત્તરાસંગનો ભાગ ઊડતો બતાવીને ચિત્રકારે છટાથી ગમન કરતા હાથીની રજૂઆત કરી છે. ચિત્રની ડાબી બાજુએ ઉપરના ભાગમાં આકાશનાં વાદળો દર્શાવ્યાં છે.

**ચિત્ર ૨૬૫:** હસ્તલિ. ૨ના પાના ૬૦ ઉપરથી. ભરત અને બાહુબલિ વચ્ચે દ્વંદ્વયુદ્ધનો પ્રસંગ લેવામાં આવ્યો છે. આ પ્રસંગને લગતું ચિત્ર બીજી કોઈપણ પ્રતમાં હોવાનુ મારી જાણમાં નથી

ભરત અને બાહુબલિ બંને ભાઈઓ વચ્ચે બાર વર્ષ સુધી ભયંકર યુદ્ધ ચાલ્યુ; પરંતુ ઘણા માણસોનો કચ્ચરઘાણ નીકળી જતો હોવાથી શક્રે તે બંનેને દ્વંદ્વયુદ્ધ કરવાની સલાહ આપી, જે તેમણે માન્ય કરી. પછી શક્રે દૃષ્ટિયુદ્ધ, વાગ્યુદ્ધ, મુષ્ટિયુદ્ધ અને દંડયુદ્ધ એમ ચાર પ્રકારના યુદ્ધથી પરસ્પર લડવાનું ઠરાવી આપ્યુ. એ ચારે યુદ્ધમાં આખરે બલવાન બાહુબલિનો વિજય થયો, ભરતની હાર થઈ. ભરત મહારાજાએ પોતાની હાર થવાથી શાંતિ ગુમાવી દીધી. તેમણે એકદમ ક્રોધમાં આવી બાહુબલિનો નાશ કરવા ચક્ર છોડ્યું, પરંતુ બાહુબલિ સમાન ગોત્રના હોવાથી તે ચક્ર કાંઈપણ ન કરી શક્યું.

બાહુબલિએ વિચાર કર્યો કેઃ 'અત્યાર સુધી કેવળ ભ્રાતૃભાવને લીધે જ ભરતની સામે મેં આકરો ઈલાજ લીધો નથી; માટે હવે તો તેને સખતમાં સખત સજા કરવી જોઈએ. હું ધારું તો અત્યારે ને અત્યારે જ એક મુઠ્ઠી મારી તેના ભુક્કા ઉડાવી દઉં એમ છું' તરત જ તેમણે ક્રોધાવેશમાં મુઠ્ઠી ઉગામી ભરતને મારવા દોટ મૂકી. દોટ તો મૂકી, પણ થોડે દૂર જતાં જ બૃહસ્પતિ સમાન તેમની વિવેકબુદ્ધિએ તેમને વાર્યા. તે પુનઃ વિચારવા લાગ્યા કેઃ 'અરેરે! આ હું કોને મારવા દોડી જઉં છું? મોટાભાઈ તો પિતા તુલ્ય ગણાય! તેમને મારાથી શી રીતે હણી શકાય! પરંતુ મારી ઉગામેલી આ મુષ્ટિ નિષ્ફળ જાય એ પણ કેમ ખમાય!' પણ તેઓની આ મૂંઝવણ વધારે વાર ન રહી. તેમણે એ મુષ્ટિ વડે પોતાના મસ્તક પરના વાળનો લોચ કરી નાખ્યો અને સર્વસાવદ્ય કર્મ ત્યજી દઈ કાઉસગ્ગધ્યાન ધર્યું.

ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે અને ચાર વિભાગ છે. તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના પહેલા વિભાગના દૃષ્ટિયુદ્ધ અને વાગ્યુદ્ધથી થાય છે; પછી ચિત્રના અનુસંધાને અનુક્રમે બીજા વિભાગમાં મુષ્ટિયુદ્ધ અને દંડયુદ્ધ, ત્રીજા વિભાગમાં મુષ્ટિયુદ્ધનો પ્રસગ જોવાનો છે. ચિત્રમાં બાહુબલિનો મુકુટ દૂર પડતો તથા મુષ્ટિથી વાળ ઉખાડતાં ચિત્રકારે રજૂ કરેલો છે. ચોથા વિભાગમાં કાઉસગ્ગધ્યાનમાં સાધુ અવસ્થામાં બાહુબલિ ઊભા છે. તેઓ છાતી ઉપર તથા બંને હાથ ઉપર લાલ રંગનાં જંતુઓ ઘણું કરીને સર્પો તથા બે ખભા ઉપર બે પક્ષીઓ તથા પગના ભાગમાં ઝાડીથી વીંટળાએલા ચિત્રમાં દેખાય છે. બંને બાજુએ એકેક ઝાડ છે. ડાબી બાજુએ ઝાડની બાજુમાં તેઓની બ્રાહ્મી અને સુંદરી નામની બે સાધ્વી બ્હેનો હાથ જોડીને વિનતિ કરતી માનરૂપી હાથીથી હેઠા ઉતરવા માટે સમજાવતાં કહે છે કેઃ 'વીરા મારા ગજ

થકી હેઠા ઉતરશે, ગજે તે કેવલ ન હોય !' સાધ્વીઓના પાછળ પણ બીજાં ત્રણ ઝાડ ઉગેલાં ચિત્રકારે બતાવ્યાં છે.

## Plate LXVII

**૨૬૬: ઇન્દ્રસભા. કુસુમ. પાના ૮ ઉપરથી. વર્ણન માટે જુઓ આ જ પ્રસંગને લગતું** ચિત્ર ૨૨નું વર્ણન. ચિત્રની મધ્યમાં સૌધર્મેન્દ્ર સભામાં શક્ર નામના સિંહાસન ઉપર ભદ્રાસનની બેઠકે બિરાજમાન થએલો છે. સૌધર્મેન્દ્રના ચાર હાથ પૈકી ઉપરના જમણા હાથમાં અંકુશ તથા ડાબા હાથમાં બંને બાજુ ત્રણ ત્રણ પાંખડાઓવાળું વજ્ર છે; અને નીચેનો જમણો હાથ કોઇને આજ્ઞા આપતો હોય તેવી રીતે ઉંચો કરેલો છે તથા ડાબા હાથમાં ફૂલ છે, મસ્તક ઉપર છત્ર છે. સિંહાસનની પાછળ ચામર ધરનારી એક સ્ત્રી-પરિચારિકા ઊભેલી છે. ઇંદ્રની બંને બાજુએ ચાર ચાર મલીને, કુલ આઠ તેની પટરાણીઓ ઇન્દ્રસભામાં બેઠેલી છે. આખા પાનામાં આ ચિત્ર સિવાય બીજુ કાંઇ લખાણ વગેરે નથી.

## Plate LXVIII

**ચિત્ર ૨૬૭: બત્રીશબદ્ધ-નાટક. કુસુમ. પાના ૯ ઉપરથી. સૌધર્મેન્દ્રની ઇંદ્રસભામાં કાંઇપણ અંતરાય વગર નાટકમાં ગાયન ચાલતું હોય છે તથા વીણા, હાથતાળીઓ, અન્ય વાજિંત્રો, મેઘની ગર્જના પેઠે ગંભીર શબ્દથી વાગતો મૃદંગ, મનોહર શબ્દ કરતાં ઢોલ વગેરે નિરંતર વાગતાં જ હોય છે.**

ચિત્રમાં ચાર ચારની ચાર હારોના કુલ સોલ ભાગમાં, બબેની સંખ્યામાં એટલે કે-બત્રીશ સ્ત્રીઓ જુદી જુદી જાતનાં નૃત્ય કરતી ચીતરીને ચિત્રકારે ઇંદ્રસભામાં ચાલતા બત્રીશ-બદ્ધ નાટકોની મર્યાદિત જગ્યામાં રજૂઆત કરવાનો પ્રયત્ન કરેલો છે. ચિત્રની જમણી બાજુએ હાંસિયાના ઉપરના ભાગમાં બંને હાથથી મૃદંગ વગાડતો પુરુષ ઊભેલો છે અને તે પુરુષની બરાબર નીચે પોતાના બે હાથથી પકડેલી શરણાઇ જેવું વાજિંત્ર મોંથી વગાડતો એક બીજો પુરુષ ઊભેલો છે. ચિત્રની ડાબી બાજુએ પણ હાંસિયાના ઉપરના ભાગમાં બંને હાથથી મૃદંગ વગાડતો પુરુષ ઊભેલો છે, અને તે પુરુષની નીચે પણ બે પુરુષો જુદાં જુદાં વાદ્યો લઇને ઊભેલા છે. આમ બે પુરુષો પૈકીના આગળનો પુરુષ પોતાના ડાબા હાથથી એકતારો પકડીને, જમણો હાથ ઊંચો કરીને કાંઇક ગાતો હોય તેમ લાગે છે, જ્યારે પાછળ ઊભો રહેલ પુરુષ પોતાના બંને હાથથી વાંસળી-મોરલી પકડીને પાછળ કોઇના તરફ જોતો હોય તેમ દેખાય છે. કલ્પસૂત્રની કોઇપણ બીજી સચિત્ર હસ્તપ્રતમાં આ ચિત્રપ્રસંગ ચીતરાએલો હોય એવું મારી જાણમાં નથી.

## Plate LXIX

**ચિત્ર ૨૬૮: ચૌદ સ્વપ્ન ક્રાંતિવિ૦ ૧ના પાના ૧૬ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૨નું** આ જ ચિત્રને લગતું વર્ણન.

**ચિત્ર ૨૬૯: શ્રીમહાવીરપ્રભુને સંગમદેવનો ઉપસર્ગ. પંદરમા સૈકાની હસ્તલિખિત સુવર્ણાક્ષરી તારીખ વગરની પ્રત ઉપરથી.**

એક વખતે શક્રેન્દ્રે પોતાના અવધિજ્ઞાનથી પ્રભુને ધ્યાનમગ્ન જોઇ, તુરત સિંહાસન ઉપરથી ઊતરી પ્રભુને ઉદ્દેશીને નમન કર્યું. તે પછી ઇન્દ્રે પ્રભુના ધૈર્યગુણની પ્રશંસા કરતાં પોતાની સુધર્મા સભામાં બેઠેલા દેવો સમક્ષ કહ્યું કે 'અહો ! શ્રીવીરપ્રભુ કેવા ધ્યાનમગ્ન થઇ

રહ્યા છે? તેમની ધીરતાની અને અડગતાની હું કેટલી સ્તુતિ કરું? તેમના ધ્યાનમગ્ન ચિત્તને ચલાયમાન કરવા ત્રણ જગતનાં પ્રાણીઓ કદાચ એકઠાં થાય તોપણ નિષ્ફળ જ જાય! સભામાં બેઠેલો ઇન્દ્રનો એક સામાનિક દેવ—સંગમ પ્રશંસા સહન ન કરી શક્યો. તે ભ્રૂકુટિ ચઢાવી ધ્રૂજતા સ્વરમાં તાડુકી ઊઠી બોલ્યો કે: 'આ દેવોની સભામાં એક પામર જનનાં વખાણ કરતાં આપને જરા યે સંકોચ નથી થતો? આપને જો વિશેષ ખાત્રી કરવી હોય તો હું પોતે જ તેને એક ક્ષણવારમાં ગભરાવી દઉં!'

ઇન્દ્રે વિચાર્યું: 'જો હું ધારું તો સંગમને હમણાં જ બોલતો બંધ કરી શકું, પણ જો હું અત્યારે તેને હુકમ કરી જતો અટકાવી દઈશ તો તે દુર્બુદ્ધિ એમ સમજશે કે તીર્થંકરો તો પારકાની સહાયથી જ તપ કરે છે. એક સંગમના મનમાં નહિ, પણ લગભગ બધા દેવોના મનમાં ખોટું ભૂત ભરાઈ જશે; માટે અત્યારે તો આ દુષ્ટને તેનું ધાર્યું કરવા દેવામાં જ લાભ છે.'

ક્રોધથી ધમધમી રહેલા સંગમદેવે પ્રભુને ચલાયમાન કરવા ઇન્દ્ર સમક્ષ પ્રતિજ્ઞા કરી, તરત જ સભામાંથી ચાલી નીકળ્યો અને સીધો પ્રભુ પાસે આવી ઊભો રહ્યો. પ્રભુની શાંત મુખમુદ્રામાંથી શાંતિ અને કરુણાની અમીધારા ઝરતી હતી, પણ સંગમને તો તે ઊલટું જ પરિણમ્યું; કારણ કે તેનું હૃદય ક્રોધ અને ઈર્ષાથી ધગધગી રહ્યું હતું.

(૧) સૌથી પ્રથમ તેણે ધૂળનો વરસાદ વરસાવ્યો. (૨) તે પછી ધૂળને ખંખેરી નાખી તે દુષ્ટે વજ્ર જેવા કઠોર-તીક્ષ્ણ મુખવાળી કીડીઓ પ્રભુના શરીર ઉપર વળગાડી. તે કીડીઓએ પ્રભુનું આખું શરીર ચાળણી જેવું કરી નાખ્યું, છતાં પ્રભુ અચળ જ રહ્યા. (૩) પછી પ્રચંડ ડાંસ ઉપજાવ્યા. ડાંસના તીક્ષ્ણ ચટકાથી પ્રભુનાં શરીરમાંથી ગાયના દૂધ જેવું રુધિર ઝરવા લાગ્યું. (૪) વળી તીક્ષ્ણ મુખવાળી ઘીમેલો પ્રભુના શરીરે એવી તો સજ્જડ ચોટાડી કે આખું શરીર ઘીમેલમય થઈ ગયું. (૫) તે પછી વીંછીઓ વિકુર્વ્યાં. પ્રલયકાળના અગ્નિના તણખા જેવા તે વીંછીઓએ ભગવંતના શરીરને ભેદી નાખ્યું. (૬) ત્યારપછી નોળિયા વિકુર્વ્યાં. તે 'ખી! ખી!' એવા શબ્દો કરતા દોડીદોડીને પોતાની ઉગ્ર દાઢો વડે ભગવંતના શરીરનું માંસ તોડવા લાગ્યા. (૭) પછી ભયંકર સર્પો છોડી મૂકયા. પરમાત્મન્ મહાવીરનું આખું શરીર—પગથી માથા સુધી—સર્પોથી છવાઈ ગયું. ફણાઓ ફાટી જાય તેવા જોરથી પ્રભુના શરીર ઉપર ફણાના પ્રહારો થવા લાગ્યા, દાઢો ભાગી જાય તેટલા બળથી તે ડસવા લાગ્યા. (૮) પછી સંગમે ઉંદરો વિકુર્વ્યાં. તે નખથી અને દાંતથી પ્રભુને ખણવા લાગ્યા અને તેની ઉપર પેશાબ કરીને પડેલા ઘા ઉપર ક્ષાર છાંટવા જેવું કરવા લાગ્યા. (૯) તે પછી મદોન્મત્ત હસ્તીઓ વિકુર્વ્યાં. હસ્તીઓએ પ્રભુના શરીરને સૂંઢથી પકડી, અદ્ધર ઉછાળી, દંતૂશળ ઉપર ઝીલી, દાંત વડે પ્રહાર કર્યાં અને પગ નીચે પણ દાબ્યા. (૧૦) હાથીથી ક્ષોભ ન થયો એટલે હાથણીઓ આવી. તે હાથણીઓએ પણ તીક્ષ્ણ દાંતથી પ્રભુને ઘણા પ્રહાર કર્યાં. (૧૧) પછી અધમ સંગમદેવે પિશાચનું રૂપ ધારણ કર્યું. તે પિશાચ અગ્નિની જ્વાળાઓથી વિકાળ બનેલા- પોતાના મુખને ફાડી હાથમાં તલવાર પકડી પ્રભુની સન્મુખ ધસી આવ્યો અને અટ્ટહાસ્ય કરી ઘોર ઉપસર્ગ કર્યાં. (૧૨) તે પછી નિર્દય સંગમે વાઘનું રૂપ લીધું પોતાની વજ્ર જેવી દાઢથી અને ત્રિશૂલ જેવા તીક્ષ્ણ નહોરથી પ્રભુના આખા

શરીરને તેણે વિદારી નાખ્યું. (૧૩) છતાં પણ પ્રભુને ધ્યાનમાં અચળ જોઈ સંગમે સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા માતાનું રૂપ લીધું. તેઓ જાણે કરુણાજનક વિલાપ કરીને બોલવા લાગ્યા કે: 'હે પુત્ર ! તેં આવી દુષ્કર દીક્ષા શું કરવા લીધી. અમે ઘણાં દુઃખી થઇ આડાંઅવળાં નિરાધાર ભિખારીની જેમ રઝળીએ છીએ, તું અમારી સંભાળ કેમ નથી લેતો ? આવા વિલાપથી પણ પ્રભુ ધ્યાનમાં નિશ્ચલ જ રહ્યા. (૧૪) ત્યારે સંગમે એક છાવણી વિકુર્વી. તે છાવણીના માણસોએ પ્રભુના પગ વચ્ચે અગ્નિ સળગાવી ભાત રાંધવા પગ ઉપર વાસણ મૂકયું અગ્નિ એટલો બધો આકરો કર્યો કે પ્રભુના પગ નીચેથી પણ બળવા લાગ્યા. (૧૫) તે પછી એક ચાંડાલ વિકુર્વ્યો. તે ચાંડાલે પ્રભુની ડોકમાં, બે કાનમાં, બે ભુજામાં અને બે જંઘા વગેરે અવયવો ઉપર પક્ષીઓનાં પાંજરાં લટકાવ્યાં. પક્ષીઓએ ચાંચ અને નખના પ્રહારો એટલા બધા કર્યા કે પ્રભુનું શરીર પાંજરા જેવા છિદ્રવાળું થઇ ગયું. (૧૬) તે પછી પ્રચંડ પવન વિકુર્વ્યો. એ પવનથી પર્વતો પણ કંપવા લાગ્યા. પ્રભુને ઉપાડીને નીચે પટકી દીધા. (૧૭) વળી એક ભયંકર વંટોળીઓ ઉપજાવી, કુંભારના ચાકડાની ઉપર રહેલા માટીના પિંડની પેઠે પ્રભુને ખૂબ ભમાવ્યા. (૧૮) તે પછી સંગમે ક્રોધે ભરાઇને હજારભાર જેટલું વજનદાર એક કાળચક્ર વિકુર્વ્યું. તે કાળચક્ર ઉપાડી જોરથી પ્રભુના શરીર ઉપર નાખ્યું. તે ચક્ર પ્રભુના શરીર ઉપર પડવાથી તેઓ ઢીંચણ સુધી જમીનમાં પેસી ગેયા. (૧૯) તે પછી કંટાળીને છેલ્લામાં છેલ્લા અનુકૂળ ઉપસર્ગો અજમાયશ કરવાનો વિચાર કરીને, રાત્રિ હોવા છતાં પ્રભાત વિકુર્વ્યું. માણસો આમતેમ ફરવા લાગ્યા અને તેઓ પ્રભુને કહેવા લાગ્યા કે: 'હે દેવાર્ય ! પ્રભાત થઈ ગયુ. છતાં આમ ધ્યાનમાં ને ધ્યાનમાં કયાં સુધી રહેશો ? ઊઠો—આપનો ધ્યાનનો સમય તો કયારનો યે પૂરો થઈ ગયો.' પણ પ્રભુ તો પોતાના ધ્યાનમાં રાત્રિ જાણી રહ્યા હતા, તેથી જરા પણ ન ડગ્યા. (૨૦) આખરે તેણે દેવઋદ્ધિ વિકુર્વી, અને વિમાનમાં બેસી પ્રભુને લલચાવવા લાગ્યો કે: 'હે મહર્ષિ ! હું આપનું આવું ઉગ્ર તપ અને પવિત્ર સત્વ નિહાળી ભારે પ્રસન્ન થયો છું તો આપને જે જોઇએ તે માગી લો. કહો તો તમને સ્વર્ગમાં લઈ જઉં, કહો તો મોક્ષમાં લઈ જઉં.' એ મીઠા શબ્દોથી પણ પ્રભુ ન લોભાયા. એટલે તેણે તત્કાળ કામદેવની સેના જેવી દેવાંગનાઓ વિકુર્વી. તે દેવાંગનાઓએ હાવ-ભાવાદિ ઘણા ઉપસર્ગ કર્યા પણ એક રૂંવાડું યે ન ફરકયું તે ન ફરકયું. એવી રીતે દુષ્ટ સંગમે એક રાત્રિમાં મોટામોટા વીસ ઉપસર્ગો કર્યાં, છતાં પ્રભુએ તો તેના તરફ દયાદૃષ્ટિ જ વર્ષાવી. ધન્ય છે મહાવીરની અસીમ કરુણાને !

ચિત્રમાં વચ્ચે મહાવીર પ્રભુ કાઉસગ્ગધ્યાને ઊભા છે. આ ચિત્રમાં આભૂષણો વગેરે જે પહેરાવેલાં છે તે ચિત્રકારની અણુસમજણને આભારી છે. કપાળમાં બ્રાહ્મણનું તિલક કર્યું છે તે પણ અવાસ્તવિક છે; સાધુને કપાળમાં તિલક હોય જ નહિ. પ્રભુના મસ્તકના ઉપરના ભાગમાં બે હરણ જેવાં પ્રાણીઓ છે, વર્ણનમાં હરણનો ઉલ્લેખ માત્ર પણ નથી. કાન અગાડી બંને બાજુથી બંને હાથોથી પવનને આમંત્રિત કરતી બે પુરૂષ-વ્યક્તિઓ ઊભેલી છે જમણી બાજુ વીંછી, વાઘ તથા છાવણીનો લશ્કરી પઠાણ સિપાઇ પ્રભુના જમણા પગ ઉપર ભાત રાંધવાનું વાસણ મૂકીને ભાત રાંધતો ઊભેલો દેખાય છે. ડાબી બાજુ સર્પ, હાથી, નોળિયો તથા ડાબા પગ ઉપર

ચાંડાલે મૂકેલું તીક્ષ્ણ ચાંચવાળું પાંજરાં વગરનું એક પક્ષી ચીતરેલું છે.

## Plate LXX

**ચિત્ર ૨૭૦:** વીસ તીર્થંકરો: કુસુમ.ના પાના ૮૭ ઉપરથી. કલ્પસૂત્રમાં ૨૪ મહાવીર-સ્વામી, ૨૩ પાર્શ્વનાથ પ્રભુ અને ૨૨ અરિષ્ટનેમિ-નેમનાથ પ્રભુના જીવન-ચરિત્રોનું વર્ણન આવ્યા પછી ૨૧ નમિનાથ, ૨૦ મુનિસુવ્રતસ્વામી, ૧૯ મલ્લિનાથ, ૧૮ અરનાથ, ૧૭ કુંથુનાથ, ૧૬ શાંતિનાથ, ૧૫ ધર્મનાથ, ૧૪ અનંતનાથ, ૧૩ વિમલનાથ, ૧૨ વાસુપૂજ્ય સ્વામી, ૧૧ શ્રેયાંસ-નાથ, ૧૦ શીતલનાથ, ૯ સુવિધિનાથ, ૮ ચંદ્રપ્રભુ, ૭ સુપાર્શ્વનાથ, ૬ પદ્મપ્રભુ, ૫ સુમતિનાથ, ૪ અભિનંદન સ્વામી, ૩ સંભવનાથ અને ૨ અજિતનાથ સુધી, કેટલા સમયનું અંતર પડયું, તેની સંખ્યાની નોંધ આવે છે, તેની સાથેસાથે કલ્પસૂત્રની સચિત્ર હસ્તપ્રતોમાં વીસ પદ્માસન-સ્થ જિનપ્રતિમાઓની આકૃતિઓ ચીતરેલી હોય છે. એવી જ રીતે આ ચિત્રમા પણ બે હારમાં વીસ તીર્થંકરોની આકૃતિઓ ચીતરેલી છે, પરતુ આ ચિત્રમાં વિશિષ્ટતા માત્ર એટલી જ છે કે ચિત્રના ઉપરના ભાગમાં ચિત્રકારે દશ નાનાંનાનાં શિખરો ચીતરીને પંદરમા સૈકાના જૈનાશ્રિત શિલ્પનું કિંચિત દિગ્દર્શન કરાવ્યુ છે.

## Plate LXXI

**ચિત્ર ૨૭૧**: ચક્રરત્નની ઉત્પત્તિ. કુસુમ.ના પાના ૯૬ ઉપરથી. પ્રથમ તીર્થંકર શ્રી ઋષભ-દેવ પ્રભુને પુરિમતાલ નામના શાખાપુરમાં જ્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, ત્યારે એક પુરુષે આવી ભરત મહારાજાને એ વિષે વધામણી આપી અને કહ્યું કે, 'મહારાજ! આપની આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયુ છે.' આવી રીતે એકી વખતે બે વધામણી સાંભળવાથી ભરત મહારાજા વિચાર કરવા લાગ્યા કે, 'મારે પહેલાં પિતાજીની પૂજા કરવી કે ચક્રરત્નની પૂજા કરવી?'

ચિત્રમાં એક બાજુ ચક્રરત્ન ચીતરેલું છે અને તેની નજીકમાં ઊંચા કરેલા જમણા હાથથી ભરત મહારાજા તેની પૂજા કરતા દર્શાવેલા છે. ભરત મહારાજાના ડાબા હાથમાં તલવાર પકડેલી છે અને તેઓશ્રીની પાછળ બે ચામર ધરનારી સ્ત્રી-પરિચારિકાઓ ચામર ઉડાડતી ઊભેલી છે. આ પ્રસંગને લગતું ચિત્ર કલ્પસૂત્રની સચિત્ર હસ્તપ્રતોમાં ભાગ્યે જ જોવામાં આવે છે.

**ચિત્ર ૨૭૨:** જંગલનો દેખાવ. કુસુમ.ના પાના ૧૧૧ ઉપરથી. કલ્પસૂત્રની સચિત્ર હસ્ત-પ્રતોમાં આવું બીજું ચિત્ર મારા જોવામા આવ્યું નથી.

ચિત્રના ઉપરના ભાગમાં આકાશ તથા વાદળાં બતાવેલાં છે અને નીચેના ભાગમાં પહાડો તથા જંગલનાં ઝાડો અને દોડતાં બે હરણો ચીતરેલાં છે. આ ચિત્રમાં ચિત્રકારે સોના-ની શાહી તથા કાળો અને સિંદુરિયો, એ ત્રણ જ દ્રવ્યોનો રંગ તરીકે ઉપયોગ કરેલો છે.

## Plate LXXII

**ચિત્ર ૨૭૩:** શ્રી નેમિનાથનો વરઘોડો. કાંતિવિ. ૨ના પાના ૬૩ ઉપરથી. મૂળ ચિત્રથી સહેજ નાનુ કરીને આ ચિત્ર અત્રે રજૂ કરેલુ છે

લગ્નના દિવસે શ્રી નેમિકુમારને ઉગ્રસેનના ઘેર લઇ જવા તૈયાર કર્યા. તેમનાં અંગ ઉપર ઉત્તમ વસ્ત્ર પહેરાવ્યાં, એક સરસ શ્વેત હસ્તિ ઉપર બેસાડયા, મસ્તક ઉપર એક છત્ર ધર્યું,

બંને પડખે ચામર વીંઝાવા લાગ્યા અને તેઓની પાછળના અશ્વોના હણહણાટથી દિશાઓ ગજી રહી. નેમિકુમારની પાછળ બીજા અનેક રાજકુમારો અશ્વ ઉપર સ્વાર થઈ ચાલવા લાગ્યા. સમુદ્રવિજયાદિ દશાર્હો, કૃષ્ણ અને બળભદ્ર વગેરે આત્મીય પરિવાર પણ સાથે ચાલવા લાગ્યો. શિવાદેવી માતા અને સત્યભામા વગેરે અંતઃપુરવાસીની સ્ત્રીઓ પણ મહામૂલ્યવાળી પાલખીમાં બેસી મંગલ ગીત ગાવા લાગી.

એટલામાં નેમિકુમારની નજર એક સફેદ મહેલ તરફ ગઈ. તેમણે પોતાના સારથિને પૂછ્યુઃ 'મંગલના સમૂહથી શોભતો આ શ્વેત મહેલ કોનો હશે?' સારથિએ તે મહેલ તરફ આંગળી ચીંધી કહ્યું: 'સ્વામી! કૈલાસના શિખર સમો એ આલિશાન મહેલ, બીજા કોઇનો નહિ, પણ આપના સસરા ઉગ્રસેન રાજાનો જ છે અને આ સામે જે બે સ્ત્રીઓ અંદરઅંદર વાતચીત કરી રહી છે તે આપની સ્ત્રી-રાજીમતિની ચન્દ્રાનના તથા મૃગલોચના નામની બે સખીઓ છે.'

ચિત્રમાં નેમિકુમાર હાથી ઉપર બેઠેલા છે. તેમના મસ્તક ઉપર એક છત્ર ધરેલું છે, બે હાથમાં શ્રીફળ પકડેલું છે અને તેઓ ઉત્તમ વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થએલા છે. સામેના મહેલના ઝરૂખામાં જમણી બાજુએ વચ્ચે ડાબા હાથમાં મુખ જોવા માટે દર્પણ લઇને બેઠેલી, વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત રાજીમતિ નેમિકુમારના સન્મુખ જોતી બેઠેલી છે. તેણીની પાછળ અને આગળ તેની બે સખીઓ ચન્દ્રાનના અને મૃગલોચના ઊભી છે. પાછળ ઊભી રહેલી સખી ડાબા હાથમાં કપડું પકડીને તેના છેડાથી પવન નાખી રહી છે. તેણીના ઉત્તરીય વસ્ત્રમાં હંસની ડિઝાઈન છે. સન્મુખ ઊભી રહેલી સખીના બે હાથમાં શ્રીફળ જેવી કાંઇક મંગલસૂચક વસ્તુ છે. હાથીની આગળ ચિત્રના ઉપરના તથા નીચેના ભાગમાં ભૂંગળો વગાડનારા ભૂંગળો વગાડે છે. વચ્ચે એક સ્ત્રી જમણા હાથમાં ફૂલ પકડીને નાચતી તથા તેણીની નજીક એક ઢોલી ઢોલ વગાડતો દેખાય છે. ઢોલીની પાછળ અને હાથીની પાછળ એકેક છત્ર ધરનાર માણસ છે. વળી હાથીની પાછળ બીજા ઘોડેસ્વાર રાજકુમારો તથા રથમાં બેઠેલા સમુદ્રવિજયાદિ દશાર્હો હોય એમ લાગે છે. ચિત્રમાં રથને બળદને બદલે ઘોડા જોડેલા છે, જે ચિત્રકારના સમયના રિવાજનો ખ્યાલ આપે છે. પાનાની ડાબી બાજુના છેડે પાનાનો ૬૩ આંક છે. આ જ ચિત્ર ઉપરથી પંદરમા સૈકાના પુરુષ અને સ્ત્રીઓના પહેરવેશો, આભૂષણો, વાજિંત્રો, નૃત્ય તથા તે સમયની સમાજ રચનાનો ઘણો જ સુંદર ખ્યાલ આવી શકે તેમ છે. આખુ ચિત્ર સુવર્ણની શાહીથી ચીતરેલુ છે. ચિત્રમાં લખાણનું નામ નિશાન પણ નથી. વળી આ ચિત્રની પૃષ્ઠભૂમિ વાદળી રંગની હોવાથી ચિત્રનો ઉઠાવ બહુ જ મનોહર લાગે છે.

આ ચિત્ર-પ્રસંગ જિનમંદિરોના લાકડાનાં કોતરકામો તથા સ્થાપત્ય કામોમાં પણ ઘણે ઠેકાણે કોતરેલો નજરે પડે છે. દેલવાડાના સુપ્રસિદ્ધ અપ્રતિમ સ્થાપત્યના ભંડારસમા વસ્તુપાલ તેજપાલે બંધાવેલા જિનમંદિરમાં પણ આ પ્રસંગ બહુ જ બારીકીથી કોતરેલો છે. પ્રાચીન કવિઓએ આ પ્રસંગ પરથી ઉપજાવેલાં ઊર્મિકાવ્યો પણ બહુ જ મોટી સંખ્યામાં મળી આવે છે. આ પ્રસંગને લગતા એક ભિત્તિચિત્રનો ઉલ્લેખ પાર્શ્વનાથ ભગવાનના વૈરાગ્ય પ્રસંગે, નવમા સૈકામાં થએલા શીલાંકાચાર્યે રચેલા 'ચઉપન મહાપુરુષ ચરિઅં'માં કરેલો જોવામાં આવે છે જે

આપણે અગાઉ જણાવી ગયા છીએ.

Plate LXXIII

ચિત્ર ૨૭૪: શ્રી મહાવીર. હંસવિ. ૨ના પાના ૧ ઉપરથી. વર્ણન માટે જુઓ મુખચિત્રનું વર્ણન.

ચિત્ર ૨૭૫: કલ્પસૂત્રની સુંદર પ્રતની પ્રશસ્તિ. હંસવિ. ૨ના અંતિમ પાના ઉપરથી. પ્રશસ્તિનો ટૂંક સાર નીચે પ્રમાણે છે:

વિ.સં. ૧૫૨૨(ઇ સ. ૧૪૬૫)ના ભાદરવા સુદિ ૨ ને શુક્રવારના દિવસે યવનપુર (હાલનું જોનપુર)[1] ગામમાં જે સમયે હુસેનશાહ બાદશાહ રાજ્ય કરતો હતો તે સમયે શ્રીમાળી જ્ઞાતિના સંઘવી કાલિદાસની સ્ત્રી હરસિનિ શ્રાવિકા કે જે સાધુ (વ્રતધારી શ્રાવક) સહસરાજની પુત્રી હતી, તેણીએ પોતાના પુત્ર ધર્મદાસ સહિત આ કલ્પસૂત્ર(બારસાસૂત્ર)ની પ્રત લખાવી અને ખરતરગચ્છાધિપતિ આચાર્ય શ્રીજિનભદ્રસૂરિના પટ્ટધર શ્રીજિનચંદ્રસૂરિના હુકમથી શ્રીકમલસંયમોપાધ્યાયને વહોરાવી.

Plate LXXIV

ચિત્ર ૨૭૬: શ્રીમહાવીર. કાંતિવિ. ૧ના પાના ૧ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૧૨નું વર્ણન. આ પાનામાં વચ્ચેની દોરા બાંધવાની યાદગિરીરૂપે પ્રાચીન હસ્તલિખિત પ્રતોની વચમાં કોરી જગ્યા રાખવામાં આવતી હતી તે જગ્યામાં તથા બંને બાજુના હાંસિયાની વચ્ચેનું એકેક, કુલ મળીને ત્રણ સાધુઓનાં ચિત્રો તથા બંને હાંસિયાઓમાં ઉપર અને નીચેની આકૃતિઓમાં કુલ મળીને ચાર તીર્થંકરની મૂર્તિઓ સોનાની શાહીથી ચિત્રકારે ચીતરેલી છે. પ્રતની આદિમાં શ્રી उदयसागरसूरिगुरुभ्यो नमः લખીને પંદરમા સૈકામાં તપાગચ્છમાં થઈ ગએલા શ્રી ઉદયસાગરસૂરિને નમસ્કાર કર્યો છે.

ચિત્ર ૨૭૭: પંદરમા સૈકાની એક પ્રશસ્તિ. કાંતિવિ. ૧ની પ્રતનું પ્રશસ્તિનું પાનું. પ્રશસ્તિનો સાર નીચે મુજબ છે.

કલ્યાણને કરનાર શ્રી માલવ નામના જનપદ–દેશને વિષે, પૃથ્વીરૂપી સ્ત્રીના ભૂષણ સમાન, મંડપદુર્ગ (હાલનું માંડવગઢ) નામનુ નગર છે કે જ્યાં વિવિધ પ્રકારના કોટિધ્વજ–શ્રેષ્ઠિઓ વસે છે. (ત્યાં) પ્રાગ્વાટ 'શમાં કાલ નામનો મુખ્ય મંત્રી હતો, તેને રાજૂ નામની પોતાની સ્ત્રીથી એક પુત્ર ઉત્પન્ન થયો—૧.

જે હરિદાસ મંત્રીશ્વરના નામથી પૃથ્વીતળના વિષે વિખ્યાત થયો, તેને માલ્હણદેવી નામની સ્ત્રીની કુક્ષિથી ઉત્પન્ન થએલી દૂર્મતા નામની પુત્રી હતી. જિણદાસ નામનો બીજો જૈન ધર્મને વિષે પ્રીતિવાળો–શ્રદ્ધાવાળો . . . . [અહીંથી પ્રશસ્તિ અટકે છે.]

Plate LXXV

ચિત્ર ૨૭૮: ઇંદ્રસભા. નવાબ ૨ના પાના ૧૦ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૨૨ નું આ પ્રસંગને જ લગતું વર્ણન.

---

[1] Yavana-Pura I Jaunpura, fortv miles from Benares, the Capital of an independant Muhammadan kingdom (See Kathoutiya inscription in J A. S B, 1839, P. 697, Vol 7)
—The Geographical historv of Ancient India P 215 by Nandlal Dey

ચિત્રની બરાબર મધ્યમાં ચાર હાથવાળો ઈંદ્ર સૌધર્મ સભામાં બેઠેલો છે. ઈંદ્રના ઉપરના જમણા હાથમાં અંકુશ તથા ડાબા હાથમાં પાશ છે. નીચેના જમણા હાથમાં માળા છે અને તે હાથ વરદ મુદ્રાએ રાખેલો છે તથા ડાબો હાથ કોઈને આજ્ઞા કરતો હોય તેવી રીતે રાખેલો છે. આ ચિત્રકારનો આશય ઈંદ્રસભામાં થતા બત્રીશબદ્ધ નાટકની રજુઆત કરવાનો હોય એમ લાગે છે અને તે માટે ચિત્રના બને હાંસિયામાં નૃત્ય કરતી બે બે સ્ત્રીઓ, ચિત્રના ત્રણ વિભાગો પૈકી ઉપરના વિભાગમાં, જુદાંજુદાં વાદ્યો લઈને નૃત્ય કરતી ૧૧ સ્ત્રીઓ, મધ્ય વિભાગમાં બિરાજમાન થએલા ઈંદ્રની બંને બાજુએ મલીને ત્રણ ત્રણ નૃત્ય કરતી સ્ત્રીઓ અને સૌથી નીચેના વિભાગમાં બીજી અગિયાર સ્ત્રીઓ મલીને કુલ ૩૨ સ્ત્રીઓ જુદીજુદી જાતનાં નૃત્ય કરતી ચીતરેલી છે.

Plate LXXVI

**ચિત્ર ૨૭૯ થી ૨૮૪:** નૃત્યનાં જુદાંજુદાં સ્વરૂપો. હંસવિ. ૨ લિસ્ટ નં ૧૪૦૨ની કલ્પસૂત્રની તારીખ વગરની પાના ૧૩૯ની સુવર્ણાક્ષરી હસ્તપ્રતમાંથી.

પાનાની બંને બાજુના હાંસિયામાંનાં આ સુશોભનો સહેજ રમતમાં ચીતરાએલાં લાગે છે, છતાં ચિત્રકારનો પાત્રોમાં નવીનતા રજૂ કરવાની ખૂબી કોઈક અલૌકિક પ્રકારની છે.

Plate LXXVII

**ચિત્ર ૨૮૫-૨૮૬:** કલ્પસૂત્રનાં બે સુંદર શોભન–આલેખનો. હંસવિ.૧ની પ્રતમાંથી. ઉપરની પટીમાં અષ્ટમંગલ, ઘોડા, હાથી તથા ફૂલની આકૃતિઓ દોરેલી છે અને નીચેની પટીમાં વિવિધ પ્રકારની હાથીની ક્રીડાઓ ચિત્રકારે રજૂ કરેલી છે.

**ચિત્ર ૨૮૭:** લક્ષ્મીદેવી. કાંતિવિ.૨ના પાના ૧૭ ઉપરથી. દેવી પદ્માસનની બેઠકે બેઠેલી છે અને તેણીના ચાર હાથો પૈકી, ઉપરના બંને હાથમાં કમળનું ફૂલ છે; નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ તથા ડાબા હાથમાં ફળ રાખેલું છે. ઉપરના બંને હાથમાંનાં કમળફૂલો ઉપર એકેક હાથી અભિષેક કરવા માટે સૂંઢ ઊંચી રાખીને ઊભો રહેલો ચીતરેલો છે. દેવી સુંદર વિમાનમાં બેઠેલી છે. વિમાનની ઉપરના ભાગમાં બંને બાજુ એકેક મોર છે, હાંસિયામાં તેણીનું લક્ષ્મી એવું નામ લખેલું છે.

**ચિત્ર ૨૮૮:** શક્રસ્તવ. કાંતિવિ.૨ના પાના ૭ ઉપરથી. વર્ણન માટે જુઓ ચિત્ર ૨૮નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

Plate LXXVIII

**ચિત્ર ૨૮૯:** ચંડકૌશિકને પ્રતિબોધ. દે. પા.ના દયાવિ.ની કલ્પસૂત્રની પ્રતની સુશોભનકળાના નમૂના તરીકે આખા પાનાનું ચિત્ર અત્રે રજુ કર્યું છે. આ આખી યે પ્રતમાં મૂળ લખાણ કરતાં ચિત્રકળાના સુશોભન–શૃંગાર મુખ્ય ભાગ ભજવે છે.

મોરાક ગામથી વિહાર કરી પ્રભુ શ્વેતાંબી નગરી તરફ ચાલ્યા. માર્ગમાં ગોવાળીઆઓએ કહ્યું કેઃ 'સ્વામી! આપ જે માર્ગે જાઓ છો તે જો કે શ્વેતાંબીનો સીધો માર્ગ છે, પણ રસ્તામાં કનકખલ નામનું તાપસોનું આશ્રમસ્થાન છે ત્યાં હમણાં એક ચંડકૌશિક નામનો દૃષ્ટિવિષ સર્પ રહે છે, માટે આપ આ સીધા માર્ગે જવાનું માંડી વાળો '. છતાં કરુણાળુ પ્રભુ, બીજા કોઈ ઉદ્દેશથી નહિં, પણ પેલા ચંડકૌશિકને પ્રતિબોધવા તે જ માર્ગે તે જ આશ્રમ ભણી ગયા.

### ચંડકૌશિકનો પૂર્વભવ

ચંડકૌશિક પૂર્વભવમાં એક ઉગ્ર તપસ્વી સાધુ હતા. એક દિવસે તપસ્યાના પારણે ગોચરી વહોરવા માટે એક શિષ્યની સાથે ગામમાં ગયા. રસ્તે ચાલતાં તેમના પગ નીચે એક નાની દેડકી આવી ગઈ. દેડકીની થએલી વિરાધનાને પ્રાયશ્ચિત્તપૂર્વક પડિક્કમવા માટે હિતચિંતક શિષ્યે ગુરુને ઇરિયાવહી પડિક્કમતાં, ગોચરી પડિક્કમતાં અને સાયંકાળનું પ્રતિક્રમણ કરતાં–એમ ત્રણ વાર દેડકીવાળી વાત સંભાળી આપી. આથી સાધુને ખૂબ ક્રોધ ચઢ્યો. ક્રોધમાં ને ક્રોધમાં તેઓ શિષ્યને મારવા દોડ્યા, પણ અકસ્માત એક થાંભલા સાથે અફળાતાં તપસ્વી સાધુ કાળધમ પામ્યા. ત્યાંથી તેઓ જ્યોતિષ્ક વિમાનમાં દેવ તરીકે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવીને તે આશ્રમમાં પાંચસો તાપસોનો સ્વામી ચંડકૌશિક નામે તાપસ થયો તેને પોતાના આશ્રમ ઉપર એટલો બધો મોહ હતો કે કદાચ કોઈ માણસ આશ્રમનુ કઈ ફળ–ફૂલ તોડે તો તે જ વખતે ક્રોધે ભરાઈ, કુહાડો લઈને મારવા દોડે–એક વખતે તે તાપસ થોડા રાજકુમારોને પોતાના આશ્રમના ભાગમાંથી ફળ તોડતા જોઈ ક્રોધે ભરાયો. કુહાડો લઈ મારવા ધસી જતો હતો, તેટલામાં અચાનક કુવામાં પડી ગયો અને ક્રોધના અધ્યવસાયથી મરીને તે જ આશ્રમમાં પોતાના પૂર્વભવના નામવાળો દૃષ્ટિવિષ સર્પ થયો.

મહાવીર પ્રભુ તો આશ્રમમાં આવીને કાઉસગ્ગધ્યાને સ્થિર રહ્યા–પ્રભુને જોઈ ક્રોધથી ધમધમી રહેલો તે સર્પ, સૂર્ય સામે દૃષ્ટિ કરી, પ્રભુ તરફ દૃષ્ટિજ્વાળા ફેંકે અને રખેને પ્રભુ પોતાની પર પડે એવા ભયથી પાછો હઠી જાય. એટલુ છતાં પ્રભુ તો નિશ્ચલ જ રહ્યા. આથી તેણે વિશેષ વિશેષ દૃષ્ટિજ્વાળા ફેંકવા માંડી; તથાપિ એ જ્વાળાઓ પ્રભુને તો જળધારાઓ જેવી લાગી! ત્રણ વાર દૃષ્ટિજ્વાળા છોડવા છતાં પ્રભુનું એકાગ્રધ્યાન તૂટવા ન પામ્યું, તેથી તે અસાધારણ રોષે ભરાયો. તેણે પ્રભુને એક સખ્ત ડંખ માર્યો. તેને ખાત્રી હતી કેઃ 'મારા તીવ્ર વિષનો પ્રતાપ એટલો ભયંકર છે કે પ્રભુ હમણાં જ પૃથ્વી ઉપર મૂર્છિત થઈને પડવા જોઇએ;' પરંતુ આશ્ચર્ય જેવું છે કે પ્રભુના પગ ઉપર વારંવાર ડસવા છતાં પ્રભુને તેનું લેશ માત્ર પણ ઝેર ન ચઢ્યું; ઊલટું ડંસવાળા ભાગમાંથી ગાયના દૂધ જેવી રૂધિરની ધારા વહેવા લાગી.

વિસ્મય પામેલો ચંડકૌશિક સર્પ થોડીવાર પ્રભુની સન્મુખ નિહાળી રહ્યો. પ્રભુની મુદ્રામાં તેને કંઈક અપૂર્વ શાંતિ જણાઈ. એ શાંતિએ તેના દિલ ઉપર અપૂર્વ અસર કરી. તેના પોતાનામાં પણ શાંતિ અને ક્ષમા આવતાં દેખાયાં. [1] ચંડકૌશિકને શાંત થએલો જોઈ પ્રભુએ કહ્યું કેઃ 'હે ચંડકૌશિક! કંઇક સમજ અને બુઝ–બોધ પામ!' પ્રભુની શાંતિ અને ધીરતાએ તેના પર અસર તો કરી જ હતી, એટલામાં પ્રભુનાં અમૃત શાં મીઠાં વેણ સાંભળતાં અને તે વિષે વિચાર કરતાં તેને જાતિસ્મરણ (પોતાના પૂર્વભવ સંબંધીનું) જ્ઞાન ઉત્પન્ન થયું તે પોતાના ભયંકર અપરાધોનો પશ્ચા-

---

[1] આવી જ એક વાત બુદ્ધ વિષે જાતક નિદાનમા છે ઉરુવેલામા (ભગવાન) બુદ્ધ એકવાર ઉરુવેલકાશ્યપ નામના પાચસો શિષ્યવાળા જટિલની અગ્નિશાળામા રાતવાસો રહ્યા, જ્યા એક ઉગ્ર આશીવિષ સર્પ રહેતો હતો બુદ્ધે તે સર્પને જરાપણ ઈજા પહોચાડ્યા સિવાય નિસ્તેજ કરી નાખવા ધ્યાન-સમાધિ આદરી સર્પે પણ પોતાનુ તેજ પ્રગટાવ્યુ છેવટે બુદ્ધના તેજે સર્પતેજનો પરાભવ કર્યો સવારે બુદ્ધે એ જટિલને પોતે નિસ્તેજ કરેલો સર્પ બતાવ્યો એ જોઈ એ જટિલ બુદ્ધનો પોતાના શિષ્યો સાથે ભક્ત થયો

ત્તાપ કરવા લાગ્યો. પ્રભુને પ્રદક્ષિણા આપતો તે મનમાં વિચાર કરવા લાગ્યો કે: 'ખરેખર આ કરુણાસમુદ્ર ભગવંતે મને દુર્ગતિરૂપ મોટી ખાઈમાં પડતો બચાવી લીધો. તે જ વખતે તેણે અનશન વ્રત લઈ લીધું. રખેને પોતાની વિષમય ભયંકર દૃષ્ટિ કોઈ સદોષ કે નિર્દોષ પ્રાણી ઉપર પડી જાય એવા શુભ હેતુથી તેણે પોતાનું મસ્તક દરને વિષે છુપાવી દીધું.[1]

આ પ્રસંગને મળતો કૃષ્ણના જીવનનો એક પ્રસંગ

એક વખત એક વનમાં નદી કિનારે નન્દ વગેરે બધા ગોપો–ગોવાળો સૂતા હતા, તે વખતે એક પ્રચંડ અજગર આવ્યો કે જે વિદ્યાધરના પૂર્વજન્મમાં પોતાના રૂપના અભિમાનથી મુનિનો શાપ મળતાં અભિમાનના પરિણામરૂપે સર્પની આ નીચ યોનિમાં જન્મ્યો હતો. તેણે નન્દનો પગ ગ્રસ્યો. બીજા બધા ગોપ બાળકોનો સર્પના મુખમાંથી એ પગ છોડાવવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો, ત્યારે છેવટે કૃષ્ણે આવી પોતાના ચરણથી એ સર્પને સ્પર્શ કર્યો. સ્પર્શ થતાં જ એ સર્પ પોતાનું રૂપ છોડી મૂળ વિદ્યાધરના સુંદર રૂપમાં ફેરવાઈ ગયો. ભક્તવત્સલ કૃષ્ણના ચરણ-સ્પર્શથી ઉદ્ધાર પામેલ એ સુદર્શન નામનો વિદ્યાધર શ્રીકૃષ્ણની સ્તુતિ કરી સ્વસ્થાને ગયો.

—ભાગવત દશમ સ્કન્ધ, અ. ૩૪, શ્લોક ૫-૧૫, પૃષ્ઠ ૯૧૭-૯૧૮

પાનાની જમણી બાજુના ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે; તેમાં કથાના પરિચયની શરૂઆત ઉપરના ચંડકૌશિકના પૂર્વભવના સાધુ અવસ્થાના ચિત્રથી થાય છે. ચંડકૌશિક સાધુ બંને હાથમાં ઓઘો પકડી શિષ્યને મારવા જતા–દોડતા દેખાય છે. મારવા જતાં મસ્તક થાંભલા સાથે અંધારામાં અથડાય છે, સામે બંને હાથની અંજલિ જોડી હાથમાં ઓઘો રાખી નમ્રભાવે વિનયપૂર્વક દેડકીની વિરાધનાને પ્રાયશ્ચિત્તપૂર્વક પડિક્કમવા માટે ગુરુમહારાજને યાદી આપતો શિષ્ય ઊભેલો દેખાય છે. તેના પગ આગળ જ થાંભલા નજીક પ્રસંગાનુસાર ચિત્રકારે દેડકી ચીતરેલી છે. આ પછી ચિત્રના અનુસંધાને, નીચેના ચિત્રમાં વર્ણવેલા ચંડકૌશિકના બાકીના પૂર્વભવોનો પ્રસંગ જોવાનો છે. ચંડકૌશિક સાધુ અવસ્થામાંથી કાળધર્મ પામી જ્યોતિષ્ક વિમાનમાં

---

૧ આ દૃષ્ટાંત ઉપર ક્રોધ સંબંધી એક સજ્ઝાય મને યાદ આવે છે

'કડવા ફલ છે ક્રોધનાં જ્ઞાની એમ બોલે,
  વિષ તણો રસ જાણીએ હળાહળ તોલે કડવા૦ ૧
ક્રોધે ક્રોડ પૂરવ તણું સંયમ ફળ જાય,
  ક્રોધ સહિત તપ જે કરે તે તો લેખે ન થાય કડવાં૦ ૨
સાધુ ઘણો તપીઓ હતો ધરતો મન વૈરાગ,
  શિષ્યના ક્રોધ થકી થયો ચંડકોશિયો નાગ કડવા૦ ૩
આગ ઊઠે જે ઘર થકી તે પહેલું ઘર બાળે,
  જળનો જોગ જો ના'વ મળે તો પાસેનું પ્રજાળે કડવા૦ ૪
ક્રોધ તણી ગતિ એહવી કહે કેવળજ્ઞાની,
  હાણ કરે જે હિતની જાળવજો એમ પ્રાણી. કડવા૦ ૫
ઉદયરત્ન કહે ક્રોધને કાઢજો ગળે સાહી,
  કાયા કરજો નિર્મળી ઉપશમ રસ નાહી કડવા૦ ૬

દેવ તરીકે ઉત્પન્ન થએલા બતાવવા માટે અત્રે વિમાનની અંદર બેઠેલા એક દેવની આકૃતિ ચિત્રકારે ચીતરેલી છે. તેની (વિમાનની) નીચે તે દેવલોકમાંથી ચ્યવીને ચંડકૌશિક નામે તાપસ તરીકે ઉત્પન્ન થએલ હોવાથી તેને તાપસ સ્વરૂપે પોતાના બગીચામાંથી ફળ–ફૂલ તોડતા રાજકુમારોને હાથમાં કુહાડો લઇને મારવા જતાં કુહાડા સાથે અચાનક કુવામાં પડેલો ચીતરેલો છે. ત્યાંથી મરીને તે પોતે જ ચંડકૌશિક નામે દૃષ્ટિવિષ સર્પ થયો છે, તે બતાવવા માટે ચિત્રકારે કાળો ભયંકર નાગ ચીતરેલો છે.

પાનાની ડાબી બાજુના ચિત્રમાં આ ચિત્રના અનુસંધાને, શ્રમણ ભગવાન મહાવીરે ચંડકૌશિકને કરેલા પ્રતિબોધનો પ્રસંગ જોવાનો છે. ચંડકૌશિકના બિલ–દર આગળ જ પ્રભુ મહાવીર કાઉસગ્ગધ્યાને ઊભા છે પ્રભુ મહાવીરના શરીરે ચિત્રકારે જે આભૂષણો પહેરાવ્યાં છે તે તેનું જૈનધર્મ પ્રત્યેનું અજ્ઞાન સુચવે છે, કારણકે તીર્થંકર જ્યારે સાધુપણામાં વિચરતા હોય ત્યારે આભૂષણ વગેરેનો શ્રમણપણું–સાધુપણું અંગીકાર કરતી વખતે ત્યાગ કરેલો હોવાથી તેમની આ સાધક અવસ્થામાં આભૂષણો તેઓના અંગ ઉપર સંભવે જ નહિ. વર્ણનમાં સર્પને પ્રભુના પગે ડંખ મારતો વર્ણવેલો છે ત્યારે ચિત્રમાં પ્રભુના આખા શરીરે વીંટળાએલો તેને ચીતરેલો છે. પછીથી પ્રભુએ પ્રતિબોધ્યા પછી પોતાનું મુખ બિલમાં નાખીને પડી રહેલો ચિત્રકારે ચીતરેલો છે. પાનાની ઉપરના સુશોભનમાં છ સુંદર હાથીઓ, નીચેના ભાગમાં પાંચ ઘોડેસ્વારો તથા એક પદાતિ હથિયારોથી સુસજ્જિત થએલો અને આજુબાજુના બંને હાંસિયાઓના ઉપરના ભાગમાં યુદ્ધ કરતા ઘોડેસ્વારો તથા નીચેના ભાગમાં જળભરેલી વાવો, વાવોની અંદર સ્નાન કરતા ચાર પુરુષો ચીતરેલા છે. આખા પાનાની ચાર લાઇનોમાં ફક્ત ૧૪ અક્ષરોના લખાણ સિવાય આખું પાનું અપ્રતિમ સુશોભનકળા તથા ચિત્રકળાની રજૂઆત કરે છે.

Plate LXXIX

**ચિત્ર ૨૯૦ થી ૩૨૧:** કલ્પસૂત્રનાં સુંદર સુશોભનો. હંસ વિ. ૧ની પ્રતના પાનાની ઉપર અને નીચેનાં જુદીજુદી જાતનાં આ સુશોભનો ફક્ત વાદળી અને સફેદ રંગથી જ ચીતરનારા ચિત્રકારોની કલ્પનાશક્તિ કોઈ અજાયબીભરી હોય એમ લાગે છે.

Plate LXXX

**ચિત્ર : ૩૨૨ થી ૩૫૩:** કલ્પસૂત્રનાં સુંદર સુશોભનો. હંસ વિ. ૧ની જ પ્રત ઉપરથી.

Plate LXXXI

**ચિત્ર ૩૫૪ થી ૩૫૭:** કલ્પસૂત્રનાં સુંદરતમ સુશોભનો. નવાબ ૨ની પ્રતનાં આજુબાજુનાં જુદીજુદી જાતનાં આ સુશોભનોની આકૃતિઓ ચીતરનાર ચિત્રકાર દરેક કલારસિકની પ્રશંસા માગી લે તેમ છે. આવી સુંદર આકૃતિઓવાળી કલ્પસૂત્રની હસ્તપ્રતો જૈન ભંડારોમાં ગણીગાંઠી જ છે.

Plate LXXXII

**ચિત્ર ૩૫૮ થી ૩૬૨:** સંયોજના ચિત્રો. પૂર્ણકુંભ, નારીઅશ્વ, નારીકુંજર, નારીશકટ અને મલ્લકુસ્તિ. દયા વિ.ની સુંદરતમ કલ્પસૂત્રની હસ્તપ્રત ઉપરથી.

Plate LXXXIII

**ચિત્ર ૩૬૩ થી ૩૬૬:** નૃત્યનાં જુદાંજુદાં સ્વરૂપો. દયા વિ.ની હસ્તપ્રત ઉપરથી. કાગળની

હસ્તપ્રતના હાંસીઆમાંનાં ચિત્રો- મધ્યેના નર્તના પાત્રવાળાં આ ચિત્રો વસ્તુસંકલનાનાં અપ્રતિમ પ્રતિનિધિ જેવાં છે. ચિત્રકાર બરાબર જાણે છે કે ચિત્રોમાં શું કહેવાનું છે અને તેને અનુરૂપ તે રચના કરી શકે છે. આ ચિત્રનાં ચારે પાત્રોનાં એકેએક અંગ એવાં તો બારીક દોરાએલાં છે કે આપણી સામે જાણે તે સમયની જીવતીજાગતી ગુજરાતણો ગરબે રમતી ખડી ન કરી દીધી હોય!

Plate LXXXIV

**ચિત્ર ૩૬૭ થી ૩૭૦:** કલ્પસૂત્રનાં સુંદરતમ સુશોભનો. નવાબ ૨ની પ્રતના જુદી જુદી જાતનાં હાંસીઆમાંનાં નર્તનાપાત્રો ઉપરાંત બીજાં પાત્રો તથા જુદાંજુદાં પ્રાણીઓ તથા ફૂલબુટ્ટાની જાણે સજીવ સૃષ્ટિ ન ખડી કરી દીધી હોય, તેવી પીંછીથી ચીતરાએલાં આ ચિત્રો ખરેખર! ગુજરાતની જૈનાશ્રિત કલાનો અદ્ભુત વારસો છે.

Plate LXXXV

**ચિત્ર ૩૭૧:** કલ્પસૂત્રની પ્રશસ્તિ. દયા વિ.ની અપ્રતિમ ચિત્રકળાવાળી સુવર્ણાક્ષરી પ્રતની પ્રશસ્તિનું જે એક પાનું બંને બાજુએ લખેલું છે, તે પૈકીની એક બાજુની પ્રશસ્તિ આ પાનામાં છે. આ પ્રશસ્તિ પડિમાત્રામાં લખેલી હોવાથી નાશમાંથી બચી ગએલી. બંને બાજુની પ્રશસ્તિ જે ભંડારના વહીવટદારોની મંજૂરી મેળવી મેં ઉતારી લીધેલી છે, તે આ પ્રમાણે છે:—

दिव्याभ्रं लिह चारु चित्र रुचिर श्रीजैन हर्म्यावलि
वातांदोलित केतु कैतव वशाक्षि तर्जयन्ती श्रिया ।
दैवावास पुरीमनेक सुगुरुस्युतेव शिष्टाश्रया
श्रीगंधारपुरी सदा विजयते सद्धर्मकर्मोदया ॥१॥
प्राग्वाट वृद्धशाखायां मंत्री देवाभिधोंजनि ।
ज(जा)या देवलदे नाम्नी जज्ञे तस्य गुणाद्भुता ॥२॥
आसाक स्तत्तनय स्तद्भार्या नाम तस्य करमाइ ।
तत्पुत्रौ गुणपूर्णौ शाणा जूठाभिधौ भवतः ॥३॥
शाणाकस्य च पत्नी चांगू नाम्नी स्ततस्तयोरासीत् ।
रयणायराभिधानः पातलि नाम्नी च तज्जाया ॥४॥
प्राग्वाटवंश तिलकः समभूद्विद्याधरस्तयोस्तनयः ।
पत्नी च रत्नगर्भा अजनि अजाई गुणगरिष्टा ॥५॥
निजकुल विशद सरोरुह भासन दिनकर समान महिमानौ ।
आम्बिन्याः कुमराविव पुत्रौ द्वौ तस्य संजातौ ॥६॥
आद्यस्तु जीवराजाह्वो द्वितीयो ... ... .... ...

Plate LXXXVI

**ચિત્ર ૩૭૨ થી ૩૭૪:** પ્રવર્તક કાંતિવિજયજીના સંગ્રહની રૌપ્યાક્ષરી કલ્પસૂત્રની સુબોધિકા ટીકાની હસ્તપ્રતના પાના ૩ અત્રે રજૂ કરેલાં છે આ ત્રણ પાનાંઓ પ્રાચીન સમયના લેખકો ચિત્રકારને ચિત્રો ચીતરવા માટે કોરી જગ્યા બાકી રાખતા, જેમાં પહેલાં રેખાઓ દોરી પછી તેમાં રંગ પૂરતા તેના નમૂનાઓ આપણને પૂરા પાડે છે

॥ णमो त्थु णं समणस्स भगवओ वीरवद्धमाणसामिस्स ॥

चरिमसुयकेवलिसिरिभद्दबाहुसामिविरइयं

# कप्पसुत्तं।

(दसासुयक्खंधसुत्तस्स अट्ठमं अज्झयणं)



॥ नमः श्रीसर्वज्ञाय ॥

[[1]नमो अरिहंताणं ।
नमो सिद्धाणं ।
नमो आयरियाणं ।
नमो उवज्झायाणं ।
नमो लोए सव्वसाहूणं ॥
एसो पंचनमुक्कारो सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं ॥ १ ॥]

तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे पंचहत्थुत्तरे होत्था। तं जहा—हत्थुत्तराहिं चुए चइत्ता गब्भं वक्कंते १ हत्थुत्तराहिं गब्भाओ गब्भं साहरिए २ हत्थुत्तराहिं जाए ३ हत्थुत्तराहिं मुंडे भवित्ता अगाराओ अणगारियं पव्वईए ४ हत्थुत्तराहिं अणंते अणुत्तरे निव्वाघाए निरावरणे कसिणे पडिपुन्ने केवलवरनाणदंसणे समुप्पन्ने ५ साइणा परिनिव्वुए भयवं ६ ॥ १ ॥ तेणं कालेणं तेणं समएणं समणे भयवं महावीरे जे से गिम्हाणं चउत्थे मासे अट्ठमे पक्खे आसाढसुद्धे

१ कल्पसूत्रारम्भे नैतद् नमस्कारसूत्रस्य सूत्रं भूम्ना प्राचीनतमेषु ताडपत्रीयादर्शेषु दृश्यते, नापि टीकाकृदादिभिरेतदादृत व्याख्यातं वा, तथा चास्य कल्पसूत्रस्य दशाश्रुतस्कन्धसूत्रस्याष्टमाध्ययनत्वान्न मध्ये मङ्गलरूपत्वेनापि एतत्सूत्र सङ्गतमिति प्रक्षिप्तमेवैतत् सूत्रमिति ॥

तस्स णं आसाढसुद्धस्स छट्ठीपक्खेणं[1] महाविजयपुप्फुत्तरपवरपुंडरीयाओ महाविमाणाओ वीसं सागरोवमट्ठिईयाओ[2] ⊢आउक्खएणं[3] भवक्खएणं ठिइक्खएणं⊣ अणंतरं चइं[4] चइत्ता इहेव जंबुद्दीवे दीवे भारहे वासे ⊢दाहिणड्ढभरहे[5]⊣ इमीसे ओसप्पिणीए सुसमसुसमाए समाए विइक्कंताए सुसमाए समाए विइक्कंताए सुसमदुस्समाए समाए विइक्कंताए दुस्समसुसमाए समाए बहुविइक्कंताए ⊢सागरोवमकोडाकोडीए[6] बायालीसवाससहस्सेहिं ऊणियाए⊣ पंचहत्तरीए[7] वासेहिं अद्धनवमेहि[8] य मासेहिं सेसेहिं इक्कवीसाए तित्थयरेहिं इक्खागकुलसमुप्पन्नेहिं[9] कासवगुत्तेहिं[10] दोहि य हरिवंसकुलसमुप्पन्नेहिं गोतमसगुत्तेहिं तेवीसाए तित्थयरेहिं वीइक्कंतेहिं ⊢समणे[11] भगवं महावीरे⊣ चरिमे तित्थकरे पुव्वतित्थकरनिद्दिट्ठे माहणकुंडग्गामे नगरे उसभदत्तस्स माहणस्स कोडालसगुत्तस्स भारियाए देवाणंदाए माहणीए जालंधरसगोत्ताए पुव्वरत्तावरत्तकालसमयंसि हत्थुत्तराहिं नक्खत्तेणं जोगमुवागएणं आहारवक्कंतीए भववक्कंतीए सरीरवक्कंतीए कुच्छिसि गब्भत्ताए वक्कंते ॥ २ ॥ समणे भयवं महावीरे तिण्णाणोवगए आवि होत्था—चइस्सामि त्ति जाणइ, चयमाणे[12] न जाणइ, चुए[13] मि त्ति जाणइ ॥ ३ ॥ जं रयणिं च णं समणे भगवं महावीरे देवाणंदाए माहणीए जालंधरसगोत्ताए कुच्छिसि गब्भत्ताए वक्कंते तं रयणिं च णं सा देवाणंदा माहणी सयणिज्जंसि सुत्तजागरा ओहीरमाणी ओहीरमाणी इमेयारूवे ओराले कल्लाणे सिवे धन्ने मंगल्ले सस्सिरीए चोद्दस महासुमिणे[14] पासित्ता णं पडि-

---

१ छट्ठीए पक्खेणं च। छट्ठीए दिवसेणं ख–घ–छ ॥ २ °मट्ठितीतो आउ° घ ॥ ३ ⊢ ⊣ एतच्चिह्नमध्यवर्त्ती पाठः ग–घ–च नास्ति ॥ ४ चयं ख । चुयं ग ॥ ५ ⊢ ⊣ एतदन्तर्गतः पाठः क–ग–घ–च नास्ति ॥ ६ ⊢ ⊣ एतन्मध्यवर्त्ती पाठः तालपत्रीयेषु अन्येषु च बहुषु कद्दलादर्शेषु नास्ति ॥ ७ पण्णत्तरीए क्वचित् ॥ ८ °नवमासेहिं अवसेसेहिं च ॥ ९ °क्खागुकु° ग ॥ १० °वसगु° ग ॥ ११ ⊢ ⊣ एतदन्तर्गतः पाठः ग–घ–छ नास्ति ॥ १२ चइमाणे ग–छ ॥ १३ चुओ मि छ ॥ १४ °णे पासइ पासि° ख ॥

बुद्धा ॥ ४ ॥ तं जहा—गय वसह सीह अभिसेय [illegible]
यरं झयं कुंभं । पउमसर सागर विमाण भवण [illegible]
च ॥ १ ॥ ५ ॥ तए णं सा देवाणंदा माहणी इमेता[illegible]
कल्लाणे सिवे धन्ने मंगल्ले सस्सिरीए चोद्दस महासुमिणे पासि[illegible]
पडिबुद्धा समाणी हट्ठतुट्ठचित्तमाणंदिया पिइमणा परमसोमणस्सि[illegible]
सवसविसप्पमाणहियया धाराहयकलंबुयं पिव समुस्ससियरोमकूवा सुमि-
णोग्गहं करेइ, सुमिणोग्गहं करित्ता सयणिज्जाओ अब्भुट्ठेइ, सयणिज्जा-
ओ अब्भुट्ठेत्ता अतुरियमचवलमसंभंताए राइहंससरिसीए गईए जेणेव
उसभदत्ते माहणे तेणेव उवागच्छइ, उवागच्छित्ता उसभदत्तं माहणं जएणं
विजएणं वद्धावेइ, वद्धावित्ता भद्दासणवरगया आसत्था वीसत्था कर-
यलपरिग्गहियं सिरसावत्तं दसनहं मत्थए अंजलिं कट्टु एवं वयासी—एवं
खलु अहं देवाणुप्पिया! अज्ज सयणिज्जंसि सुत्तजागरा ओहीरमाणी [illegible]
इमे एयारूवे ओराले जाव सस्सिरीए चोद्दस महासुमिणे पासित्ता णं
पडिबुद्धा । तं जहा—गय जाव सिहिं च । एएसि णं देवाणुप्पिया!
ओरालेणं जाव चोद्दसण्हं महासुमिणाणं के मन्ने कल्लाणे फलवित्ति-
विसेसे भविस्सइ ? ॥ ६ ॥ तए णं से उसभदत्ते माहणे देवाणंदाए
माहणीए अंतिए एयमट्ठं सोच्चा निसम्म हट्ठतुट्ठ जाव हियए धारा-
हयकलंबुयं पिव समूससियरोमकूवे सुमिणोग्गहं करेइ, करित्ता ईहं
अणुपविसइ, ईहं अणुपविसित्ता अप्पणो साभाविएणं मइपुव्वएणं
बुद्धिविन्नाणेणं तेसिं सुमिणाणं अत्थोग्गहं करेइ, २ करित्ता देवाणंदं

१ मय उसभ च ॥ २ माहणी ते सुमिणे पासइ, ते सुमिणे पासित्ता [illegible]
सिविणे इमे एयारूवे च ॥ ३ कयंबगं पिव च । कलंबपुप्फगं पिव ख–घ । [illegible]
४ °त्ता उट्ठुप्प, उट्ठेत्ति, उट्ठेत्ता जेणामेव उसभ° च ॥ ५ तेणामेव च ॥ ६ ⊢ ⊣ [illegible]
क–ख–घ–च नास्ति ॥ ७ अयमेया° क–घ ॥ ८ गय० शाहा । पए° च ॥ ९ पासित्ता [illegible]
फु घो° च ॥ ११ ⊢ ⊣ एतन्मध्यगतः पाठः अर्वाचीनतमेष्वादर्शेष्वेव दृश्यते ॥

माहणिं एवं वयासी ॥७॥ ओराला णं तुमे देवाणुप्पिए! सुमिणा दिट्ठा, कल्लाणा णं० सिवा धन्ना मंगल्ला सस्सिरीया आरोग्गतुट्ठिदीहाउकल्लाणमंगल्लकारगा णं तुमे देवाणुप्पिए! सुमिणा दिट्ठा। तं जहा– अत्थलाभो देवाणुप्पिए!, भोगलाभो० पुत्तलाभो० सोक्खलाभो देवाणुप्पिए!, एवं खलु तुमं देवाणुप्पिए! नवण्हं मासाणं बहुपडिपुन्नाणं अद्धट्ठमाणं राइंदियाणं विइक्कंताणं सुकुमालपाणिपायं अहीणपडिपुन्नपंचिंदियसरीरं लक्खणवंजणगुणोववेयं माणुम्माणपमाणपडिपुण्णसुजायसव्वंगसुंदरंगं ससिसोमाकारं कंतं पियदंसणं सुरूवं देवकुमारोवमं दारयं पयाहिसि ॥८॥ से वि य णं दारए उम्मुक्कबालभावे विन्नायपरिणयमित्ते जोव्वणगमणुप्पत्ते रिउव्वेय जंउव्वेय सामवेय अथव्वणवेय इतिहासपंचमाणं निघंटछट्ठाणं संगोवंगाणं सरहस्साणं चउण्हं वेयाणं सारए पारए धारए सडंगवी सट्ठितंतविसारए संखाणे सिक्खाणे सिक्खाकप्पे वागरणे छंदे निरुत्ते जोइसामयणे अण्णेसु य बहूसु बंभन्नएसु परिव्वायएसु नएसु परिनिट्ठिए यावि भविस्सइ ॥९॥ तं ओराला णं तुमे देवाणुप्पिए! सुमिणा दिट्ठा जाव आरोग्गतुट्ठिदीहाउयमंगलकल्लाणकारगा णं तुमे देवाणुप्पिए! सुमिणा दिट्ठा ॥१०॥ तए णं सा देवाणंदा माहणी उसभदत्तस्स माहणस्स अंतिए एयमट्ठं सोच्चा णिसम्म हट्ठतुट्ठ जाव हियया करयलपरिग्गहियं दसनहं सिरसावत्तं मत्थए अंजलिं कट्टु उसभदत्तं माहणं एवं वयासी ॥११॥ एवमेयं देवाणुप्पिया! तहमेयं देवाणुप्पिया अवितहमेयं देवाणुप्पिया!, असंदिद्धमेयं देवाणुप्पिया!, इच्छियमेयं देवाणुप्पिया!, पडिच्छियमेयं देवाणुप्पिया!,

---

१ °कारणा णं च ॥ २–३–४ °प्पिया! छ ॥ ५ °दरं ससि° घ ॥ ६ °मारसप्पभं दार° च ॥ ७ जजुव्वेय° ग–छ ॥ ८ °न्नएसु परिनिट्ठिए क ॥ ९ तुमए दे° क ॥ १० °व हयहि° ग–छ ॥

इच्छियपडिच्छियमेयं देवाणुप्पिया!, सच्चे णं एसमट्ठे[1] से जहेयं तुब्भे वयह त्ति कट्टु ते सुमिणे सम्मं पडिच्छइ। ते सुमिणे सम्मं पडिच्छित्ता उसभदत्तेणं माहणेणं सद्धिं ओरालाइं माणुस्सगाइं[2] भोगभोगाइं भुंजमाणी विहरइ ॥१२॥

तेणं कालेणं तेणं समएणं सक्के देविंदे देवराया वज्जपाणी पुरंदरे सतक्तू सहस्सक्खे मघवं पाकसासणे दाहिणड्ढलोगाहिवई बत्तीसविमाणसयसहस्साहिवई एरावणवाहणे सुरिंदे अरयंबरवत्थधरे आलइयमालमउडे नवहेमचारुचित्तचंचलकुंडलविलिहिज्जमाणगंडे भासुरबोंदी पलंबवणमालधरे[3] सोहम्मकप्पे सोहम्मवडिंसए विमाणे सुहम्माए सभाए सक्कंसि सीहासणसि[4] निसण्णे ॥१३॥ से णं तत्थ बत्तीसाए विमाणावाससयसाहस्सीणं, चउरासीए सामाणियसाहस्सीणं, तायत्तीसाए[5] तायत्तीसगाणं[6], चउण्हं लोगपालाणं, अट्ठण्हं अग्गमहिसीणं, सपरिवाराणं तिण्हं परिसाणं, सत्तण्हं अणियाणं, सत्तण्हं अणियाहिवईणं, चउण्हं चउरासीए आयरक्खदेवसाहस्सीणं, अण्णेसिं च बहूणं सोहम्मकप्पवासीणं वेमाणियाणं देवाणं देवीण य आहेवच्चं पोरेवच्चं सामित्तं भट्टित्तं महत्तरगत्तं आणाईसरसेणावच्चं[7] कारेमाणे पालेमाणे महयाहयनट्टगीयवाइयतंतीतलतालतुडियघणमुइंगपडुपडहवाइयरवेणं[8] दिव्वाइं भोगभोगाइं भुंजमाणे विहरइ ॥१४॥ इमं च णं केवलकप्पं जंबुद्दीवं दीवं विउलेणं ओहिणा आभोएमाणे २[9] विहरइ, तत्थ णं समणं भगवं महावीरं जंबुद्दीवे दीवे भारहे वासे दाहिणड्ढभरहे माहणकुंडग्गामे नगरे उसभदत्तस्स माहणस्स कोडालसगोत्तस्स भारियाए देवाणंदाए माहणीए जालंधरसगोत्ताए कु-

---

१ °ट्ठे जण्णं तुब्भे च ॥ २ °णुस्साइं ख-घ-च ॥ ३ °माले सोह° क-ख-घ-च ॥ ४ °सि, से णं क विना ॥ ५-६ तावत्ती° ख-घ-च-छ ॥ ७ °सरियसे° च ॥ ८ °गपणवप्पवा° च ॥ ९ °माणे २ पासइ, तत्थ सम° क-ख-घ-च ॥

च्छिंसि गब्भत्ताए वक्कंतं पासइ, पासित्ता हट्ठतुट्ठचित्तमाणंदिए णंदिए परमाणंदिए पीइमणे परमसोमणसिए हरिसवसविसप्पमाणहियए धाराहयनीवसुरहिकुसुमचंचुमालइयऊससियरोमकूवे[1] वियसियवरकमलनयणवयणे[2] पयलियवरकडगतुडियकेऊरमउडकुंडलहारविरायंतवच्छे[3] पालंबपलंबमाणघोलंतभूसणधरे ससंभमं तुरियं चवलं सुरिंदे सीहासणाओ अब्भुट्ठेइ, सीहासणाओ अब्भुट्ठित्ता पायपीढाओ पच्चोरुहइ, २ वेरुलियवरिट्ठरिट्ठअंजणनिउणोवियमिसिमिसिंतमणिरयणमंडियाओ पाउयातो[4] ओमुयइ, २ ओमुइत्ता एगसाडियं उत्तरासंगं करेइ, एगसाडियं उत्तरासंगं करित्ता अंजलिमउलियग्गहत्थे तित्थयराभिमुहे सत्तट्ठ पयाइं अणुगच्छइ, अणुगच्छित्ता वामं जाणुं अंचेइ, वामं जाणुं २ त्ता दाहिणं जाणुं धरणितलंसि साहट्टु तिक्खुत्तो मुद्धाणं धरणितलंसि निवेसेइ, तिक्खुत्तो मुद्धाणं धरणितलंसि निवेसित्ता ईसिं पच्चुण्णमइ, पच्चुण्णमित्ता कडगतुडियथंभियाओ भुयाओ साहरइ, कड २ त्ता करयलपरिग्गहियं सिरसावत्तं दसनहं मत्थए अंजलिं कट्टु एवं वयासी ॥ १५ ॥

नमो त्थु णं अरहंताणं भगवंताणं १ आइगराणं तित्थगराणं सयंसंबुद्धाणं २ पुरिसोत्तिमाणं पुरिससीहाणं पुरिसवरपुंडरियाणं पुरिसवरगंधहत्थीणं ३ लोगुत्तमाणं लोगनाहाणं लोगहियाणं लोगपईवाणं लोगपज्जोयगराणं ४ अभयदयाणं चक्खुदयाणं मग्गदयाणं सरणदयाणं जीवदयाणं बोहिदयाणं ५ धम्मदयाणं धम्मदेसयाणं धम्मनायगाणं धम्मसारहीणं धम्मवरचाउरंतचक्कवट्टीणं[6] ६ ⊢दीवो ताणं सरणं गई पइट्ठा,⊣[5] अप्पडिहयवरनाणदंसणधराणं वियट्टछउमाणं ७ जिणाणं जावयाणं तिन्नाणं तारयाणं बुद्धाणं बोहयाणं मुत्ताणं मोयगाणं ८ सव्वन्नूणं सव्वदरिसीणं

---

१ °मचुंचुमा° ख । °मचुंचमा° च ॥ २ °मलाणणनयणे ग-च-छ ॥ ३ °यकेयूर° क-च ॥ ४ °तो तोमु° क-घ ॥ ५ ⊢ ⊣ एतन्मध्यगतः पाठः क-घ नास्ति ॥ ६ °चक्कवट्टी° क-ख-छ ॥

सिवमयलमरुयमणंतमक्खयमव्वाबाहमपुणरावित्ति सिद्धिगइनामधेयं ठाणं संपत्ताणं नमो जिणाणं जियभयाणं १। नमो त्थु णं समणस्स भगवओ महावीरस्स आदिगरस्स चरिमतित्थयरस्स पुव्वतित्थयरनिद्दिट्ठस्स जाव संपाविउकामस्स, वंदामि णं भगवंतं तत्थगयं इहगए, पासउ मे भगवं तत्थगए इहगयं,–ति कट्टु समणं भगवं महावीरं वंदइ नमंसइ, २ सीहासणवरंसि पुरत्थाभिमुहे सन्निसन्ने ॥ १६ ॥

तए णं तस्स सक्कस्स देविंदस्स देवरन्नो अयमेयारूवे अज्झत्थिए चिंतिए पत्थिए मणोगए संकप्पे समुप्पज्जित्था–न एयं भूयं न एयं भव्वं न एयं भविस्सं, जं नं अरहंता वा चक्कवट्टी वा बलदेवा वा वासुदेवा वा अंतकुलेसु वा पंतकुलेसु वा तुच्छकुलेसु वा दरिद्दकुलेसु वा किविणकुलेसु वा भिक्खायकुलेसु वा माहणकुलेसु वा आयाइंसु वा आयाइंति वा आयाइस्संति वा, एवं खलु अरहंता वा चक्कवट्टी वा बलदेवा वा वासुदेवा वा उग्गकुलेसु वा भोगकुलेसु वा राइण्णकुलेसु वा इक्खागकुलेसु वा खत्तियकुलेसु वा हरिवंसकुलेसु वा अन्नतरेसु वा तहप्पगारेसु विसुद्धजातिकुलवंसेसु आयाइंसु वा ३ ॥ १७ ॥ अत्थि पुण एसे वि भावे लोगच्छेरयभूए अणंताहिं ओसप्पिणीउस्सप्पिणीहिं वीइक्कंताहिं समुप्पज्जति, (ग्रं. १००) नामगोत्तस्स वा कम्मस्स अक्खीणस्स अवेइयस्स अणिज्जिण्णस्स उदएणं जन्नं अरहंता वा चक्कवट्टी वा बलदेवा वा वासुदेवा वा अंतकुलेसु वा पंतकुलेसु वा तुच्छ० दरिद्द० भिक्खाग० किविणकुलेसु वा आयाइंसु वा ३, ⊢कुच्छिंसि गब्भत्ताए वक्कमिंसु वा वक्कमंति वा वक्कमिस्संति वा⊣, नो चेव णं जोणीजम्मणनिक्खमणेणं निक्खमिंसु वा निक्खमंति वा निक्खमिस्संति वा ॥ १८ ॥ ⊢अयं

१ °रावत्तियं सिद्धि° छ ॥ २ ⊢ ⊣ एतन्मध्यवर्त्ती पाठः अर्वाचीनादर्शेष्वेव दृश्यते ॥ ३ ⊢ ⊣ एतच्चिह्नमध्यवर्त्ति एकोनविंशतितम सूत्रमर्वाचीनेष्वेव पुस्तकादर्शेषु दृश्यते, तथापि प्रस्तुतवीरजिनानुलक्षिप्रसङ्गानुसन्धानार्थमतीवोपयोगीत्यनुपेक्षणीयमिदं सूत्रम् ॥

च णं समणे भगवं महावीरे जंबुद्दीवे दीवे भारहे वासे माहणकुंडग्गामे नयरे उसभदत्तस्स माहणस्स कोडालसगोत्तस्स भारियाए देवाणंदाए माहणीए जालंधरसगुत्ताए कुच्छिंसि गब्भत्ताए वक्कंते ॥१९॥ तं जीयमेयं तीयपचुप्पण्णमणागयाणं सक्काणं देविंदाणं देवराईणं अरहंते भगवंते तहप्पगारेहिंतो अंतकुलेहिंतो वा पंत० तुच्छ० दरिद्द० भिक्खाग० किविणकुलेहिंतो वा तहप्पगारेसु उग्गकुलेसु वा भोगकुलेसु वा राइन्न० नाय० खत्तिय० हरिवंस० अण्णतरेसु वा तहप्पगारेसु विसुद्धजातिकुलवंसेसु वा साहराविचए। तं सेयं खलु मम वि समणं भगवं महावीरं चरिमतित्थयरं पुव्वतित्थयरनिद्दिट्ठं माहणकुंडग्गामाओ नयराओ उसभदत्तस्स माहणस्स कोडालसगोत्तस्स भारियाए देवाणंदाए माहणीए जालंधरसगोत्ताए कुच्छीओ खत्तियकुंडग्गामे नयरे नायाणं खत्तियाणं सिद्धत्थस्स खत्तियस्स कासवगोत्तस्स भारियाए तिसलाए खत्तियाणीए वासिट्ठसगोत्ताए कुच्छिंसि गब्भत्ताए साहरावित्तए, जे वि य णं से तिसलाए खत्तियाणीए गब्भे तं पि य णं देवाणंदाए माहणीए जालंधरसगोत्ताए कुच्छिंसि गब्भत्ताए साहरावित्तए त्ति कट्टु एवं संपेहेइ, एवं संपेहित्ता हरिणेगमेसिं पायत्ताणियाहिवइं देवं सद्दावेइ, हरिणेगमेसिं० देवं सद्दावित्ता एवं वयासी ॥२०॥ एवं खलु देवाणुप्पिया! न एयं भूयं, न एयं भव्वं न एयं भविस्सं, जन्नं अरहंता वा चक्कवट्टी वा बलदेवा वा वासुदेवा वा अंत० पंत० किविण० दरिद्द० तुच्छ० भिक्खागकुलेसु वा आयाइंसु वा ३, एवं खलु अरहंता वा चक्क० बल० वासुदेवा वा उग्गकुलेसु वा भोगकुलेसु वा राइन्न० नाय० खत्तिय० इक्खाग० हरिवंसकुलेसु वा अन्नयरेसु वा तहप्पगारेसु विसुद्धजाइकुलवंसेसु आयाइंसु वा ३ ॥२१॥ अत्थि

१ वा फ्रं तहप्प० च ॥ २ वा फ्रुं अण्णत० च ॥ ३ अग्गाणिया० ग-छ ॥

पुण एस भावे लोगच्छेरयभूए अणंताहिं ओसप्पिणिउस्सप्पिणीहिं विइ-क्कंताहिं समुप्पज्जति, नामगोत्तस्स वा कम्मस्स अक्खीणस्स अवेइयस्स अणिज्जिन्नस्स उदएणं जन्नं अरहंता वा चक्कवट्टी वा बलदेवा वा वासुदेवा वा अंतकुलेसु वा पंतकुलेसु वा तुच्छकुलेसु वा किविणकुलेसु वा दरिद्द०भिक्खागकुलेसु वा आयाइंसु वा ३, नो चेव णं जोणीजम्मणनिक्खमणेणं निक्खमिंसु वा ३ ॥२२॥ अयं च णं समणे भयवं महावीरे जंबुद्दीवे दीवे भारहे वासे माहणकुंडग्गामे नयरे उसभदत्तस्स माहणस्स कोडालसगोत्तस्स भारियाए देवाणंदाए माहणीए जालंधरसगोत्ताए कुच्छिसि गब्भत्ताए वक्कंते ॥२३॥ तं जीयमेयं तीयपच्चुप्पण्णमणागयाणं सक्काणं देविंदाणं देवराईणं अरहंते भगवंते तहप्पगारेहिंतो वा अंत०पंत०तुच्छ०किविण०दरिद्द०वणीमग० जाव माहणकुलेहिंतो तहप्पगारेसु वा उग्गकुलेसु वा भोगकुलेसु वा राइन्न०नाय०खत्तिय०इक्खाग०हरिवंस०अण्णयरेसु वा तहप्पगारेसु विसुद्धजातिकुलवंसेसु साहराविक्तए ॥२४॥ तं गच्छ णं तुमं देवाणुप्पिया! समणं भगवं महावीरं माहणकुंडग्गामाओ नयराओ उसभदत्तस्स माहणस्स कोडालसगोत्तस्स भारियाए देवाणंदाए माहणीए जालंधरसगोत्ताए कुच्छीओ खत्तियकुंडग्गामे नयरे नायाणं खत्तियाणं सिद्धत्थस्स खत्तियस्स कासवसगोत्तस्स भारियाए तिसलाए खत्तियाणीए वासिट्ठसगोत्ताए कुच्छिसि गब्भत्ताए साहराहि, साहरित्ता मम एयमाणत्तियं खिप्पमेव पच्चप्पिणाहि ॥२५॥ तए णं से हरिणेगमेसी पायत्ताणियाहिवई देवे सक्केणं देविंदेणं देवरन्ना एवं वुत्ते समाणे हट्ठे जाव हयहियए करयल जाव त्ति कट्टु एवं जं देवो आणवेइ त्ति आणाए विणएणं वयणं पडि-

१ अग्गाणिया० ग-छ ॥

છે, એની ધખધખતી જલતી જ્વાલાઓને લીધે તે સુંદર લાગે છે, વળી, એની નાની મોટી ઝાળો–જ્વાલાઓ–નો સમૂહ એક બીજીમાં મળી ગયા જેવો જણાય છે તથા જાણે કે ઊંચે ઊંચે સળગતી ઝાળોવડે એ અગ્નિ કોઈ પણ ભાગમાં આકાશને પકવતો ન હોય એવો દેખાતો એ અતિશય વેગને લીધે ચંચળ દેખાય છે. તે ત્રિશલા માતા ચૌદમે સ્વપ્ને એવા અગ્નિને જુએ છે. ૧૪

૪૮ એ પ્રમાણે ઊપર વર્ણવ્યાં એવાં એ શુભ, સૌમ્ય, જોતાં પ્રેમ ઊપજે એવાં, સુંદર રૂપવાળાં–રૂપાળાં સ્વપ્નોને જોઇને, કમળની પાંખડી જેવાં નેત્રવાળાં અને હરખને લીધે અંગ ઊપરનું જેમનું રૂંવેરૂંવું ખડું થયેલ છે તેવાં દેવી ત્રિશલા માતા પોતાની પથારીમાં જાગી ગયાં.

જે રાતે મોટા જશવાળા અરિહંત—તીર્થંકર, માતાની કૂખમાં ગર્ભરૂપે આવે છે તે રાતે તીર્થંકરની બધી માતાઓ એ ચૌદે સ્વપ્નોને જુએ છે.

૪૯ ત્યાર પછી, આ એ પ્રકારના ઉદાર ચૌદ એવા મહાસ્વપ્નો જોઇને જાગેલી છતી તે ત્રિશલા ક્ષત્રિયાણી ભારે હરખ પામી, યાવત્ તેનું હૃદય આનંદને લીધે ધડકવા લાગ્યું તથા મેહની ધારાઓથી છંટાયેલ કદંબનું ફૂલ જેમ ખિલી ઉઠે તેમ તેણીનાં રૂંવેરૂંવાં આખા શરીરમાં ખિલી ઉઠયાં એવી એ ત્રિશલા રાણી પોતાને આવેલાં એ સ્વપ્નોને સાધારણ રીતે યાદ કરે છે, એ રીતે બરાબર યાદ કરીને પોતાની પથારીમાંથી ઉભાં થાય છે, ઉભાં થઇને પગ મૂકવાના પાદપીઠ—પાવઠા—ઊપર ઊતરે છે, ત્યાં ઊતરીને ધીમેધીમે અચપલપણે વેગ વગરની અને વિલંબ ન થાય એવી રાજહંસ સમાન ગતિએ ચાલતાં જ્યાં ક્ષત્રિય સિદ્ધાર્થનું શયન છે અને જ્યાં ક્ષત્રિય સિદ્ધાર્થ છે ત્યાં આવી પહોંચ્યાં, આવીને તે પ્રકારની કાનને મીઠી લાગે તેવી, પ્રીતિ પેદા કરે તેવી, મનને ગમે તેવી, મનને પસંદ પડે તેવી, ઉદાર, કલ્યાણરૂપ, શિવ–શાંતિ–કરનારી, ધન્યરૂપ, મંગલ કરનારી એવી સોહામણી રૂડી રૂડી તથા હૃદયંગમ, હૃદયને આલ્હાદ કરે તેવી, પ્રમાણસર મધુર અને મંજુલ ભાષાવડે વાતચિતો કરતાં કરતાં તેઓ ક્ષત્રિય સિદ્ધાર્થને જગાડે છે.

૫૦ ત્યાર પછી, ક્ષત્રિય સિદ્ધાર્થની અનુમતિ પામેલાં તે ત્રિશલા ક્ષત્રિયાણી વિવિધ પ્રકારનાં મણિ અને રત્નોને જડીને ભાતીગળ બનાવેલા–ચિત્રવાળા ભદ્રાસનમાં બેસે છે. બેસીને વિસામો લઈ ક્ષોભરહિત બની સુખાસનમાં સારી રીતે બેઠેલાં તે ક્ષત્રિયાણી સિદ્ધાર્થ ક્ષત્રિય પ્રત્યે તે તે પ્રકારની ઇષ્ટ યાવત્ મધુર ભાષાવડે વાત કરતાં કરતાં આ પ્રમાણે બોલ્યાં:

૫૧ ખરેખર એમ છે કે હે સ્વામી! આજે હું તેવા પ્રકારના ઉત્તમ બિછાનામાં સૂતીજાગતી પડી હતી, તેવામાં ચૌદ સ્વપ્નોને જોઇને જાગી ગઈ. તે ચૌદ સ્વપ્નો હાથી વૃષભ વગેરે હતાં. તો હે સામી! એ ઉદાર એવા ચૌદ મહાસ્વપ્નોનું કોઇ હું માનું છું તેમ કલ્યાણરૂપ વિશેષ પ્રકારનું ફળ હશે?

પર ત્યાર પછી, તે સિદ્ધાર્થ રાજા ત્રિશલા ક્ષત્રિયાણી પાસેથી એ વાત સાંભળીને સમજીને હર્ષવાળો અને સંતુષ્ટ ચિત્તવાળો થયો, આનંદ પામ્યો, તેના મનમાં પ્રીતિ થઇ, મન ઘણું પ્રસન્ન થઇ ગયું, હર્ષને લીધે તેનું હૃદય ધડકવા લાગ્યું અને મેહની ધારાથી છંટાયેલ કદંબના સુગંધી ફૂલની પેઠે તેનાં રોમ રોમ ઊભાં થઈ ગયાં. આ રીતે ખુબ રાજી થયેલો સિદ્ધાર્થ તે સ્વપ્નો વિશે એક સામટો સામાન્ય વિચાર કરે છે, તે સ્વપ્નો વિશે એક સામટો સામાન્ય વિચાર કરી પછી તે સ્વપ્નોનો નોખો નોખો વીગતથી વિચાર કરે છે, એ રીતે તે સ્વપ્નોનો નોખો નોખો વીગતથી વિચાર કરીને પછી તે પોતાની સ્વાભાવિક મતિસહિતના બુદ્ધિ વિજ્ઞાન વડે તે સ્વપ્નોના વિશેષ ફળનો નોખો નોખો નિશ્ચય કરે છે, તેમના વિશેષ ફળનો નોખો નોખો નિશ્ચય કરીને તેણે પોતાની ઈષ્ટ યાવત્ મંગળરૂપ, પરિમિત મધુર અને સોહામણી ભાષાવડે વાત કરતાં કરતાં ત્રિશલા ક્ષત્રિયાણીને આ પ્રમાણે કહ્યું:

૫૩ હે દેવાનુપ્રિયે! તમે ઉદાર સ્વપ્નો દીઠાં છે, હે દેવાનુપ્રિયે! તમે કલ્યાણરૂપ સ્વપ્નો દીઠાં છે, એ જ પ્રમાણે તમે જોયેલાં સ્વપ્નો શિવરૂપ છે, ધન્યરૂપ છે, મંગળરૂપ છે, ભારે સોહામણાં છે, એ તમે જોયેલાં સ્વપ્નો આરોગ્ય કરનારાં, તુષ્ટિ કરનારાં, દીર્ઘાયુષ્યનાં સૂચક અને કલ્યાણકારક છે. હે દેવાનુપ્રિયે! તમે મંગલ કરનારાં સ્વપ્નો દીઠાં છે. તે જેમકે; તમે જોયેલાં સ્વપ્નોથી આપણને હે દેવાનુપ્રિયે! અર્થનો લાભ થવો જોઈએ. હે દેવાનુપ્રિયે! ભોગનો લાભ થવો જોઈએ, પુત્રનો લાભ થવો જોઈએ એ જ રીતે સુખનો લાભ અને રાજ્યનો લાભ થવો જોઈએ. ખરેખર એમ છે કે હે દેવાનુપ્રિયે! તમે નવ મહિના બરાબર પૂરા થયા પછી અને તે ઉપર સાડાસાત રાતદિવસ વીત્યા પછી અમારા કુલમાં ધ્વજ સમાન, અમારા કુલમાં દીવા સમાન એ જ પ્રમાણે કુલમાં પર્વત સમાન અચળ, કુલમાં મુગટ સમાન, કુલમાં તિલક સમાન; કુલની કીર્તિ કરનાર, કુલનો બરાબર નિર્વાહ કરનાર, કુલમાં સૂરજ સમાન, કુલના આધારરૂપ, કુલની વૃદ્ધિ કરનાર, કુલનો જશ વધારનાર, કુલને છાંયો આપનાર વૃક્ષસમાન અને કુલની વિશેષ વૃદ્ધિ કરનાર, એવા પુત્રને જન્મ આપશો. વળી, તે જન્મનાર પુત્ર હાથેપગે સુકુમાળ, શરીરે અને પાંચે ઇંદ્રિયોથી પૂરો તથા જરાપણ ખોડ વગરનો હશે. તથા એ, શરીરનાં તમામ ઉત્તમ લક્ષણોથી એટલે હાથપગની રેખાઓ વગેરેથી અને વ્યંજનોથી એટલે તલ, મસ વગેરેથી યુક્ત હશે એના શરીરનું માન, વજન અને ઉંચાઈ એ પણ બધું બરાબર હશે તથા એ પુત્ર સર્વાંગે સુજાત, સુંદર, ચંદ્રસમાન સૌમ્યકાંતિવાળો, કાંત, પ્રિય લાગે એવો અને દર્શન કરવું ગમે એવો હશે અર્થાત્ હે દેવાનુપ્રિયે! તમે ઉપર વર્ણવ્યા તેવા ઉત્તમ પુત્રને જન્મ આપશો.

૫૪ વળી, તે પુત્ર જ્યારે પોતાનું બાળપણ પૂરું કરી ભણીગણી બરાબર ઘડાઈ તૈયાર થઈ યૌવન અવસ્થાએ પહોંચશે ત્યારે શૂર થશે, વીર થશે, પરાક્રમી થશે, એની પાસે વિશાળ સેના તથા વાહનો વિપુલ થશે, અને તમારો એ પુત્ર રાજ્યનો ધણી એવો રાજા થશે.

માટે હે દેવાનુપ્રિયે! તમે જે મહાસ્વપ્નો દીઠાં છે તે બધાં ભારે ઉત્તમ છે એમ કહીને યાવત્ બે વાર પણ અને ત્રણ વાર પણ એમ કહીને તે સિદ્ધાર્થ રાજા, ત્રિશલા ક્ષત્રિયાણીની ભારે પ્રશંસા કરે છે.

૫૫ ત્યાર પછી તે ત્રિશલા ક્ષત્રિયાણી સિદ્ધાર્થ રાજા પાસેથી એ વાત સાંભળી–સમજી ભારે હરખાણી, સંતોષ પામી યાવત તેનું હૃદય પ્રફુલ્લ થઈ ગયું અને તે હાથની બન્ને હથેળીની દશે નખ ભેગા થાય એ રીતે મસ્તકમાં શિરસાવર્ત કરવા સાથે અંજલિ કરીને આ પ્રમાણે બોલી:

૫૬ હે સામી! એ એ પ્રમાણે છે, હે સામી! એ તમે કહ્યું તે પ્રમાણે છે, હે સામી! તમારું કહેણુ સાચું છે, હે સામી! તમારું વચન સંદેહ વિનાનું છે, હે સામી! હું એ તમારા કથનને વાંછું છું, હે સામી! મેં તમારા એ કથનને તમારા મુખથી નીકળતાં જ સ્વીકારી લીધું છે, હે સામી! તમારું મને ગમતું એ કથન મેં ફરી ફરીને વાંછેલ છે, જેમ તમે સ્વપ્નોના એ અર્થને બતાવો છો તેમ એ સાચા છે; એમ કરીને ત્રિશલા ક્ષત્રિયાણી સ્વપ્નોના અર્થને સારી રીતે સ્વીકારે છે, એ પ્રમાણે સ્વપ્નોના અર્થને સારી રીતે સ્વીકારીને સિદ્ધાર્થ રાજાની રજા લઇ તે વિવિધ પ્રકારનાં જડેલાં મણિ અને રત્નોની ભાતવાળા અદ્ભુત ભદ્રાસન ઉપરથી ઊભી થાય છે, ઊભી થઇને ધીમે ધીમે અચપલપણે, ઉતાવળ વગરની, વિલંબ કર્યા વગરની રાજહંસની જેવી ચાલથી ચાલતી એવી તે ત્રિશલા ક્ષત્રિયાણી જ્યાં પોતાનું બિછાનું છે ત્યાં આવી પહોંચે છે, ત્યાં આવી તે એમ કહેવા લાગી:

૫૭ મને આવેલાં તે ઉત્તમ પ્રધાન મંગલરૂપ મહાસ્વપ્નો, બીજાં પાપસ્વપ્નો આવી જવાને લીધે નિષ્ફળ ન બને માટે મારે જાગતું રહેવું જોઈએ એમ કરીને તે, દેવ અને ગુરુજનને લગતી પ્રશંસાપાત્ર મંગલરૂપ ધાર્મિક અને સરસ વાતો વડે પોતાનાં એ મહાસ્વપ્નોની સાચવણુ માટે જાગતી જાગતી રહેવા લાગી છે.

૫૮ ત્યાર બાદ સિદ્ધાર્થ ક્ષત્રિય પ્રભાતના સમયમાં પોતાના કૌટુંબિક પુરુષોને સાદ દે છે, પોતાના કૌટુંબિક પુરુષોને સાદ દઇ તે આ પ્રમાણે બોલ્યો: હે દેવાનુપ્રિયે! આજે બહારની આપણી બેઠકને સવિશેષ રીતે જલદી સજાવવાની છે એટલે કે તેમાં સુગંધી પાણી છાંટવાનુ છે, બરાબર સાફ કરીને તેને લિંપવાની છે, ત્યાં ઉત્તમ સુગંધવાળાં પાંચ પ્રકારનાં પુષ્પો વેરવાનાં છે, કાળો અગર, ઉત્તમ કિંદરું અને તુર્કી ધૂપ સળગાવી તે આખી બેઠકને મઘમઘતી કરવાની છે તથા ઊંચે જતા સુગંધને લીધે તેને સુંદર બનાવવાની છે, જ્યાં ત્યાં સુગંધવાળાં ઉત્તમ ચૂર્ણો છાંટી તેને સુગંધ સુગંધ કરી મૂકવાની છે. જાણે કે એ, કોઈ સુગંધી વસ્તુની ગોટી–ગોળી જ હોય એવી તેને સજવાની છે; આ બધું ઝટપટ કરો, કરાવો અને કરીને તથા કરાવીને ત્યાં એક મોટું સિંઘાસણ મંડાવો, સિંઘાસણ મંડાવી તમે 'મેં જે જે કહ્યું છે તે બધું કરી નાખ્યું છે' એ રીતે મારી આ આજ્ઞા મને તરત જ પાછી વાળો.

૫૯ ત્યાર પછી, સિદ્ધાર્થ રાજાએ એ પ્રમાણે હુકમ કરેલા તે કૌટુંબિક પુરુષો રાજી રાજી થતા યાવત્ હૃદયમાં ઉલ્લાસ પામતા હાથ જોડીને યાવત્ અંજલિ કરીને 'સામી! જેવી આપની આજ્ઞા' એમ કરીને રાજાની આજ્ઞાને વિનયપૂર્વકના વચનથી સ્વીકારે છે, એ પ્રમાણે રાજાની આજ્ઞાને વિનયપૂર્વકના વચનથી સ્વીકારીને તેઓ સિદ્ધાર્થ ક્ષત્રિયની પાસેથી બહાર નીકળે છે, બહાર નીકળી જ્યાં બહારની બેઠક છે ત્યાં આવે છે, ત્યાં આવીને તરત જ એ બેઠકને સવિશેષપણે સજાવવા મંડી પડે છે એટલે કે તે બેઠકમાં સુગંધી પાણીને છાંટવાથી માંડીને મોટું સિંઘાસણ મંડાવવા સુધીની તમામ સજાવટ કરી નાખે છે અને એ બધી સજાવટ પૂરી કરીને તે કૌટુંબિક પુરુષો જ્યાં સિદ્ધાર્થ ક્ષત્રિય છે ત્યાં આવે છે, ત્યાં આવીને દશે નખ ભેગા થાય એ રીતે બન્ને હથેળીઓને ભેળી કરી માથા ઉપર શિરસાવર્ત સાથેની અંજલિ કરી સિદ્ધાર્થ ક્ષત્રિયની તે આજ્ઞા પાછી આપે છે એટલે હે સામી! અમે જેમ તમે ફરમાવેલું તેમ બધું કરી આવ્યા છિયે એમ કહે છે.

૬૦ પછી, વળતે દિવસે સવારના પહોરમાં જ્યારે પોયણાં કોમળપણે પાંદડીએ પાંદડીએ ખીલવા માંડયાં છે, હરણાંની આંખો કોમળપણે ધીરે ધીરે ઉઘડવા લાગી છે, ઊજળું પ્રભાત થવા આવ્યું છે, વળી, રાતા અશોકની પ્રભાના પુંજ સમાન, કેસુડાંના રંગ જેવો, પોપટની ચાંચ જેવો અને ચણોઠીના અડધા લાલરંગ જેવો લાલચોળ તથા મોટાં મોટાં જળાશયોમાં ઉગેલાં કમળોને ખિલવનાર હજાર કિરણોવાળો તેજથી ઝળહળતો દિનકર સૂર્ય ઊગી ગયો છે ત્યારે સિદ્ધાર્થ ક્ષત્રિય બિછાનામાંથી ઊભા થાય છે.

૬૧ બિછાનામાંથી ઊભા થઈને પાવઠા ઉપર ઉતરે છે, પાવઠા ઉપરથી ઊતરીને જ્યાં વ્યાયામશાળા છે ત્યાં આવે છે, ત્યાં આવીને વ્યાયામશાળામાં પ્રવેશ કરે છે, વ્યાયામશાળામાં પ્રવેશ કરીને અનેક પ્રકારના વ્યાયામો કરવા માટે શ્રમ કરે છે, શરીરને ચોળે છે, પરસ્પર એક બીજાનાં હાથ પગ વગેરે અંગોને મરડે છે, મલ્લયુદ્ધ કરે છે અને વિવિધ પ્રકારનાં આસનો કરે છે, એ રીતે શ્રમ કરીને આખે શરીરે અને હાથ પગ ડોક છાતી વગેરે અંગે અંગે થાકી ગયેલા તે સિદ્ધાર્થ ક્ષત્રિયને આખે શરીરે અને શરીરના અવયવે અવયવે પ્રીતિ ઉપજાવનારાં, સુંઘવા જેવાં સુગંધથી મઘમઘતાં, જઠરને તેજ કરનારાં, બળ વધારનારાં, માદક, માંસ વધારનારાં અને તમામ ઇંદ્રિયોને તથા તમામ ગાત્રોને સુખમાં તરબોળ કરે તેવાં, સોવાર અને હજારવાર પકવેલાં એવાં શતપાક સહસ્રપાક વગેરે અનેક જાતનાં ઉત્તમ સુગંધવાળાં તેલો ચોપડવામાં આવ્યાં, પછી તળાઇ ઉપર ચામડું પાથરીને તે ઉપર બેઠેલા સિદ્ધાર્થ ક્ષત્રિયને આખે શરીરે અને અવયવે અવયવે માલિશ કરવામાં નિપુણ, હાથે પગે સંપૂર્ણપણે કોમળ તળિયાંવાળા સુંવાળા, તેલ ચોપડવામાં, તેલની માલિશ કરવામાં, માલિશ કરેલું તેલ પરસેવા વાટે બહાર કાઢી નાખવામાં જે કાંઈ શરીરને ફાયદા છે તે તમામ ફાયદાના બરાબર જાણનારા, સમયના જાણકાર, કોઈપણ કાર્યને વિના વિલંબે કરનારા, શરીરે પટ્ઠા, કુશલ, બુદ્ધિવાળા અને થાકને જિતી ગયેલા એવા પુરુષોએ હાડકાંનાં સુખ માટે, માંસનાં સુખ માટે, ચામડીનાં સુખ

માટે તથા રોમેરોમમાં સુખ થાય એ માટે એ ચારે પ્રકારની સુખકર અંગસેવા થાય તે નિમિત્તે તેલ વગેરેથી માલિશ કરી અને સિદ્ધાર્થ ક્ષત્રિયનો તમામ થાક દૂર કરી નાખ્યો એટલે તે વ્યાયામશાળામાંથી બહાર નીકળે છે.

૬૨ વ્યાયામશાળામાંથી બહાર નીકળીને તે જ્યાં સ્નાનઘર છે ત્યાં આવે છે. ત્યાં આવીને સ્નાનઘરમાં પેસે છે, સ્નાનઘરમાં પેસીને મોતીથી ભરેલા અનેક જાળિયાંને લીધે મનોહર અને ભોંતળમાં વિવિધ મણિ અને રત્નો જડેલાં છે એવા રમણીય સ્નાન-મંડપની નીચે ગોઠવવામાં આવેલા વિવિધ મણિ અને રત્નોના જડતરને લીધે ભાતવાળા બનેલા અદ્દભુત સ્નાનપીઠ ઉપર સુખે બેઠેલા સિદ્ધાર્થ ક્ષત્રિયને ફૂલોના રસથી ભરેલાં એટલે અત્તર નાખેલાં પાણી વડે, ચંદન વગેરે નાખીને સુગંધવાળાં બનાવેલાં પાણી વડે, ઊનાં પાણી વડે, પવિત્ર તીર્થોમાંથી આણેલાં પાણી વડે અને ચોકખાં પાણી વડે કલ્યાણ-કારી ઉત્તમ રીતે સ્નાનવિધિ પ્રમાણે સ્નાન કરાવવામાં કુશળ પુરુષોએ નવરાવ્યો. તથા ત્યાં નાતી વખતે બહુપ્રકારનાં રક્ષા વગેરેનાં સેંકડો કૌતુક તેના શરીર ઉપર કરવામાં આવ્યાં એ રીતે કલ્યાણકારી ઉત્તમ પ્રકારનો સ્નાનવિધિ પૂરો થતાં રુંછડાંવાળા, સુંવાળા સુગંધિત રાતા અંગોછા વડે તેના શરીરને લુઇ નાખવામાં આવ્યું. પછી તેણે ચોકખું, ક્યાંય પણ ફાટ્યા તુટ્યા વિનાનું ઘણું કિંમતી ઉત્તમ વસ્ત્ર એટલે ધોતિયું પહેર્યું, શરીર ઉપર સરસ સુગંધિત ગોશીર્ષ ચંદનનો લેપ કર્યો, પવિત્ર માળા પહેરી તથા શરીર ઉપર કેસર મિશ્રિત સુગંધિત ચૂર્ણ છાંટ્યું, મણિથી જડેલાં સોનાનાં આભૂષણો પહેર્યાં એટલે અઢાર સરવાળો હાર, નવ સરો અર્ધહાર, ત્રણ સરવાળું ડોકિયું. લટકતું ઝૂમણું અને કેડમાં કંદોરો વગેરે પહેરીને એ સુશોભિત બન્યો, વળી, તેણે ડોકમાં આવનારાં તમામ ઘરેણાં પહેર્યાં, આંગળીમાં સુંદર વીંટીઓ પહેરી, ફૂલો ભરાવીને વાળને સુશોભિત બનાવ્યા, ઉત્તમકડાં અને બાજુબંધ પહેરવાથી તેની બન્ને ભુજાઓ સજ્જડ થઇ ગઇ; એ રીતે તે, અધિકરૂપને લીધે શોભાવાળો બન્યો, કુંડળો પહેરવાથી મુખ ચમકવા લાગ્યું, મુગટ મૂકવાથી માથું દીપતું થયું, હૃદય હારથી ઢંકાયેલું હોઇ તે સવિશેષ દેખાવડું થયું, વીંટીઓ પહેરવાથી પીળી લાગતી આંગળીઓ ચમકવા લાગી, આ બધું પહેર્યાં પછી તેણે લાંબા લટકતા કપડાનો બેસ પોતાના અંગ ઉપર સરસ રીતે નાખ્યો અને છેક છેલ્લે તે સિદ્ધાર્થ ક્ષત્રિયે નિપુણ કારીગરે બનાવેલા વિવિધ મણિ સુવર્ણ અને રત્નોથી જડેલાં વિમળ બહુમૂલાં, ચકચકતાં બનાવેલાં, મજબૂત સાંધાવાળાં ઉત્તમ પ્રકારનાં ઘણાં સુંદર વીરવલયો પહેર્યાં. વધારે વર્ણન શું કરવું? જાણે કે તે રાજા–સિદ્ધાર્થ ક્ષત્રિય–સાક્ષાત્ કલ્પવૃક્ષ જ હોય એમ અલંકૃત અને વિભૂષિત બન્યો. આવા સિદ્ધાર્થ રાજાના માથા ઉપર છત્રધરોએ કોરંટના ફૂલોની માળાઓ લટકાવેલું છત્ર ધર્યું અને સાથે જ તે ધોળાં ઉત્તમ ચામરોથી વીંજાવા લાગ્યો, તેને જોતાં જ લોકો 'જય જય' એવો મંગળનાદ કરવા લાગ્યા. એ રીતે સજ્જ થયેલો, અનેક ગણનાયકો, દંડનાયકો, રાજાઓ, ઇશ્વરો–યુવરાજો, રાજાએ પ્રસન્ન થઇને જેમને પટ્ટો બંધાવેલા છે તે તલવરો–રાજસ્થાનીય પુરુષો, મડંબના માલિકો, કૌટુંબિકો,

મંત્રીઓ, મહામંત્રીઓ, ગણકો, દ્વારપાળો, અમાત્યો, ચેટો, પીઠમર્દકો–મિત્ર જેવા સેવકો, કર ભરનારા નગરના લોકો, વેપારિઆ લોકો–વાણિયાઓ, શ્રીદેવીના છાપવાળો સોનાનો પટ્ટો માથા ઉપર પહેરનારા શેઠ લોકો, મોટા મોટા સાર્થવાહ લોકો, દૂતો અને સંધિપાળોથી વીંટાયેલો જાણે કે ધોળા મહામેઘમાંથી ચંદ્ર નીકળ્યો હોય તેમ તથા ગ્રહો, દીપતાં નક્ષત્રો અને તારાઓ વચ્ચે જેમ ચંદ્ર દીસતો લાગે તેમ તે તમામ લોકોની વચ્ચે દીસતો લાગતો, ચંદ્રની પેઠે ગમી જાય એવો દેખાવડો તે રાજા સ્નાનઘરમાંથી બહાર નીકળ્યો.

૬૩ સ્નાનઘરમાંથી બહાર નીકળીને જ્યાં બહારની બેઠક છે ત્યાં તે આવ્યો, ત્યાં આવીને સિંહાસણ ઉપર પૂર્વદિશામાં મુખ રહે એ રીતે બેઠો, બેસીને પોતાથી ઉત્તરપૂર્વના દિશાભાગમાં એટલે ઇશાન ખૂણામાં તેણે ધોળાં કપડાંથી ઢંકાયેલાં તથા જેમની ઉપર સરસવ વેરીને માંગલિક ઉપચાર કરવામાં આવેલ છે એવાં આઠ ભદ્રાસનો મંડાવ્યાં, એમ આઠ ભદ્રાસનો મંડાવીને પછી વળી, પોતાથી બહુ દૂર તેમ બહુ નજિક નહીં એમ વિવિધ મણિ અને રત્નોથી ભરેલો ભારે દેખાવડો મહામૂલો, ઉત્તમનગરમાં બનેલો અથવા ઉત્તમ વીંટણામાંથી બહાર નીકળેલો, પારદર્શક–આરપાર દેખાય એવા આછા કપડામાંથી નીપજાવેલો, સેંકડો ભાતવાળો, વિવિધ ચિત્રોવાળો એટલે વૃક બળદ ઘોડો પુરુષ મગર પક્ષી સાપ કિંનર વિશેષ પ્રકારનો મૃગ અષ્ટાપદ ચમરી ગાય હાથી વનલતા અને કમળવેલ વગેરેની ભાતવાળાં ચિત્રોવાળો એવો બેઠકની અંદર એક પડદો તણાવે છે, એવો પડદો તણાવીને પડદાની અંદર વિવિધ મણિ અને રત્નોથી જડેલું ભાતવાળું અદ્ભુત, તકિયો અને સુંવાળી કોમળ ગાદીવાળું, ધોળાં કપડાંથી ઢાંકેલું, ઘણું કોમળ, શરીરને સુખકારી સ્પર્શવાળું ઉત્તમ પ્રકારનું એક ભદ્રાસન ત્રિશલા ક્ષત્રિયાણીને બેસવા માટે મંડાવે છે.

૬૪ એવું ભદ્રાસન મંડાવીને તે સિદ્ધાર્થ ક્ષત્રિય કૌટુંબિક પુરુષોને બોલાવે છે, કૌટુંબિક પુરુષોને બોલાવીને તે આ પ્રમાણે બોલ્યોઃ હે દેવાનુપ્રિયો! તમે તરત જ જાઓ અને જેઓ અષ્ટાંગમહાનિમિત્તનાં શાસ્ત્રોના અર્થના પારગામી છે, વિવિધ શાસ્ત્રોમાં કુશળ છે તેવા સ્વપ્નલક્ષણપાઠકોને એટલે સ્વપ્નોનું ફળ કહી શકે તેવા પંડિતોને બોલાવી લાવો.

૬૫ ત્યારપછી સિદ્ધાર્થ રાજાએ જેમને ઉપર કહ્યો એ પ્રમાણેનો હુકમ ફરમાવેલ છે એવા તે કૌટુંબિક પુરુષો રાજી થયા અને તેમનું હૃદય પ્રફુલ્લિત થયું તથા તેઓ બે હાથ જોડીને રાજાની આજ્ઞાને વિનયનું વચન બોલીને સ્વીકારે છે, એ પ્રમાણે રાજાની આજ્ઞાને સ્વીકારીને તેઓ સિદ્ધાર્થ ક્ષત્રિયની પાસેથી નીકળ્યા, નીકળીને તેઓ કુંડગ્રામ નગરની વચ્ચોવચ્ચ થતા જ્યાં સ્વપ્નલક્ષણપાઠકોનાં ઘરો છે ત્યાં આવે છે, ત્યાં આવીને તેઓ સ્વપ્નલક્ષણપાઠકોને બોલાવે છે.

૬૬ ત્યારપછી સિદ્ધાર્થ ક્ષત્રિયના કૌટુંબિક પુરુષોએ બોલાવેલા તે સ્વપ્નલક્ષણપાઠકો હર્ષવાળા થયા, તોષવાળા થયા અને યાવત્ રાજી રાજી થવાથી તેમનું હૃદય વેગવાળું

બન્યું. તે સ્વપ્નલક્ષણપાઠકો ન્હાયા, બલિકર્મ કર્યું, તેમણે અનેક કૌતુકો એટલે ટીલાંટપકાં અને મંગલકર્મો–પ્રાયશ્ચિત્તો કર્યાં.

પછી તેમણે ચોકખાં અને બહાર જવાનાં એટલે રાજસભા વગેરેમાં જવા સારુ પહેરવા જેવાં મંગલરૂપ ઉત્તમ વસ્ત્રો પહેર્યાં, વજનમાં ભારે નહીં પણ કિંમતમાં ભારે–મોઘાં ઘરેણાં પહેરીને તેઓએ શરીરને શણગાર્યું અને માથા ઉપર ધોળા સરસવ તથા ધરોને શુકન માટે મૂકીને તે સ્વપ્નલક્ષણપાઠકો પોતપોતાના ઘરોમાંથી બહાર નીકળે છે.

૬૭ બહાર નીકળીને તેઓ ક્ષત્રિયકુંડગ્રામ નામના નગરની વચ્ચોવચ્ચ થતા જ્યાં સિદ્ધાર્થ રાજાના ઉત્તમ ભવનનું પ્રવેશદ્વાર છે ત્યાં આવે છે, ત્યાં આવીને તેઓ બધા ભેગા થાય છે, તેઓ બધા ભેગા થઇ ગયા પછી જ્યાં બહારની બેઠક છે અને જ્યાં સિદ્ધાર્થ ક્ષત્રિય છે ત્યાં તેઓ આવે છે, તેઓ ત્યાં આવીને પોતપોતાના બન્ને હાથ જોડી અંજલિ કરીને સિદ્ધાર્થ ક્ષત્રિયને 'જય થાઓ વિજય થાઓ' એમ બોલીને વધાવે છે.

૬૮ ત્યારપછી સિદ્ધાર્થ રાજાએ તે સ્વપ્નલક્ષણપાઠકોને વંદન કર્યું, તેમનાં પૂજન સત્કાર અને સંમાન કર્યાં પછી તેઓ તેમને માટે અગાઉથી ગોઠવી રાખેલાં એક એક ભદ્રાસનમાં બેસી જાય છે.

૬૯ પછી સિદ્ધાર્થ ક્ષત્રિય ત્રિશલા ક્ષત્રિયાણીને પડદામાં બેસાડે છે, બેસાડીને હાથમાં ફૂલફળ લઇને વિશેષ વિનય સાથે તે સ્વપ્નલક્ષણપાઠકોને સિદ્ધાર્થ ક્ષત્રિયે આ પ્રમાણે કહ્યું:

હે દેવાનુપ્રિયો! ખરેખર એમ છે કે આજે ત્રિશલા ક્ષત્રિયાણી તેવા ઉત્તમ બિછાનામાં સૂતી જાગતી ઉંઘતી ઉંઘતી પડેલી હતી તે વખતે આ આ પ્રકારનાં ઉદાર–મોટાં ચૌદ મહાસ્વપ્નોને જોઇને તે જાગી ગઈ. તે જેમકે; હાથી વૃષભ વગેરેનાં સ્વપ્નો હતાં. તો હે દેવાનુપ્રિયો! એ ઉદાર ચૌદ મહાસ્વપ્નોનું હું માનું છુ કે કોઈ વિશેષ પ્રકારનું કલ્યાણકારી ફળ થવું જોઇએ.

૭૦ ત્યારપછી તે સ્વપ્નલક્ષણપાઠકો સિદ્ધાર્થ ક્ષત્રિય પાસેથી એ હકીકત સાંભળીને સમજીને રાજી રાજી થયા અને તેમનું હૃદય પણ પ્રપુલ્લ બન્યું. તેઓએ એ સ્વપ્નોને પ્રથમ તો સાધારણપણે સમજી લીધાં, પછી તેઓ તેમના વિશે વિશેષ વિચાર કરવા લાગ્યા, એમ કરીને તેઓ પરસ્પર એક બીજા એ વિશે વાતચીત કરવા લાગ્યા–એક બીજાનો મત પૂછવા જાણવા લાગ્યા. એમ કર્યા પછી તેઓ તે સ્વપ્નોનો અર્થ પામી ગયા, તે સ્વપ્નોનો અર્થ તેઓ એક બીજા પરસ્પર જાણી ગયા, એ વિશે એક બીજાએ પરસ્પર પૂછી લીધું, નિશ્ચય ઉપર આવી ગયા અને તે બધા એ સ્વપ્નો વિશે

એક મત થઈ પાકા નિશ્ચય ઉપર આવી ગયા. પછી તેઓ સિદ્ધાર્થ રાજાની સામે સ્વપ્ન શાસ્ત્રોનાં પ્રમાણભૂત વચનો બોલતા બોલતા સિદ્ધાર્થ ક્ષત્રિયને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ

૭૧ હે દેવાનુપ્રિય! ખરેખર એમ છે કે અમારાં સ્વપ્નશાસ્ત્રમાં બેંતાળીશ સ્વપ્નો કહેલાં છે, તથા ત્રીશ મોટાં સ્વપ્નો કહેલાં છે, એમ બધાં મળીને બહોંતેર સ્વપ્નો જણાવેલાં છે. તેમાંથી હે દેવાનુપ્રિય! અરહંતની માતાઓ અને ચક્રવર્તીની માતાઓ જ્યારે અરહંત ગર્ભમાં આવેલા હોય છે અને ચક્રવર્તી ગર્ભમાં આવેલા હોય છે ત્યારે એ ત્રીશ મોટાં સ્વપ્નોમાંથી આ ચૌદ મોટાં સ્વપ્નોને જોઇને જાગી જાય છે. તે જેમકે, પહેલો હાથી અને બીજો વૃષભ વગેરે.

૭૨ વાસુદેવની માતાઓ વળી જ્યારે વાસુદેવ ગર્ભમાં આવેલ હોય છે ત્યારે એ ચૌદ મોટાં સ્વપ્નોમાંથી ગમે તે સાત મોટાં સ્વપ્નોને જોઇને જાગી જાય છે.

૭૩ વળી, બળદેવની માતાઓ જ્યારે બળદેવ ગર્ભમાં આવેલ હોય છે ત્યારે એ ચૌદ મોટાં સ્વપ્નોમાંથી ગમે તે ચાર મોટાં સ્વપ્નોને જોઇને જાગી જાય છે.

૭૪ માંડલિક રાજાની માતાઓ વળી, જ્યારે માંડલિક રાજા ગર્ભમાં આવેલ હોય છે ત્યારે એ ચૌદ મોટાં સ્વપ્નોમાંથી ગમે તે એક મહાસ્વપ્નને જોઇને જાગી જાય છે.

૭૫ હે દેવાનુપ્રિય! ત્રિશલા ક્ષત્રિયાણીએ આ એ ચૌદ મહાસ્વપ્નો જોયેલાં છે તો હે દેવાનુપ્રિય! ત્રિશલા ક્ષત્રિયાણીએ એ ઉદાર સ્વપ્નો જોયાં છે, હે દેવાનુપ્રિય! ત્રિશલા ક્ષત્રિયાણીએ યાવત્ મંગલકારક સ્વપ્નો જોયાં છે. તો જેમકે; હે દેવાનુપ્રિય! અર્થનો લાભ થવાનો, હે દેવાનુપ્રિય! ભોગનો લાભ થવાનો, હે દેવાનુપ્રિય! પુત્રનો લાભ થવાનો, હે દેવાનુપ્રિય! સુખનો લાભ થવાનો, હે દેવાનુપ્રિય! રાજ્યનો લાભ થવાનો, હે દેવાનુપ્રિય! એમ ખરેખર છે કે ત્રિશલા ક્ષત્રિયાણી નવ માસ બરાબર પૂરા થયા પછી અને તે ઉપર સાડાસાત દિવસ વીતી ગયા પછી તમારા કુલમાં ધ્વજ સમાન, કુલમાં દીવા સમાન, કુલમાં પર્વત સમાન, કુલમાં મુગટ સમાન, કુલમાં તિલક સમાન તથા કુલની કીર્તિ વધારનાર, કુલમાં સમૃદ્ધિ લાવનાર, કુલનો જશ ફેલાવનાર, કુલના આધાર સમાન, કુલમાં વૃક્ષ સમાન અને કુલની વિશેષ વૃદ્ધિ કરનાર એવા તથા હાથે પગે સુકુમાળ, પૂરેપૂરી પાંચ ઇંદ્રિયોવાળા શરીરથી યુક્ત–જરા પણ ખોડખાંપણ વિનાના, લક્ષણ વ્યંજન અને ગુણોથી યુક્ત, માન વજન અને ઊંચાઈમાં પૂરેપૂરા, સર્વાંગસુંદર, ચંદ્ર સમાન સૌમ્ય આકારવાળા, મનોહર, જોતાં જ ગમી જાય તેવા સુંદર રૂપવાળા પુત્રને જનમ આપશે.

૭૬ વળી, તે પુત્ર પણ બાળપણ વીતાવ્યા પછી જ્યારે ભણીગણીને પરિપક્વ જ્ઞાનવાળો થશે અને યૌવનને પામેલો હશે ત્યારે એ શૂરો વીર અને ભારે પરાક્રમી થશે,

એની પાસે વિશાળ વિસ્તારવાળાં સેના અને વાહનો હશે અને તે, ચારે સમુદ્રના છેડાથી સુશોભિત એવા આ ભૂમંડળનો ચક્રવર્તી રાજ્યપતિ રાજા થશે. અથવા ત્રણલોકનો નેતા, ધર્મનો ચક્રવર્તી–ધર્મચક્ર પ્રવર્તાવનાર એવો જિન થશે. તો હે દેવાનુપ્રિય! ત્રિશલા ક્ષત્રિયાણીએ ઉદાર સ્વપ્નો જોયેલાં છે યાવત્ હે દેવાનુપ્રિય! એ સ્વપ્નો આરોગ્ય કરનારાં, તુષ્ટિ કરાવે એવાં, દીર્ઘ આયુષ્યનાં સૂચક, કલ્યાણ અને મંગળ કરનારાં એવાં ત્રિશલા ક્ષત્રિયાણીએ જોયેલાં છે.

૭૭ ત્યાર પછી તે સિદ્ધાર્થ રાજા તે સ્વપ્નલક્ષણપાઠકો પાસેથી સ્વપ્નોને લગતી એ વાતને સાંભળીને સમજીને રાજી રાજી થઈ ગયો, ખુબ તુષ્ટિ પામ્યો અને હર્ષને લીધે એનું હૃદય ધડકવા લાગ્યું. તેણે પોતાના બન્ને હાથ જોડીને તે સ્વપ્નલક્ષણપાઠકોને આ પ્રમાણે કહ્યું:

૭૮ હે દેવાનુપ્રિયો! જે તમે કહેલ છે એ એમ જ છે, તે પ્રકારે જ છે, એમાં કશી વિતથા નથી જ. હે દેવાનુપ્રિયો! તમારું એ કથન અમે ઇચ્છેલું જ હતું, સ્વીકારેલું જ હતું, તમારું એ કથન અમને ગમે એવું જ થયું છે અને અમે એને બરાબર એ રીતે કબુલ કરેલ છે, હે દેવાનુપ્રિયો! એ વાત સાચી છે જે તમોએ કહેલી છે, એમ કરીને તે, એ સ્વપ્નોને લગતી કહેલી બધી હકીકતને વિનય સાથે સારી રીતે સ્વીકારે છે, એમ સ્વીકારીને તે સ્વપ્નલક્ષણપાઠકોનો તેણે ઘણો આદર સત્કાર કર્યો એટલે તેમને વિપુલ ભોજન આપ્યું.

પુષ્પો, સુગંધી ચૂર્ણો, વસ્ત્રો, માળાઓ, ઘરેણાં વગેરે આપીને તેમનો ભારે સત્કાર કર્યો, સંમાન કર્યું, એમ સત્કાર સંમાન કરીને તેણે તેમને આખી જીંદગી સુધી પહોંચે એવું ભારે પ્રીતિદાન આપ્યું, એવું જીંદગી સુધી પહોંચે એવું ભારે પ્રીતિદાન આપીને તેણે તે સ્વપ્નલક્ષણપાઠકોને માનભરી વિદાય આપી.

૭૯ પછી તે સિદ્ધાર્થ ક્ષત્રિય પોતાના સિંઘાસણ ઉપરથી ઉભો થાય છે, સિંઘાસણ ઉપરથી ઉભો થઇને જ્યાં ત્રિશલા ક્ષત્રિયાણી પડદામાં બેઠેલા છે ત્યાં આવે છે. ત્યાં આવીને તેણે ત્રિશલા ક્ષત્રિયાણીને આ પ્રમાણે કહ્યું:

૮૦ 'હે દેવાનુપ્રિયે!' એમ કહીને સ્વપ્નશાસ્ત્રમાં બેતાળીશ સ્વપ્નો કહેલાં છે ત્યાંથી માંડીને 'માંડલિક રાજા ગર્ભમાં આવેલો હોય ત્યારે તેની માતા એ ત્રીશ મહાસ્વપ્નોમાંનું ગમે તે એક મહાસ્વપ્ન જોઇને જાગી જાય છે' ત્યાં સુધીની જે બધી હકીકત એ સ્વપ્નલક્ષણપાઠકોએ કહેલી હતી તે બધી ત્રિશલા ક્ષત્રિયાણીને કહી સંભળાવે છે.

૮૧ વળી, હે દેવાનુપ્રિયે! તમે તો આ ચૌદ મહાસ્વપ્નો જોયેલાં છે, તો 'એ બધાં સ્વપ્નો ભારે મોટાં છે' ત્યાંથી માંડીને 'તમે ત્રણ લોકનો નાયક, ધર્મચક્રને

પ્રવર્તાવનાર એવા જિન થનાર પુત્રને જનમ આપશો' ત્યાં સુધીની તમામ હકીકત ત્રિશલા ક્ષત્રિયાણીને કહી બતાવે છે.

૮૨ ત્યાર પછી તે ત્રિશલા ક્ષત્રિયાણી સિદ્ધાર્થ રાજા પાસેથી એ વાતને સાંભળીને સમજીને ખુશખુશાલ થઈ ગઈ, ભારે સંતોષ પામી અને રાજીરાજી થવાથી તેનું હૃદય ધડકવા લાગ્યું. પછી તે, પોતાના બન્ને હાથ જોડીને યાવત્ તે સ્વપ્નોના અર્થને સારી રીતે સ્વીકારે છે.

૮૩ સ્વપ્નોના અર્થને સારી રીતે સ્વીકારીને પછી સિદ્ધાર્થ રાજાની રજા મેળવી તેણી વિવિધ મણિ અને રત્નના જડતરને લીધે ભાતિગળ બનેલા અદ્ભુત ભદ્રાસન ઉપરથી ઉભી થાય છે, ઉભી થઇને ઉતાવળ વિના, ચપળતારહિતપણે, વેગ વગર, વિલંબ ન થાય એ રીતે રાજહંસ જેવી ગતિએ તેણી જ્યાં પોતાનું ભવન છે ત્યાં આવે છે, ત્યાં આવીને તેણીએ પોતાના ભવનમાં પ્રવેશ કર્યો.

૮૪ જ્યારથી માંડીને શ્રમણ ભગવાન મહાવીરને તે જ્ઞાતકુળમાં લાવવામાં આવ્યા છે, ત્યારથી વૈશ્રમણને-કુબેરને-તાબે રહેનારા તિર્યગ્લોકમાં વસનારા ઘણા જૃંભક દેવો ઇંદ્રની આજ્ઞાને લીધે જે આ જુનાં પુરાણાં મહાનિધાનો મળી આવે છે તે તમામને લાવી લાવીને સિદ્ધાર્થ રાજાના ભવનમાં ઠલવવા લાગ્યા. મળી આવતાં જુનાં પુરાણાં મહાનિધાનોની-મોટા મોટા ધનભંડારોની-હકીકત આ પ્રમાણે છેઃ એ ધનભંડારોનો હાલ કોઈ ધણીધોરી રહ્યો નથી, એ ધનભંડારોમાં હવે કોઈ વધારો કરનાર રહ્યું નથી, એ ધનભંડારો જેમનાં છે તેમનાં ગોત્રોનો પણ કોઈ હવે હયાત રહ્યો જણાતો નથી તેમ તેમનાં ઘરો પણ પડી ખંડેર પાદર થઈ ગયા જેવાં છે, એ ધનભંડારોનાં સ્વામીઓનો ઉચ્છેદ જ થઈ ગયેલ છે, એ ધનભંડારોમાં હવે કોઈ વધારો કરનારાનો પણ ઉચ્છેદ જ થઈ ગયેલ છે અને એ ધનભંડારોના માલિકોનાં ગોત્રોનો પણ ઉચ્છેદ થઇ ગયો છે તથા તેમના ઘરોનું પણ નામનિશાન સુદ્ધાં રહ્યું જણાતું નથી. એવા ધનભંડારો ક્યાંય ગામડાઓમાં, ક્યાંય આગરોમાં-ખાણોમાં, ક્યાંય નગરોમાં, ક્યાંય ખેડાઓમાં-ધૂળિયા ગઢવાળાં ગામોમાં, ક્યાંય નગરની હારમાં ન શોભે એવાં ગામોમાં, ક્યાંય જેમની આસપાસ ચારે બાજુ બબે ગાઉમાં જ કોઇ ગામ હોય છે એવા ગામડાઓમાં-મડંબોમાં, ક્યાંય જ્યાં જળમાર્ગ છે અને સ્થળમાર્ગ પણ છે એવા બંદરોમાં-દ્રોણમુખોમાં, ક્યાંય એકલો જળમાર્ગ કે સ્થળમાર્ગ છે એવાં પાટણોમાં, ક્યાંય આશ્રમોમાં એટલે તીર્થસ્થાનોમાં કે તાપસના મઠોમાં, ક્યાંય ખળાઓમાં અને ક્યાંય સંનિવેશોમાં-મોટા મોટા પડાવોનાં સ્થાનોમાં દટાયેલાં હોય છે. વળી, એ ધનભંડારો ક્યાંય સિંગોડાના ઘાટના રસ્તાઓમાં દટાએલા જડે છે, ક્યાંય તરભેટાઓમાં, ક્યાંય ચાર રસ્તા ભેગાં થાય એવા ચોકોમાં, ક્યાંય ચારે બાજુ ખુલ્લી હોય એવાં ચતુર્મુખ સ્થળોમાં એટલે દેવળોનાં કે છત્રીઓનાં સ્થાનોમાં, મોટા મોટા ધોરી રસ્તાઓમાં, ઉજ્જડ ગામડાઓની જગ્યાઓમાં, ઉજ્જડ નગરોની જગ્યાઓમાં,

ગર્મિની અને નગરની ખાળાવાળી જગ્યામાં, હાટો–દુકાનો–જ્યાં હોય તે જગ્યાએ, દેવળો, ચોરાઓ, પાણી પીવાની પરબો અને બાગબગીચાઓની જગ્યાઓમાં, તથા ઉજાણી કરવાની જગ્યાઓમાં, વનોમાં, વનખંડોમાં, મસાણોમાં, સૂનાં ઘરોમાં, પર્વતની ગુફાઓમાં, શાંતિઘરોમાં એટલે કે જ્યાં બેસીને શાંતિકર્મ કરવામાં આવે છે તેવાં સ્થળોમાં, પર્વતમાં કોરી કાઢેલાં લેણોમાં, સભા ભરવાની જગ્યાઓમાં અને જ્યાં ખેડુતો રહે છે એવાં ઘરોવાળી જગ્યાએ દટાયેલાં હોય છે. તે તમામ ધનભંડારોને જૃંભક દેવો તે તે જગ્યાએથી ખોળી કાઢી લાવીને સિદ્ધાર્થ રાજાના ભવનમાં ઠલવે છે—મૂકે છે.

૮૫ વળી, જે રાત્રે શ્રમણ ભગવાન મહાવીર જ્ઞાતકુળમાં લાવવામાં આવ્યા તે રાતથી આખું જ્ઞાતકુળ રૂપાથી વધવા માંડયું, સોનાથી વધવા માંડયું, ધનથી, ધાન્યથી, રાજ્યથી, રાષ્ટ્રથી, સેનાથી, વાહનથી, ભંડારોથી, કોઠારોથી, નગરથી, અંતઃપુરથી, જનપદથી અને જશકીર્તિથી વધવા લાગ્યું તેમ જ વિપુલ–બહોળાં ધન–ગોકુળ વગેરે, કનક, રતન, મણિ, મોતી, દક્ષિણાવર્તશંખ, રાજપટ્ટો–શિલા, પરવાળાં, રાતાં રતન–માણેક એવાં ખરેખરાં સાચુકલાં ધન વગેરે એ જ્ઞાતકુળમાં વધવા લાગ્યાં અને જ્ઞાતકુળમાં પરસ્પર પ્રીતિ આદર સત્કાર-પણ ઘણો ઘણો ખુબ વધવા માંડયો.

૮૬ ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીરના માતાપિતાના મનમાં આ આ પ્રકારે વિચાર ચિંતવન અભિલાષરૂપ મનોગત સંકલ્પ આવ્યો કે, જ્યારથી અમારો આ દીકરો કૂખમાં ગર્ભપણે આવેલ છે ત્યારથી અમે હિરણ્ય–ચાંદી–થી વધિયે છિયે, સોનાથી વધિયે છિયે, એ જ રીતે ધનથી, ધાન્યથી, રાજ્યથી, રાષ્ટ્રથી, સેનાથી, વાહનોથી, ધનભંડારથી, કોઠારથી, પુરથી, અંતઃપુરથી, જનપદથી તથા જશકીર્તિથી વધિયે છિયે તથા બહોળાં ધન, કનક, રતન, મણિ, મોતી, શંખો, શિલા, પરવાળાં અને માણેક વગેરે ખરેખરું સાચું ધન અમારે ત્યાં વધવા માંડયું છે તથા અમારા આખા જ્ઞાતકુળમાં પરસ્પર એક બીજામાં પ્રીતિ ખુબ ખુબ વધી ગઈ છે અને એક બીજા તરફનો આદર સત્કાર પણ ભારે વધવા લાગ્યો છે તેથી જ્યારે અમારો આ દીકરો જનમ લેશે ત્યારે અમે આ દીકરાનું એ બધી વૃદ્ધિને મળતું આવે એવું, એના ગુણોને અનુસરતું, એના ગુણોથી ઉપજાવેલું એવું નામ વર્ધમાન (વર્ધમાન એટલે વધતો વધતો) કરીશું.

૮૭ ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીર માતા તરફ પોતાની ભક્તિ બતાવવા માટે એટલે ગર્ભમાં પોતે હલેચલે તો માતાને દુઃખ થાય એમ સમજી માતાને પોતાના હલનચલનથી દુઃખ ન થાય તે માટે નિશ્ચલ થઈ ગયા, જરા પણ હલતા બંધ થઇ ગયા, અકંપ બની ગયા, એમણે પોતાનાં અંગો અને ઉપાંગો સંકોડી લીધાં અને એ રીતે એ, માતાની કૂખમાં પણ અત્યંત ગુપ્ત થઇને રહેવા લાગ્યા.

૮૮ ત્યાર પછી તે ત્રિશલા ક્ષત્રિયાણીના મનમાં આ આ પ્રકારનો વિચાર આવ્યો કે મારો તે ગર્ભ હરાઇ ગયો છે, મારો તે ગર્ભ મરી ગયો છે. મારો તે ગર્ભ ચુઈ ગયો

છે, અને મારો તે ગર્ભ ગળી ગયો છે. કારણ, કે મારો એ ગર્ભ પહેલાં હલતો હતો હવે હલતો નથી. એમ વિચારીને તે કલુષિત વિચારવાળી ચિંતા ને શોકના દરિયામાં ડૂબી ગઈ. હથેળી ઉપર મોઢું રાખીને આર્તધ્યાનને પામેલી તે ભૂમિ ઉપર નીચી નજર કરીને ચિંતા કરવા લાગી છે. અને તે સિદ્ધાર્થ રાજાનું આખું ઘર પણ શોક છાએલું થઈ ગયું છે. એટલે કે જ્યાં પહેલાં મૃદંગો, વીણાઓ વગેરે વાદ્યો વાગતાં હતાં, લોકો રાસ લેતા હતા, નાટકીયાઓ નાટક કરતા હતા, બધે વાહ વાહ થઈ રહી હતી, ત્યાં હવે બધું સૂમસામ થઈ ગયું છે, અને એ આખું ઘર ઉદાસ થઈ ગયેલું રહે છે.

૮૯ ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીર માતાના મનમાં થયેલો આ આ પ્રકારનો વિચાર–ચિંતવન–અભિલાષારૂપ–મનોગત–સંકલ્પ–જાણીને પોતે પોતાના શરીરના એક ભાગથી કંપે છે.

૯૦ ત્યાર પછી તે ત્રિશલા ક્ષત્રિયાણી રાજી રાજી થઇ ગઇ, તુષ્ટ થઇ ગઇ અને રાજી થવાને લીધે એનું હૃદય ધડકવા લાગ્યું, એવી રાજી થયેલી તે આ પ્રમાણે બોલી ખરેખર મારો ગર્ભ હરાયો નથી, યાવત્ મારો ગર્ભ ગળ્યો પણ નથી, મારો ગર્ભ પહેલાં હલતો નહોતો તે હવે હલવા લાગ્યો છે. એમ કરીને તે ખુશ થયેલી અને સંતોષ પામેલી ત્રિશલા ક્ષત્રિયાણી એમ કહેવા લાગે છે.

૯૧ ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીર ગર્ભમાં રહેતાં રહેતાં જ આ જાતનો અભિગ્રહ–નિયમ સ્વીકારે છે, કે જ્યાં સુધી માતા–પિતા જીવતાં હોય ત્યાં સુધી મારે મુંડ થઈને ઘરવાસ તજીને અનગારીપણાની દીક્ષા લેવાનું ખપે નહિ.

૯૨ પછી તે ત્રિશલા ક્ષત્રિયાણી નહાઈ, બલિકર્મ કર્યું, કૌતુક અને મંગલ પ્રાયશ્ચિત્તો કર્યાં. તમામ અલંકારોથી ભૂષિત થઇને તે ગર્ભને સાચવવા લાગી એટલે કે તેણીએ અતિશય ઠંડાં, અતિશય ઊનાં, અતિશય તીખાં, અતિશય કડવાં, અતિશય તુરાં, અતિશય ખાટાં, અતિશય ગળ્યાં, અતિશય ચીકણાં, અતિશય લૂખાં, અતિશય ભીનાં, અતિશય સૂકાં ભોજન, વસ્ત્ર, ગંધ અને માળાઓ તજી દીધાં અને ઋતુને યોગ્ય સુખ આપે એવાં ભોજન, વસ્ત્ર, ગંધ અને માળાઓ ધારણ કરતી તે રોગ વગરની, શોક વગરની, મોહ વગરની, ભય વગરની અને ત્રાસ વગરની બનીને રહેવા લાગી તથા તે ગર્ભ માટે જે કાંઈ હિતકર હોય તેનો પણ પરિમિત રીતે પથ્યપૂર્વક ગર્ભનું પોષણ થાય એ રીતે ઉપયોગ કરવા લાગી તથા ઉચિત સ્થળે બેસીને અને ઉચિત સમય જાણીને ગર્ભને પોષે એવો આહાર લેતી તે દોષ વગરના કોમળ એવાં બિછાનાં ને આસનો વડે એકાંતમાં સુખરૂપે મનને અનુકૂળ આવે એવી વિહારભૂમિમાં રહેવા લાગી. એને પ્રશસ્ત દોહદો થયા. તે દોહદો સંપૂર્ણ રીતે પૂરવામાં આવ્યા. એ દોહદોનું પૂરું સન્માન જાળવવામાં આવ્યુ, એ દોહદોનું જરાપણ અપમાન થવા દેવામાં ન આવ્યું. એ રીતે તેનું પૂર્ણ

વાંછિત સિદ્ધ થવાથી દોહદો શમી ગયા છે. અને હવે દોહદ થતા અટકી ગયા છે એવી તે સુખે સુખે ટેકો લઈને બેસે છે; સૂવે છે, ઉભી રહે છે, આસન ઉપર બેસે છે, પથારીમાં આળોટે છે, એ રીતે તે, તે ગર્ભને સુખે સુખે ધારણ કરે છે.

૯૩ તે કાલે તે સમયે ગ્રીષ્મઋતુ ચાલતી હતી તેનો જે તે પ્રથમ માસ એટલે ચૈત્ર માસ અને તે ચૈત્ર માસનો બીજો પક્ષ એટલે ચૈત્ર માસનો શુદ્ધ પક્ષ પ્રવર્તતો હતો, તે ચૈત્ર માસના શુદ્ધ પક્ષનો તેરમો દિવસ એટલે ચૈત્ર શુ૦ દિ૦ તેરશને દિવસે બરાબર નવ મહિના તદ્દન પૂરા થયા હતા અને તે ઉપર સાડાસાત દિવસ વીતી ગયા હતા, ગ્રહો બધા ઉચ્ચ સ્થાનમાં આવેલા હતા, ચંદ્રનો પ્રથમ યોગ ચાલતો હતો, દિશાઓ બધી સૌમ્ય, અંધકાર વિનાની અને વિશુદ્ધ હતી, શુકનો બધાં જયવિજયનાં સૂચક હતાં, પવન જમણી તરફનો અનુકૂળ અને ભોંને અડીને ધીરે ધીરે વાતો હતો, મેદિની બરાબર ધાન પાકી જવા ઉપર આવવાને લીધે નીપજેલી હતી, દેશના તમામ લોકો પ્રમોદવાળા બની રમતગમતમાં ગુલતાન હતા તેવે સમયે લગભગ મધરાતના વખતે હસ્તોત્તરા નક્ષત્રનો એટલે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો યોગ આવતાં ત્રિશલા ક્ષત્રિયાણીએ આરોગ્ય આરોગ્ય-પૂર્વક પુત્રને જનમ આપ્યો.

૯૪ જે રાતે શ્રમણ ભગવાન મહાવીર જનમ્યા તે રાત, ઘણા દેવો અને દેવીઓ નીચે આવતા તથા ઉપર જતા હોવાથી ભારે ઘોંઘાટવાળી અને કોલાહલવાળી પણ હતી.

૯૫ જે રાતે શ્રમણ ભગવાન મહાવીર જનમ્યા તે રાતે કુબેરની આજ્ઞામાં રહેતા તિરછા લોકમાં વસતા ઘણા જૃંભક દેવોએ સિદ્ધાર્થરાજાના ભવનમાં હિરણ્યનો વરસાદ અને સુવર્ણનો વરસાદ, રતનોનો વરસાદ અને વજ્રોનો વરસાદ, વસ્ત્રોનો વરસાદ અને ઘરેણાનો વરસાદ, પાંદડાંનો વરસાદ અને ફૂલોનો વરસાદ, ફળોનો વરસાદ અને બીજોનો વરસાદ, માળાઓનો વરસાદ અને સુગંધોનો વરસાદ, વિવિધ રંગોનો વરસાદ અને સુગંધિત ચૂર્ણોનો વરસાદ વરસાવ્યો, વસુધારા વરસાવી એટલે ધનનો રેલમછેલ વરસાદ વરસાવ્યો.

૯૬ ત્યાર પછી તે સિદ્ધાર્થ ક્ષત્રિય, ભવનપતિ વાનવ્યંતર જ્યોતિષિક અને વૈમાનિક દેવોએ તીર્થંકરનો જન્માભિષેક મહિમા કર્યા પછી, સવારના પહોરમાં નગરના રખેવાળોને બોલાવે છે, નગરના રખેવાળોને બોલાવીને તે આ પ્રમાણે બોલ્યો :

૯૭ તરત જ હે દેવાનુપ્રિયો! કુંડપુર નગરની જેલને સાફ કરી નાખો' એટલે તમામ બંદીવાનોને છોડી મૂકી જેલને ખાલીખમ ચોકખી કરી નાખો, જેલને સાફ કર્યા પછી તોલમાપને-માપાં અને તોલાંને-વધારી દો. તોલમાપને વધાર્યા પછી કુંડપુર નગરમાં અંદર અને બહાર પાણી છંટાવો, સાફ કરાવો અને લિંપાવો-ગુંપાવો. કુંડપુર નગરના સિંગોડાના ઘાટના રસ્તાઓમાં, તરભેટાઓમાં, ચોરસ્તાઓમા ચારે બાજુ ખુલ્લાં દેવળોમાં, ધોરી

માર્ગોમાં અને બીજા અવરજવરના રસ્તાઓમાં તમામ ઠેકાણે પાણી છંટાવો, ચોકખું કરાવો અને જ્યાં ત્યાં તમામ શેરીઓમાં તથા તમામ બજારોમાં પાણી છંટાવો, સાફસૂફ કરાવો, તે તમામ ઠેકાણે જોવા આવનારા લોકોને બેસવા માટે ઉપરાઉપર માંચડા બંધાવો, વિવિધ રંગથી સુશોભિત ધજા અને પતાકાઓ બંધાવો, આખા નગરને લિંપાવો, ધોળાવો અને સુશોભિત બનાવો, નગરનાં ઘરોની ભીંતો ઉપર ગોશીર્ષ ચંદનના, સરસ રાતા ચંદનના તથા દર્દર ચંદનના પાંચ આંગળી ઉઠેલી દેખાય એવા થાપા લગાડાવો, ઘરની અંદર ચોકમાં ચંદનના કલશ મુકાવો, બારણે બારણે ચંદનના ઘડા લટકાવેલાં સરસ તોરણો બંધાવો, જ્યાં ત્યાં શોભે એ રીતે જમીનને અડે એવી લાંબી લાંબી ગોળ માળાઓ લટકાવો, પાંચે રંગનાં સુંદર સુગંધી ફૂલોના ઢગલા કરાવો–ફૂલો વેરાવો, ફૂલોના ગુચ્છા મુકાવો, ઠેકઠેકાણે બળતા કાળો અગર ઉત્તમ કુંદરુ અને તુર્કી ધૂપની સુગંધિત વાસથી આખા નગરને મઘમઘતું કરી મેલો–ઉંચે ચડતી ધૂપની વાસથી નગર મહેકી રહે એવું કરો –સુગંધને લીધે ઉત્તમ ગંધવાળું કેમ જાણે ગંધની ગુટિકા હોય એવું મઘમઘતું બનાવો તથા ઠેકઠેકાણે નગરમાં નટો રમતા હોય, નાચનારા નાચ કરતા હોય, દોરડા ઉપર ખેલ કરનારા દોરડાના ખેલો બતાવતા હોય, મલ્લો કુસ્તી કરતા હોય, મુષ્ટિથી કુસ્તી કરનારા મૂઠિથી કુસ્તી કરતા હોય, વિદૂષકો લોકોને હસાવતા હોય, કૂદનારા પોતાની કૂદના ખેલો બતાવતા હોય, કથાપુરાણીઓ કથાઓ કરીને જનમનરંજન કરતા હોય, પાઠક લોકો સુભાષિત બોલતા હોય, રાસ લેનારાઓ રાસ લેતા હોય, ભવિષ્ય જોનારા ભવિષ્ય કહેતા હોય, મોટા વાંસડા ઉપર ખેલનારા વાંસના ખેલો કરતા હોય, મંખલોકો, હાથમાં ચિત્રનાં પાટિયાં રાખીને ચિત્ર બતાવતા હોય, તૂણી લોકો તૂણ નામનુ વાજું વગાડતા હોય, વીણા વગાડનારાઓ વીણા વગાડતા હોય, તાલ દઈને નાટક કરનારાઓ નાટક દેખાડતા હોય, એ રીતે જનમનના રંજન માટે નગરમાં ઠેકઠેકાણે ગોઠવણ કરો અને કરાવો. ઉપર કહેલી એવી તમામ ગોઠવણ કરીને એટલે કે નગરને સુશોભિત કરવાથી માંડીને લોકરંજન કરવા સુધીની તમામ ગોઠવણ કરો અને કરાવો, એવી ગોઠવણ કરીને ને કરાવીને હજારો યૂપો અને હજારો સાંબેલાઓને ઉંચા મૂકાવો એટલે કે યૂપોથી ને સાંબેલાથી થતી હિંસાને અટકાવો અને એ હિંસાને અટકાવીને મારી આ આજ્ઞાને પાછી આપો એટલે કે મેં જે ઉપર કહ્યું છે તે બધું તમે કરી આવ્યા છો એમ તમે મારી પાસે આવીને જણાવો.

૯૮ ત્યાર પછી સિદ્ધાર્થ રાજાએ જેમને ઉપરનો હુકમ ફરમાવ્યો છે એવા નગરગુપ્તિકો એટલે નગરની સંભાળ લેનારાઓ રાજીરાજી થયા, સંતોષ પામ્યા અને યાવત્ ખુશ થવાને લીધે તેમના હૃદય પ્રફુલ્લ થયાં. તેઓ પોતાના બન્ને હાથ જોડીને સિદ્ધાર્થ રાજાના હુકમને વિનયપૂર્વક સ્વીકારીને તરત જ કુંડપુર નગરમાં સૌથી પહેલું જેલને ખાલી કરવાનુ કામ કરે છે. અને એ કામથી માંડીને છેક છેલ્લાં સાંબેલાં ઉંચાં મૂકવાનાં કામ સુધીનાં સિદ્ધાર્થ રાજાએ ફરમાવેલાં બધાં કામો કરીને જ્યાં સિદ્ધાર્થ રાજા છે ત્યાં તે નગરગુપ્તિકો જાય છે. જઈને પોતાના બન્ને હાથ જોડીને અને માથામાં

અંજલી કરીને સિદ્ધાર્થ રાજાને એનો એ હુકમ પાછો આપે છે. એટલે કે આપે કહેલું બધું અમે કરી આવ્યા છીએ એમ જણાવે છે.

૯૯ ત્યાર પછી તે સિદ્ધાર્થ રાજા જ્યાં અખાડો છે એટલે કે જાહેર ઉત્સવ કરવાની જગ્યા છે ત્યાં આવે છે. આવીને યાવત્ પોતાના તમામ અંતઃપુર સાથે તમામ પ્રકારનાં પુષ્પો, ગંધો, વસ્ત્રો, માળાઓ અને અલંકારોથી વિભૂષિત થઇને તમામ પ્રકારનાં વાજાંઓ વગડાવીને મોટા વૈભવ સાથે, મોટી ધુતિ સાથે, મોટાં લશ્કર સાથે, ઘણાં વાહનો સાથે, મોટા સમુદાય સાથે અને એક સાથે વાગતાં અનેક વાજાઓના અવાજ સાથે એટલે કે શંખ, માટીનો ઢોલ, ભેરી, ઝાલર, ખરમુખી, હુડુક, ઢોલકું, મૃદંગ અને દુંદુભી વગેરે વાજાઓના અવાજ સાથે દસ દિવસ સુધી પોતાની કુળમર્યાદા પ્રમાણે ઉત્સવ કરે છે. એ ઉત્સવ દરમ્યાન નગરમાં દાણુ લેવાનું બંધ કરવામાં આવ્યું છે,- કર લેવાનો છોડી દેવામાં આવ્યો છે, જેને જે જોઇએ તે કિંમત વગર ગમે તે દુકાનેથી મેળવી શકે એવી વ્યવસ્થા કરવામાં આવી છે. ખરીદવા વેચવાનું બંધ કરવામાં આવ્યુ છે. કોઇ પણ જગ્યાએ જપ્તી કરનારા રાજપુરુષોનો પ્રવેશ અટકાવી દેવામાં આવ્યો છે. રાજા તમામ લોકોનું દેવું ચૂકવી આપે છે તેથી કોઇને દેવું કરવાની જરૂર ન રહે એવી વ્યવસ્થા કરવામાં આવી છે. એ ઉત્સવમાં અનેક અપરિમિત પદાર્થો ભેગા કરવામાં આવ્યા છે. એવો એ ઉત્કૃષ્ટ ઉત્સવ ઉજવવામાં આવ્યો છે. તથા એ ઉત્સવ દરમ્યાન કોઇનો થોડો કે વધુ દંડ કરવામાં આવતો નથી. અને જ્યાં ત્યાં ઉત્તમ ગણિકાઓ અને નાટકીયાઓનો નાચ ચાલુ કરવામાં આવ્યો છે તથા જ્યાં ત્યાં અનેક તમાસા ગોઠવવામાં આવ્યા છે અને મૃદંગોને નિરંતર વગાડવામાં આવે છે. એ ઉત્સવ દરમ્યાન માળાઓને તાજી-કરમાયા વિનાની રાખવામાં આવી છે. અને નગરના તેમજ દેશના તમામ માણસોને પ્રમુદિત કરવામાં આવ્યા છે. અને તેઓ દશે દિવસ રમતગમતમાં ગુલતાન રહે એવી વ્યવસ્થા કરવામાં આવી છે.

૧૦૦ ત્યાર પછી તે સિદ્ધાર્થ રાજા દશ દિવસનો એ ઉત્સવ ચાલતો હતો તે દરમિયાન સેંકડો, હજારો અને લાખો યાગોને-દેવપૂજાઓને, દાયોને-દાનોને અને ભાગોને દેતો અને દેવરાવતો તથા સેંકડો, હજારો અને લાખો લંભોને-વધામણાને સ્વીકારતો સ્વીકરાવતો એ પ્રમાણે રહે છે.

૧૦૧ ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીરનાં માતાપિતા પહેલે દિવસે કુલપરંપરા પ્રમાણે પુત્રજન્મ નિમિત્તે કરવામાં આવતું અનુષ્ઠાન કરે છે, ત્રીજે દિવસે ચંદ્ર અને સૂર્યનાં દર્શનનો ખાસ ઉત્સવ કરે છે, છઠ્ઠે દિવસે જાગરણનો ઉત્સવ એટલે રાતિજગો કરે છે, અગ્યારમો દિવસ વીતી ગયા પછી અને સુવાવડનાં તમામ કાર્યો પૂરાં થયાં પછી જ્યારે બારમો દિવસ આવી પહોંચે છે ત્યારે ઘણા બહોળા પ્રમાણમાં ભોજન, પીણાં, વિવિધ ખાવાની અને વિવિધ સ્વાદ કરવાની ચીજો તૈયાર કરાવે છે, ભોજન વગેરેને તૈયાર કરા-

વીને પોતાનાં મિત્રો, જ્ઞાતિજનો, પોતાનાં સ્વજનો અને પોતાની સાથે સંબંધ ધરાવનારા પરિવારોને તથા જ્ઞાતવંશના ક્ષત્રિયોને આમંત્રણો આપે છે—પુત્રજન્મસમારંભમાં આવવાનાં નોંતરાં મોકલે છે. એમ આમંત્રણો આપીને એ બધા આવી ગયા પછી એ સૌ ન્હાયા, એ બધાએ બલિકર્મ કર્યાં, ટીલાંટપકાં અને દોષને નિવારનારાં મંગળરૂપ પ્રાયશ્ચિત્તો કર્યાં, ચોકખાં અને ઉત્સવમાં જવા યોગ્ય મંગળમય વસ્ત્રોને ઉત્તમ રીતે પહેર્યાં અને ભોજનનો સમય થતાં ભોજનમંડપમાં તેઓ બધા આવી પહોંચ્યા, ભોજન-મંડપમાં આવ્યા પછી તેઓ બધા ઉત્તમ સુખાસનમાં બેઠા અને પછી તે પોતાનાં મિત્રો જ્ઞાતિજનો પોતાનાં સ્વજનો અને પોતાની સાથે સંબંધ ધરાવનારા પરિવારો સાથે તથા જ્ઞાતવંશના ક્ષત્રિયો સાથે તે બહોળા ભોજન, પીણાં, વિવિધ ખાવાની અને વિવિધ સ્વાદ કરવાની વાનીઓનો આસ્વાદ લેતાં, વધારે સ્વાદ લેતાં, જમતાં અને એક બીજાને આપતાં રહે છે અર્થાત્ ભગવાનનાં માતાપિતા પોતાનાં પુત્રજન્મનો ઉત્સવ કરતાં આ પ્રકારનો ભોજનસમારંભ કરતાં રહે છે.

૧૦૨ જમી ભોજન કરી પરવાર્યાં પછી ભગવાનનાં માતાપિતા તેઓ બધા સાથે બેઠકની જગ્યામાં આવે છે, ત્યાં આવીને તેઓ ચોકખા પાણી વડે કોગળા કરીને દાંત અને મુખને ચોકખાં કરે છે, એ પ્રમાણે પરમશુચિ થયેલા માતાપિતા ત્યાં આવેલા પોતાના મિત્રો જ્ઞાતિજનો પોતાનાં સ્વજનો તથા પોતાની સાથે સંબંધ ધરાવનારા પરિવા-રોને અને જ્ઞાતવંશના ક્ષત્રિયોને બહોળાં ફૂલો વસ્ત્રો, ગંધો—સુગંધી અત્તરો, માળાઓ અને આભૂષણો આપીને તે બધાંનો સત્કાર કરે છે, તે બધાંનું સન્માન કરે છે. તે બધાંનાં સત્કાર અને સન્માન કરીને તે જ મિત્રો જ્ઞાતિજનો પોતાનાં સ્વજનો અને પોતાની સાથે સંબંધ ધરાવનારા પરિવારોની તથા જ્ઞાતવંશના ક્ષત્રિયોની આગળ ભગવાનનાં માતાપિતા આ પ્રમાણે બોલ્યા:

૧૦૩ પહેલાં પણ હે દેવાનુપ્રિયો! અમારો આ દીકરો જ્યારે ગર્ભમાં આવ્યો ત્યારે અમને આ આ પ્રકારનો વિચાર ચિંતન યાવત્ મનોગત પેદા થયો હતો કે જ્યારથી માંડીને અમારો આ દીકરો કૂખમાં ગર્ભપણે આવેલ છે ત્યારથી માંડીને અમે હિરણ્યવડે વધીએ છીએ, સુવર્ણવડે ધનવડે યાવત્ સાવટાવડે તથા પ્રીતિ અને સત્કારવડે ઘણાઘણા વધવા માંડયા છીએ અને સામંતરાજાઓ અમારે વશ થયેલા છે. તેથી કરીને જ્યારે અમારો આ દીકરો જનમ લેશે ત્યારે અમે એ દીકરાનું એને અનુસરતું એના ગુણને શોભે એવું ગુણનિષ્પન્ન યથાર્થ નામ 'વર્ધમાન' એવું પાડશું તો હવે આ કુમાર 'વર્ધમાન' નામે થાઓ એટલે આ કુમારનું નામ અમે 'વર્ધમાન' એવું પ્રસિદ્ધ કરીએ છીએ.

૧૦૪ શ્રમણ ભગવાન મહાવીર કાશ્યપ ગોત્રના હતા. તેમનાં ત્રણ નામો આ પ્રમાણે કહેવામાં આવે છે: તે જેમકે—તેમનું માતાપિતાએ પાડેલું પહેલું નામ વર્ધમાન, સ્વાભાવિક સ્મરણ શક્તિને લીધે તેમનું બીજું નામ શ્રમણ એટલે સહજ સ્ફુરણ શક્તિને

લીધે તેઓએ તપ વગેરે કરીને સાધનાનો પરિશ્રમ કરેલ છે એથી તેમનું બીજું નામ શ્રમણ અને કોઇ આકસ્મિક ભય ઊભો થતાં કે ભયાનક ક્રૂર સિંહ વગેરે જંગલી જનાવરોનો ભય આવતાં એઓ તદ્દન અચલ રહેનાર છે—જરાપણ પોતાના સંકલ્પથી ડગતા નથી એવા અકંપ છે, ગમે તેવા પરીષહો એટલે ભૂખ તરશ વગેરેનાં સંકટો આવતાં તથા ઉપસર્ગો એટલે બીજાઓ તરફથી ગમે તેવાં શારીરિક સંકટો આવતાં લેશ પણ ચલિત થતા નથી, એ પરીષહોને અને ઉપસર્ગોને ક્ષમાવડે શાંતચિત્તે બરાબર સહન કરવામાં સમર્થ છે, ભિક્ષુઓની પ્રતિમાઓના પાળનારા છે, ધીમાન છે, શોક અને હર્ષ આવતાં તે બન્નેને સમભાવે સહન કરનારા છે તે તે સદ્ગુણોના ભાજન છે અને ભારે શક્તિ ધરાવનારા છે માટે દેવોએ તેમનું ત્રીજું નામ શ્રમણ ભગવાન મહાવીર કર્યું છે.

૧૦૫ શ્રમણ ભગવાન મહાવીરના પિતા કાશ્યપ ગોત્રના હતા, તેમનાં ત્રણ નામો આ પ્રમાણે કહેવામાં આવે છે: તે જેમકે; સિદ્ધાર્થ, સેજ્જંસ-શ્રેયાંસ અને જસંસ-યશસ્વી.

૧૦૬ શ્રમણ ભગવાન મહાવીરની માતા વાસિષ્ઠ ગોત્રનાં હતાં, તેમનાં ત્રણ નામો આ પ્રમાણે કહેવામાં આવે છે: તે જેમકે; ત્રિશલા અથવા વિદેહદિન્ના અથવા પ્રિયકારિણી.

૧૦૭ શ્રમણ ભગવાન મહાવીરના પિતૃવ્ય એટલે કાકા સુપાસ નામે હતા, મોટા ભાઇનું નામ નંદિવર્ધન હતું, બહેનનું નામ સુદંસણા હતું અને તેમનાં પત્નીનુ નામ યશોદા હતું અને એમનું ગોત્ર કૌડિન્ય હતું.

૧૦૮ શ્રમણ ભગવાન મહાવીરનાં દીકરી કાશ્યપ ગોત્રનાં હતાં, તેમનાં બે નામ આ પ્રમાણે કહેવામાં આવે છે: તે જેમકે; અણોજ્જા અથવા પ્રિયદર્શના.

૧૦૯ શ્રમણ ભગવાન મહાવીરનાં દૌહિત્રી—દીકરીનાં દીકરી કાશ્યપગોત્રનાં હતાં. તેમનાં બે નામ આ પ્રમાણે કહેવામાં આવે છે તે જેમકે; શેષવતી અથવા જસ્સવતી—યશસ્વતી.

૧૧૦ શ્રમણ ભગવાન મહાવીર દક્ષ હતા, એમની પ્રતિજ્ઞા દક્ષ-ડહાપણ ભરેલી—હતી, એ પોતે ભારે રૂપાળા હતા, સર્વગુણસંપન્ન હતા, અને ભદ્ર તથા વિનયવાળા હતા પ્રખ્યાત હતા અથવા જ્ઞાતવંશના હતા, જ્ઞાતવંશના પુત્ર હતા અથવા જ્ઞાતવંશના રાજા સિદ્ધાર્થના પુત્ર હતા, જ્ઞાતવંશના કુળમાં ચંદ્રસમાન હતા, વિદેહ હતા એટલે એમનો દેહ બીજાઓના દેહ કરતાં બાંધામાં વિશેષ પ્રકારના જુદા બાંધાવાળો હતો, વિદેહદિન્ન એટલે વિદેહદિન્ના—ત્રિશલા માતા—ના તનય હતા, વિદેહજચ્ચ એટલે ત્રિશલા માતાના શરીરથી જન્મેલા હતા, વિદેહસૂમાલ હતા એટલે ગૃહસ્થાવાસમાં ભારે સુકોમળ હતા અને ત્રીશ વરસ સુધી ગૃહસ્થાવાસ કરીને પોતાનાં માતાપિતા દેવગત થયાં ત્યાર પછી પોતાનાં વડિલ મોટા પુરૂષોની અનુજ્ઞા મેળવીને પોતાની પ્રતિજ્ઞા પૂરી થતાં છતાં ફરી પણ લોકાંતિક જીતકલ્પી દેવોએ તે પ્રકારની ઈષ્ટ, મનોહર, સાંભળવી પ્રિય લાગે એવી, મનને ગમતી,

મનને ખુશ કરનારી, ઉદાર, કલ્યાણરૂપ, શિવસ્વરૂપ, ધન્યસ્વરૂપ, મંગળસ્વરૂપ, પરિમિત, મધુર અને શોભાવાળી તથા હૃદયંગમ, હૃદયને આલ્હાદ ઉપજાવનારી, ગંભીર અને પુનરુક્તિ વગરની વાણીવડે ભગવાનને નિરંતર અભિનંદન આપ્યાં અને તેમની–ભગવાનની–ખુબ સ્તુતિ કરી, એ રીતે અભિનંદન આપતા તથા તેમની ખુબ સ્તુતિ કરતા તે દેવો આ પ્રમાણે બોલ્યા: હે નંદ! તારો જય થાઓ જય થાઓ, હે ભદ્ર! તારો જય થાઓ જય થાઓ, તારું ભદ્ર થાઓ, હે ઉત્તમોત્તમ ક્ષત્રિય–હે ક્ષત્રિયનરપુંગવ! તારો જય થાઓ જય થાઓ, હે ભગવંત લોકનાથ! તું બોધ પામ, આખા જગતમાં તમામ જીવોને હિત સુખ અને નિઃશ્રેયસ કરનારું તું ધર્મતીર્થ–ધર્મચક્ર પ્રવર્તાવ, એ ધર્મચક્ર આખા જગતમાં તમામ જીવોને હિત સુખ અને નિઃશ્રેયસ કરનારું થશે એમ કહીને તે દેવો 'જય જય' એવો નાદ કરે છે.

૧૧૧ શ્રમણ ભગવાન મહાવીરને પહેલાં પણ એટલે માનવી ગૃહસ્થધર્મમાં આવતાં –વિવાહિત જીવનથી–પહેલાં પણ ઉત્તમ, આભોગિક, નાશ ન પામે એવું જ્ઞાનદર્શન હતું, તેથી શ્રમણ ભગવાન મહાવીર તે પોતાનાં ઉત્તમ આભોગિક જ્ઞાનદર્શન દ્વારા પોતાનો નિષ્ક્રમણકાળ એટલે પ્રવ્રજ્યાસમય આવી પહોંચ્યો છે એમ જુએ છે, એ રીતે જોયા જાણ્યા પછી હિરણ્યને તજી દઈને, સુવર્ણને તજી દઈને, ધનને તજી દઈને, રાજ્યને તજી દઈને, રાષ્ટ્રને તજી દઈને; એ જ પ્રમાણે સેનાને, વાહનોને, ધનભંડારને, કોઠારને તજી દઈને, પુરને તજી દઈને, અન્તઃપુરને તજી દઈને, જનપદને તજી દઈને, બહોળાં ધન કનક રતન મણિ મોતી શંખ રાજપટ્ટ કે રાજાવર્ત પરવાળાં માણેક વગેરે સત્ત્વવાળું સારવાળું એ તમામ દ્રવ્ય વિશેષ પ્રકારે તજી દઈને, પોતે નિમેલા દેનારાઓ દ્વારા એ તમામ ધનને ખુલ્લુ કરીને તે તમામને દાનરૂપે દેવાનો વિચાર કરીને અને પોતાના ગોત્રના લોકોમાં એ તમામ ધન ધાન્ય હિરણ્ય રતન વગેરેને વહેંચી આપીને હેમંત ઋતુનો જે તે પહેલો માસ અને પહેલો પક્ષ એટલે માગશરનો વ૦ દિ૦ પક્ષ આવતાં તથા તે માગશર મહિનાની વ૦ દિ૦ દશમનો દિવસ આવતાં જ્યારે છાયા પૂર્વદિશા તરફ ઢળતી હતી અને બરાબર પ્રમાણ પ્રમાણે ન ઓછી કે ન વધુ એવી પૌરુષી થવા આવી હતી તેવે સમયે સુવ્રતનામને દિવસે વિજય નામના મુહૂર્તે ભગવાન ચંદ્રપ્રભા નામની પાલખીમાં બેઠા અને તેમની પાછળ પાછળ દેવો માનવો અને અસુરોનાં મોટાં ટોળાં મારગમાં ચાલતાં હતાં તથા આગળ કેટલાક શંખ વગાડનારા હતા, કેટલાક ચક્રધારી હતા, કેટલાક હળધારી હતા એટલે ગળામાં સોનાનું હળ લટકતું રાખનારા ખાસ પ્રકારના ભાટલોકો હતા, કેટલાક મુખમંગળિયા–મુખે મીઠું બોલનારા–હતા, વર્ધમાનકો એટલે પોતાના ખભા ઉપર બીજાઓને બેસાડેલા છે એવા પણ કેટલાક હતા, કેટલાક ચારણો હતા, અને કેટલાક ઘંટ વગાડનારા ઘાંટિકો હતા. એ બધા લોકોથી વીંટળાયેલા ભગવાનને પાલખીમાં બેઠેલા જોઈને ભગવાનના કુલમહત્તરો તે તે ઈષ્ટ પ્રકારની મનોહર સાંભળવી ગમે તેવી મનગમતી મનને પ્રસાદ પમાડે તેવી ઉદાર કલ્યાણરૂપ શિવરૂપ ધન્ય મંગળમય

પરિમિત મધુર અને સોહામણી વાણીદ્વારા ભગવાનનું અભિનંદન કરતા, ભગવાનની સ્તુતિ કરતા આ પ્રમાણે કહેવા લાગ્યાઃ

૧૧૨ હે નંદ! તારો જય જય થાઓ, હે ભદ્ર! તારો જય જય થાઓ; તારું ભદ્ર થાઓ, નિર્દોષ એવાં જ્ઞાન દર્શન અને ચારિત્ર દ્વારા તું નહીં જિતાયેલી ઇંદ્રિયોને જિતી લેજે, જિતાયેલા શ્રમણ ધર્મને પાળજે, વિઘ્નોને જિતી લઇને હે દેવ! તું તારા સાધ્યની સિદ્ધિમાં સદા રહેજે, તપદ્વારા તું રાગ અને દ્વેષ નામના મલ્લોને હણી નાખજે, ધૈર્યનો મજબુત કચ્છ બાંધીને ઉત્તમ શુક્લધ્યાન વડે આઠ કર્મશત્રુઓને મસળી નાખજે, અપ્રમત્ત બનીને હે વીર! તું ત્રણલોકના રંગમંડપમાં વિજય પતાકાને વરજે–મેળવજે, તિમિર વગરનુ ઉત્તમ કેવલ વરજ્ઞાન પામજે, જિનવરે ઉપદેશેલા સરળ માર્ગને અનુસરીને તું પરમપદરૂપ મોક્ષને મેળવજે, પરીષહોની સેનાને હણીને હે ઉત્તમ ક્ષત્રિય!–ક્ષત્રિયનર-પુંગવ! તું જય જય–જે જેકાર મેળવ. બહુ દિવસો સુધી, બહુ પક્ષો સુધી, બહુ મહિનાઓ સુધી, બહુ ઋતુઓ સુધી, બહુ અયનો સુધી અને બહુ વર્ષો સુધી પરીષહો અને ઉપસર્ગોથી નિર્ભય બનીને ભયંકર અને ભારે બીહામણા પ્રસંગોમાં ક્ષમાપ્રધાન થઇને તું વિચર અને તારા ધર્મમાં એટલે તારી સાધનામાં વિઘ્ન ન થાઓ; એમ કહીને તે લોકો ભગવાન મહાવીરનો જય જય નાદ ગજવે છે.

૧૧૩ ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીર હજારો નેત્રો વડે જોવાતા જોવાતા, હજારો મુખોવડે પ્રશસાતા પ્રશસાતા, હજારો હૃદયોવડે અભિનંદનો પામતા પામતા, ભગવાનને જોઇને લોકો એવા મનોરથો કરવા લાગ્યા કે અમે આમના સેવક થઈને રહિયે તો સારું એ રીતે હજાર જાતના મનોરથો વડે વિશેષ ઇચ્છાતા ઇચ્છાતા, ભગવાનનાં કાંતિ અને રૂપગુણને જોઈને સ્ત્રીઓ 'આવો અમારો ભરતાર હોય તો કેવું સારું' એ રીતે તેમની સામે વારંવાર જોઈને મનમાં પ્રાર્થના કરવા લાગી અર્થાત્ કાંતિ અને રૂપગુણને લીધે ભગવાન એ રીતે પ્રાર્થાતા પ્રાર્થાતા અને હજારો આંગળીઓ વડે ભગવાન દેખાડાતા દેખાડાતા તથા પોતાના જમણા હાથ વડે ઘણાં હજાર નરનારીઓના હજારો પ્રણામોને ઝીલતા ઝીલતા ભગવાન એ રીતે હજારો ઘરોની હારની હાર વટાવતા વટાવતા વીણા, હાથના રાસડા, વાજાંઓ, અને ગીતોના ગાવા બજાવાના મધુર સુંદર જય જય નાદ સાથેના અવાજ સાથે એ રીતે મજુ મંજુ જય જય નાદનો ઘોષ સાભળીને ભગવાન બરાબર સાવધાન બનતા બનતા પોતાનાં છત્ર ચામર વગેરેના તમામ વૈભવ સાથે તમામ ઘરેણાં–અગે અંગે પહેરેલાં તમામ ઘરેણાંઓની કાંતિ સાથે તમામ સેના સાથે હાથી ઘોડા ઊંટ ખચ્ચર પાલખી મ્યાના વગેરે તમામ વાહનો સાથે, તમામ જન સમુદાય સાથે, તમામ આદર સાથે–તમામ ઔચિત્ય સાથે, પોતાની તમામ સંપત્તિ સાથે, તમામ શોભા સાથે, તમામ પ્રકારની ઉત્કંઠા સાથે, તમામ પ્રજા એટલે વાણિયા હરિજન ગરાસિયા બ્રાહ્મણ વગેરે અઢારે વર્ણો સાથે, તમામ નાટકો સાથે, તમામ તાલ કરનારા સાથે, બધા અંતપુર સાથે, ફૂલ વસ્ત્ર ગંધ માળા અને અલં-

કારની તમામ પ્રકારની શોભા સાથે તમામ વાજાંઓના અવાજના પડઘા સાથે એ રીતે મોટી ઋદ્ધિ મોટી દ્યુતિ, મોટી સેના, મોટાં વાહનો, મોટો સમુદાય અને એક સાથે વાગતાં વાજાઓનાં નાદ સાથે એટલે શંખ માટીનો ઢોલ લાકડાનો ઢોલ ભેરિ ઝાલર ખરમુખી હુડુકક દુંદુભિ વગેરે વાજાંઓના નાદ સાથે ભગવાન કુંડપુર નગરની વચ્ચોવચ્ચ થઈને નીકળે છે, નીકળીને જ્યાં જ્ઞાતખંડ વન નામનું ઉદ્યાન છે, તેમાં જ્યાં આસોપાલવનું ઉત્તમ વૃક્ષ છે ત્યાં આવે છે.

૧૧૪ ત્યાં આવીને આસોપાલવના ઉત્તમ ઝાડની નીચે પોતાની પાલખીને ઉભી રાખે છે, એ ઝાડ નીચે પાલખીને ઉભી રાખીને પાલખી ઉપરથી પોતે નીચે ઊતરે છે, પાલખી ઉપરથી નીચે ઊતરીને પોતાની મેળે જ હાર વગેરે આભરણો ફૂલની માળાઓ અને વીંટીવેઢ વગેરે અલંકારોને ઉતારી નાખે છે, એ બધાં આભરણો માળાઓ અને અલંકારોને ઉતારી નાખીને પોતાને હાથે જ પાંચ મુષ્ટિ લોચ કરે છે એટલે ચાર મૂઠિવડે માથાના અને એક મૂઠિવડે દાઢીના વાળને ખેંચી કાઢે છે એ રીતે વાળનો લોચ કરીને પાણી વિનાના છટ્ઠ ભક્ત–બે ઉપવાસ–સાથે એટલે છ ટંક સુધી ખાનપાન તજી દઈને અર્થાત્ એ રીતે બે ઉપવાસ કરેલા ભગવાન હસ્તોત્તરા નક્ષત્રનો અર્થાત્ ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો યોગ આવતાં એક દેવદૂષ્ય લઈને પોતે એકલા જ કોઈ બીજું સાથે નહીં એ રીતે મુંડ થઈને અગારવાસ તજી દઈને અનગારિક પ્રવ્રજ્યાને સ્વીકારે છે.

૧૧૫ શ્રમણ ભગવાન મહાવીર એક વરસ ઉપરાંત એક મહિના સુધી યાવત્ ચીવરધારી એટલે કપડું ધારણ કરનારા હતા અને ત્યાર પછી અચેલ એટલે કપડા વગરના થયા તથા કરપાત્રી થયા.

૧૧૬ શ્રમણ ભગવાન્ મહાવીર દીક્ષા સ્વીકાર્યા પછી બાર વરસ કરતાં વધારે સમય સુધીના સાધનાના ગાળામાં શરીર તરફ તદ્દન ઉદાસીન રહ્યા એટલે એ ગાળામાં તેમણે શરીરની માવજત તરફ લેશ પણ લક્ષ્ય ન કર્યું અને શરીરને તજી દીધું હોય એ રીતે શરીર તરફ વર્ત્યા–સાધનાના ગાળામાં જે જે ઉપસર્ગો આવતા રહે છે જેવાકે; દિવ્ય ઉપસર્ગો માનવીકૃત ઉપસર્ગો અને તિર્યંચ યોનિકો તરફથી એટલે ક્રૂર ભયાનક પશુપક્ષીઓ તરફથી આવતા ઉપસર્ગો; અનુકૂળ ઉપસર્ગો વા પ્રતિકૂળ ઉપસર્ગો જે એવા કોઈ ઉપસર્ગો ઉત્પન્ન થયા તે બધાને સારી રીતે નિર્ભયપણે સહન કરે છે, લેશ પણ રોષ આણ્યા વિના ખમી રહે છે, અદીન ભાવે–કોઈની પણ ઓશિયાળની લેશ પણ અપેક્ષા રાખ્યા વિના તેજસ્વિપણે સહન કરે છે અને અડગપણે મનને નિશ્ચય રાખીને સહન કરે છે.

૧૧૭ ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીર અનગાર થયા, ઇર્યાસમિતિ ભાષાસમિતિ એષણાસમિતિ આદાનભાંડમાત્રનિક્ષેપણાસમિતિ અને પારિષ્ઠાપનિકાસમિતિ એટલે પોતાના મલ મૂત્ર થૂંક બડખા લીંટ અને બીજો દેહમલ એ બધાંને નિર્જીવ શુદ્ધ સ્થળે પરઠવવા

માટે રાખવામાં આવતી કાળજી. એ રીતે પાંચ સમિતિને ધારણ કરતા ભગવાન મનને બરાબર સારી રીતે પ્રવર્તાવનારા, વચનને બરાબર સારી રીતે પ્રવર્તાવનારા અને શરીરને બરાબર સારી રીતે પ્રવર્તાવનારા થયા, મનગુપ્તિ વચનગુપ્તિ તથા કાયગુપ્તિને સાચવનારા થયા. એ રીતે ગુપ્તિવાળા અને જિતેંદ્રિય ભગવાન સર્વથા નિર્દોષપણે બ્રહ્મચર્યવિહારે વિચરનારા થયા, ક્રોધ વિનાના, અભિમાન વિનાના, છળકપટ વગરના અને લોભરહિત ભગવાન શાંત બન્યા, ઉપશાંત થયા, તેમના સર્વ સંતાપો દૂર થયા, તેઓ આસ્રવ વગરના, મમતા રહિત, પાસે કશો પણ પરિગ્રહ નહીં રાખનારા અકિંચન થયા, હવે તો એમની પાસે ગાંઠવાળીને સાચવવા જેવી એક પણ ચીજ રહી નથી એવા એ અંતરથી અને બહારથી છિન્નગ્રંથ થયા, જેમ કાંસાના વાસણમાં પાણી ચોંટતું નથી તેમ તેમનામાં કોઈ મળ ચોંટતો નથી એવા એ નિરુપલેપ થયા, જેમ શંખની ઉપર કોઈ રંગ ચડતો નથી એમ એમની ઉપર રાગદ્વેષની કશી અસર પડતી નથી એવા એ ભગવાન જીવની પેઠે અપ્રતિહત–કોઈ પ્રકારનો પ્રતિબંધ રાખ્યા વિના અસ્ખલિતપણે વિહરવા લાગ્યા, જેમ આકાશ બીજા કોઈ આધારની ઓશિયાળ રાખતું નથી તેમ ભગવાન બીજા કોઈની સહાયતાની ગરજ રાખતા નથી એવા નિરાલંબન થયા, વાયુની પેઠે પ્રતિબંધ વગરના બન્યા. એટલે જેમ વાયુ એક જ સ્થળે રહેતો નથી પણ બધે રોકટોક વિના ફર્યા કરે છે તેમ ભગવાન એક જ સ્થળે બંધાઈને ન રહેતાં બધે નિરીહભાવે ફરનારા થયા, શરદઋતુના પાણીની પેઠે એમનું હૃદય-નિર્મળ થયુ, કમળપત્રની પેઠે નિરુપલેપ થયા એટલે પાણીમાંથી ઉગેલા કમળના પત્રને જેમ પાણીનો છાંટો ભીંજાડી શકતો નથી તેમ ભગવાનને સંસારભાવ–પ્રપંચભાવ ભીંજાડી શકતો નથી, કાચબાની પેઠે ભગવાન ગુપ્તેંદ્રિય થયા, મહાવરાહના મુખ ઉપર જેમ એક જ શિંગડું હોય છે તેમ ભગવાન એકાકી થયા, પક્ષીની પેઠે ભગવાન તદ્દન મોકળા થયા, ભારંડપક્ષીની પેઠે ભગવાન અપ્રમત્ત બન્યા, હાથીની પેઠે ભારે શૂર થયા, બળદની પેઠે પ્રબળ પરાક્રમી થયા, સિંહની પેઠે કોઈથી પણ ગાંજ્યા ન જાય એવા બન્યા, મેરુની પેઠે અડગ અકંપ સુનિશ્ચળ બન્યા, તથા ભગવાન સાગર જેવા ગંભીર, ચંદ્ર જેવી સૌમ્યતાવાળા, સૂરજ જેવા ઝળહળતા તેજવાળા, ઉત્તમ સોનાની પેઠે ચમકતી દેહ–કાંતિવાળા અને પૃથ્વીની પેઠે તમામ સ્પર્શોને સહનારા સર્વંસહ અને ઘી હોમેલા અગ્નિની પેઠે તેજથી જાજ્વલ્યમાન થયા.

૧૧૮ નીચેની બે ગાથાઓમાં ભગવાનને જેની જેની ઉપમા આપવામાં આવેલ છે તે તે અર્થવાળા શબ્દોનાં નામ આ પ્રમાણે ગણાવવામાં આવેલ છે.

કાંસાનું વાસણ, શંખ, જીવ, ગગન–આકાશ, વાયુ, શરદઋતુનું પાણી, કમળનુ પત્ર, કાચબો, પક્ષી, મહાવરાહ અને ભારંડપક્ષી. ૧

હાથી, બળદ, સિંહ, નગરાજ મેરુ, સાગર, ચંદ્ર, સૂરજ, સોનું, પૃથ્વી અને અગ્નિ. ૨

તે ભગવંતને ક્યાંય પ્રતિબંધ નથી એટલે ભગવાનના મનને હવે કોઇ રીતે

બંધાવાપણું રહ્યું નથી. એવો તે પ્રતિબંધ-બંધાવાપણું-ચાર પ્રકારે હોય છેઃ ૧ દ્રવ્યથી, ૨ ક્ષેત્રથી, ૩ કાળથી, અને ૪ ભાવથી.

૧ દ્રવ્યથી એટલે સજીવ, નિર્જીવ તથા મિશ્ર એટલે નિર્જીવસજીવ એવા કોઈ પ્રકારના પદાર્થોમાં હવે ભગવાનને બંધાવાપણું રહ્યું નથી.

૨ ક્ષેત્રથી એટલે ગામમાં, નગરમાં, અરણ્યમાં, ખેતરમાં, ખળામાં, ઘરમાં, આંગણામાં કે આકાશમાં એવા કોઇ પણ સ્થાનમાં ભગવાનને બંધાવાપણું રહ્યું નથી.

૩ કાળથી એટલે સમય, આવલિકા, આનપ્રાણ, સ્તોક, ક્ષણ, લવ, મુહૂર્ત, અહોરાત્ર, પખવાડિયું, મહિનો, ઋતુ, અયન, વરસ કે બીજો કોઇ દીર્ઘકાળનો સંયોગ, એવા કોઈ પ્રકારના સૂક્ષ્મ કે સ્થૂલ વા નાના મોટા કાળનું બંધન રહ્યું નથી.

૪ ભાવથી એટલે ક્રોધ, અભિમાન, છળકપટ, લોભ, ભય, હાસ્ય-ઠઠ્ઠામશ્કરી, રાગ, દ્વેષ, કજીયોટંટો, આળ ચઢાવવું, બીજાના દોષોને પ્રગટ કરવા-ચાડી ખાવી, બીજાની નિંદા કરવી, મનનો રાગ, મનનો ઉદ્વેગ, કપટવૃત્તિ સહિત જૂઠું બોલવું અને મિથ્યાત્વના ભાવોમાં એટલે ઉપર્યુક્ત એવી કોઇ પણ વૃત્તિમાં કે વૃત્તિઓમાં ભગવાનને બંધાવાપણું છે નહીં અર્થાત્ ઉપર જણાવેલા ચારે પ્રકારના પ્રતિબંધોમાંનો કોઇ એક પણ પ્રતિબંધ ભગવાનને બાંધી શકે એમ નથી.

૧૧૯ તે ભગવાન ચોમાસાનો સમય છોડી દઇને બાકીના ઉનાળાના અને શિયાળાના આઠ માસ સુધી વિહરતા રહે છે. ગામડામાં એક જ રાત રહે છે અને નગરમાં પાંચ રાતથી વધુ રોકાતા નથી, વાંસલાના અને ચંદનના સ્પર્શમાં સમાન સંકલ્પવાળા ભગવાન ખડ કે મણિ તથા ઢેફું કે સોનું એ બધામાં સમાનવૃત્તિવાળા તથા દુઃખ સુખને એક ભાવે સહન કરનારા, આ લોક કે પરલોકના પ્રતિબંધ વગરના, જીવન કે મરણની આકાંક્ષા વિનાના સંસારનો પાર પામનારા અને કર્મના સંગનો નાશ કરવા સારુ ઉદ્યમવંત બનેલા-તત્પર થયેલા એ રીતે વિહાર કરે છે.

૧૨૦ એમ વિહરતાં વિહરતાં ભગવાનનો અનોપમ ઉત્તમ જ્ઞાન, અનોપમ દર્શન, અનોપમ સંજમ, અનોપમ એટલે નિર્દોષ વસતિ, અનોપમ વિહાર, અનોપમ વીર્ય, અનોપમ સરળતા, અનોપમ કોમળતા-નમ્રતા, અનોપમ અપરિગ્રહભાવ, અનોપમ ક્ષમા, અનોપમ અલોભ, અનોપમ ગુપ્તિ, અનોપમ પ્રસન્નતા વગેરે ગુણોવડે અને અનોપમ સત્ય સંજમ તપ વગેરે જે જે ગુણોના ઠીક ઠીક આચરણને લીધે નિર્વાણનો માર્ગ એટલે સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર એ રત્નત્રય વિશેષ પુષ્ટ બને છે અર્થાત્ મુક્તિફળનો લાભ તદ્દન પાસે આવતો જાય છે, તે તે તમામ ગુણો દ્વારા આત્માને ભાવિત કરતા

ભગવાન રહે છે અને એ રીતે વિહરતાં તેમનાં બાર વરસ વીતી જાય છે. અને તેરમા વરસનો વચગાળાનો ભાગ એટલે ભર ઉનાળાનો બીજો મહિનો અને તેનો ચોથો પક્ષ ચાલે છે, તે ચોથો પક્ષ એટલે વૈશાખ માસનો શુક્લ પક્ષ, તે વૈશાખ માસના શુક્લ પક્ષની દશમીને દિવસે જ્યારે છાયા પૂર્વ તરફ ઢળતી હતી, પાછલી પોરષી બરાબર પૂરી થઈ હતી, સુવ્રત નામનો દિવસ હતો વિજય નામનું મુહૂર્ત હતું ત્યારે ભગવાન જૃંભિક–જંભિયા–ગ્રામ નગરની બહાર ઋજુવાલિકા નદીને કાંઠે એક ખંડેર જેવા જુના ચૈત્યની બહુ દૂર નહીં તેમ બહુ પાસે નહીં એ રીતે શ્યામાક નામના ગૃહપતિના ખેતરમાં શાળના વૃક્ષની નીચે ગોદોહાસને ઊભડક બેસીને ધ્યાનમાં રહેલા હતા. ત્યાં એ રીતે ધ્યાનમાં રહેતા અને આતાપના દ્વારા તપ કરતા ભગવાને છ ટંક ભોજન અને પાણી નહીં લેવાનો છઠ્ઠનો તપ કરેલો હતો, હવે બરાબર જે વખતે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો યોગ થયેલો હતો તે વખતે એ રીતે ધ્યાનમાં મગ્ન રહેતા ભગવાન મહાવીરને અંતવગરનું, ઉત્તમોઉત્તમ, વ્યાઘાત વગરનું, આવરણ વિનાનું, સમગ્ર અને સર્વ પ્રકારે પરિપૂર્ણ એવું કેવળવર જ્ઞાન અને કેવળવર દર્શન પ્રગટયુ.

૧૨૧ ત્યાર પછી તે ભગવાન અરહત થયા, જિન કેવળી સર્વજ્ઞ અને સર્વદર્શી થયા, હવે ભગવાન દેવ માનવ અને અસુર સહિત લોકનાં–જગતનાં તમામ પર્યાય જાણે છે જુએ છે–આખા લોકમાં તમામ જીવોના આગમન ગમન સ્થિતિ ચ્યવન ઉપપાત, તેમનું મન માનસિક સંકલ્પો ખાનપાન તેમની સારી નરસી તમામ પ્રવૃત્તિઓ, તેમના ભોગવિલાસો, તેમની જે જે પ્રવૃત્તિઓ ખુલ્લી છે તે અને જે જે પ્રવૃત્તિઓ છાની છે તે તમામ પ્રવૃત્તિઓને ભગવાન જાણે છે, જુએ છે. હવે ભગવાન અરહા થયા એટલે તેમનાથી કશું રહસ્ય–છૂપુ–રહી શકે એમ નથી એવા થયા, અરહસ્યના ભાગી થયા–તેમની પાસે કરોડો દેવો નિરતર સેવા માટે રહેવાને લીધે હવે તેઓને રહસ્યમાં–એકાંતમાં રહેવાનું બનતું નથી એવા થયા, એ રીતે અરહા થયેલા ભગવાન તે તે કાળે માનસિક વાચિક અને કાયિક પ્રવૃત્તિઓમાં વર્તતા સમગ્ર લોકના તમામ જીવોના તમામ ભાવોને જાણતા જોતા વિહરતા રહે છે.

૧૨૨ તે કાળે તે સમયે શ્રમણ ભગવાન મહાવીરે અસ્થિક ગ્રામને અવલંબીને પ્રથમ વર્ષાવાસ–ચોમાસુ–કર્યું હતું અર્થાત્ ભગવાન પ્રથમ ચોમાસામાં અસ્થિક ગ્રામમાં રહ્યા હતા.

ચંપા નગરીમાં અને પૃષ્ઠચંપામાં ભગવાને ત્રણ ચોમાસાં કર્યાં હતાં–ભગવાન ચંપામાં અને પૃષ્ઠચપામાં ચોમાસું રહેવા ત્રણ વાર આવ્યા હતા, વૈશાલી નગરીમાં અને વાણિયા ગામમાં ભગવાન બાર વાર ચોમાસું રહેવા આવ્યા હતા, રાજગૃહનગરમાં અને તેની બહારના નાલંદા પાડામાં ભગવાન ચૌદવાર ચોમાસુ રહેવા આવ્યા હતા, મિથિલા નગરીમાં ભગવાન છ વાર ચોમાસું રહેવા આવ્યા હતા, ભદ્દિયા નગરીમાં બે વાર, આલભિકા

નગરીમાં એક વાર, સાવત્થી નગરીમાં એકવાર, પ્રણીતભૂમિમાં એટલે વજભૂમિ નામના અનાર્ય દેશમાં એક વાર ભગવાન ચોમાસું રહેવા આવ્યા હતા અને તદ્દન છેલ્લું ચોમાસું રહેવા ભગવાન મધ્યમા પાવા નગરીમાં હસ્તિપાલ રાજાની મોજણી કામદારોની કચેરીવાળી જગ્યામાં આવ્યા હતા.

૧૨૩ ભગવાન જ્યારે છેલ્લું ચોમાસું રહેવા ત્યાં મધ્યમા પાવા નગરીમાં હસ્તિપાલ રાજાની મોજણી કામદારોની કચેરીવાળી જગ્યામાં આવેલા ત્યારે તે ચોમાસાની વર્ષાઋતુનો ચોથો મહિનો અને સાતમો પક્ષ ચાલતો હતો, સાતમો પક્ષ એટલે કાર્તિક માસનો વ૦ દિ૦ પક્ષ, તે કાર્તિક માસના વ૦ દિ૦ પખવાડિયાની પંદરમી તિથિ એટલે અમાસ આવી અને ભગવાનની તે છેલ્લી રાત હતી. તે રાતે શ્રમણ ભગવાન મહાવીર કાળધર્મને પામ્યા–દુનિયા છોડીને ચાલ્યા ગયા, ફરીવાર જનમ ન લેવો પડે એ રીતે ચાલ્યા ગયા, તેમનાં જનમ જરા મરણનાં તમામ બંધનો છેદાઇ ગયાં અર્થાત્ ભગવાન સિદ્ધ થયા, બુદ્ધ થયા, મુક્ત થયા, દુઃખોના અંતકૃત–નાશ કરનારા–થયા, પરિનિર્વાણ પામ્યા અને તેમનાં તમામ દુઃખો હીણાં થઈ ગયાં–ચાલ્યાં ગયાં.

ભગવાન જ્યારે કાળધર્મને પામ્યા ત્યારે ચંદ્ર નામનો બીજો સંવત્સર ચાલતો હતો, પ્રીતિવર્ધન નામે માસ હતો, નંદિવર્ધન નામે પખવાડિયું હતું, અગ્ગિવેસ–અગ્નિવેશ્મ–નામે તે દિવસ હતો જેનું બીજું નામ 'ઉવસમ' એમ કહેવાય છે અને દેવાણંદા નામે તે રાત્રિ હતી જેનું બીજું નામ 'નિરઇ' કહેવાય છે, એ રાતે અર્ચ નામનો લવ હતો, મુહૂર્ત નામનો પ્રાણ હતો, સિદ્ધ નામનો સ્તોક હતો, નાગ નામે કરણ હતું, સર્વાર્થસિદ્ધ નામે મુહૂર્ત હતું અને બરાબર સ્વાતિ નક્ષત્રનો યોગ આવેલો હતો. એવે સમયે ભગવાન કાળધર્મને પામ્યા, દુનિયા છોડીને ચાલ્યા ગયા અને યાવત્ તેમનાં તમામ દુઃખો તદ્દન હીણાં થઈ ગયાં–તદ્દન છેદાઈ ગયાં.

૧૨૪ જે રાતે શ્રમણ ભગવાન મહાવીર કાળધર્મને પામ્યા યાવત્ તેમનાં તમામ દુઃખો તદ્દન છેદાઈ ગયાં તે રાતે ઘણા દેવો અને દેવીઓ નીચે આવતાં હોવાથી અને ઉપર જતાં હોવાથી ખુબ ઉદ્દ્યોત ઉદ્દ્યોત પ્રકાશ પ્રકાશ થઇ રહ્યો હતો.

૧૨૫ જે રાત્રે શ્રમણ ભગવાન મહાવીર કાળધર્મને પામ્યા યાવત્ તેમનાં તમામ દુઃખો તદ્દન છેદાઇ ગયાં તે રાતે ઘણા દેવો ને દેવીઓ નીચે આવતાં હોવાથી અને ઉપર જતાં હોવાથી ભારે કોલાહલ અને ભારે ઘોંઘાટ થયો હતો.

૧૨૬ જે રાત્રે શ્રમણ ભગવાન મહાવીર કાળધર્મને પામ્યા યાવત્ તેમનાં તમામ દુઃખો તદ્દન છેદાઈ ગયાં તે રાત્રે તેમના પટ્ટશિષ્ય ગૌતમગોત્રના ઇન્દ્રભૂતિ અનગારનું ભગવાન મહાવીરને લગતું પ્રેમબંધન વિછિન્ન થઈ ગયું. અને તે ઇન્દ્રભૂતિ અનગારને અંત વગરનું, ઉત્તમોત્તમ એવું યાવત કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયું.

૧૨૭ જે રાત્રે શ્રમણ ભગવાન મહાવીર કાળધર્મને પામ્યા યાવત તેમનાં તમામ દુઃખો તદ્દન છેદાઇ ગયાં તે રાત્રે કાશી દેશના મલ્લકીવંશના નવ ગણુ રાજાઓ અને કોશલ દેશના લિચ્છવી વંશના બીજા નવ ગણુ રાજાઓ એ રીતે અઢારે ગણુ રાજાઓ અમાવાસ્યાને દિવસે આઠ પહોરનો પૌષધ ઉપવાસ કરીને ત્યાં રહ્યા હતા. તેઓએ એમ વિચારેલું કે તે ભાવોદ્દ્યોત એટલે જ્ઞાનરૂપ પ્રકાશ ચાલ્યો ગયો એટલે હવે અમે દ્રવ્યોદ્દ્યોત એટલે દીવાનો પ્રકાશ કરીશું.

૧૨૮ જે રાત્રે શ્રમણ ભગવાન મહાવીર કાળધર્મને પામ્યા યાવત્ તેમનાં તમામ-દુઃખો છેદાઇ ગયાં, તે રાત્રે ભગવાન મહાવીરના જન્મનક્ષત્ર ઉપર ક્ષુદ્ર ક્રૂર સ્વભાવનો ૨૦૦૦ વર્ષ સુધી રહેનારો એવો ભસ્મરાશિ નામનો મહાગ્રહ આવ્યો હતો.

૧૨૯ જ્યારથી તે ક્ષુદ્ર ક્રૂર સ્વભાવનો ૨૦૦૦ વર્ષ સુધી રહેનારો એવો ભસ્મરાશિ નામનો મહાગ્રહ ભગવાન મહાવીરના જન્મનક્ષત્ર પર આવ્યો હતો ત્યારથી શ્રમણ નિર્ગ્રંથો અને નિર્ગ્રંથીઓનો પૂજા સત્કાર ઉત્તરોત્તર વધતો ચાલતો નથી.

૧૩૦ જ્યારે તે ક્ષુદ્ર ક્રૂર સ્વભાવનો ભસ્મરાશિગ્રહ ભગવાનના જન્મનક્ષત્ર ઉપરથી ખસી જશે ત્યારે શ્રમણ નિર્ગ્રંથો અને નિર્ગ્રંથીઓનો પૂજા સત્કાર વધતો વધતો ચાલશે.

૧૩૧ જે રાત્રે શ્રમણ ભગવાન મહાવીર કાળધર્મને પામ્યા યાવત તેમનાં તમામ દુઃખો છેદાઇ ગયાં તે રાત્રે બચાવી ન શકાય એવી કુંથવા નામની જીવાત ઉત્પન્ન થઇ ગઇ, જે જીવાત સ્થિર હોય–ચાલતી ન હોય–તો છદ્મસ્થ નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓને આંખે જલદી જોવાય તેવી નહોતી અને જ્યારે અસ્થિર હોય એટલે કે ચાલતી હોય ત્યારે તે જીવાતને છદ્મસ્થ નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ પોતાની આંખે ઝડપથી જોઈ શકતા હતા. એવી એ જીવાતને જોઇને ઘણા નિર્ગ્રંથોએ અને નિર્ગ્રંથીઓએ અનશન સ્વીકારી લીધું હતું.

૧૩૨ પ્ર૦ હે ભગવંત! તે એમ કેમ થયું? એટલે કે એ જીવાતને જોઇને નિર્ગ્રંથો અને નિર્ગ્રંથીઓએ અનશન કર્યું એ શું સૂચવે છે?

ઉ૦ આજથી માંડીને સંયમ દુરારાધ્ય થશે એટલે કે સંયમ પાળવો ઘણો કઠણ પડશે એ હકીકતને એ અનશન સૂચવે છે.

૧૩૩ તે કાળે તે સમયે ભગવાન મહાવીરને ઈન્દ્રભૂતિ વગેરે ચૌદ હજાર ૧૪૦૦૦ શ્રમણોની ઉત્કૃષ્ટી શ્રમણ સંપદા હતી.

૧૩૪ ભગવાન મહાવીરને આર્ય ચંદના વગેરે છત્રીસ હજાર ૩૬૦૦૦ આર્યિકાઓની ઉત્કૃષ્ટી આર્યિકા સંપદા હતી.

૧૩૫ શ્રમણ ભગવાન મહાવીરને શંખ શતક વગેરે એકલાખ ઓગણસાઠ હજાર શ્રાવકોની ઉત્કૃષ્ટી શ્રમણોપાસક સંપદા હતી.

૧૩૬ શ્રમણ ભગવાન મહાવીરને સુલસા રેવતી વગેરે ત્રણ લાખ અઢાર હજાર શ્રમણોપાસિકાઓની–શ્રાવિકાઓની ઉત્કૃષ્ટી શ્રાવિકા સંપદા હતી.

૧૩૭ શ્રમણ ભગવાન મહાવીરને જિન નહિ છતાં જિનની જેવા સર્વાક્ષર સન્નિપાતી અને જિનની પેઠે સાચું સ્પષ્ટીકરણ કરનારા એવા ત્રણસો ચતુર્દશપૂર્વધરોની–ચૌદપૂર્વીઓની –ઉત્કૃષ્ટી સંપદા હતી.

૧૩૮ શ્રમણ ભગવાન મહાવીરને વિશેષ પ્રકારની લબ્ધિવાળા એવા તેરસો અવધિજ્ઞાનીઓની ઉત્કૃષ્ટી સંપદા હતી.

૧૩૯ શ્રમણ ભગવાન મહાવીરને સંપૂર્ણ ઉત્તમ જ્ઞાન ને દર્શનને પામેલા એવા સાતસો કેવળજ્ઞાનીઓની ઉત્કૃષ્ટી સંપદા હતી.

૧૪૦ શ્રમણ ભગવાન મહાવીરને દેવ નહિ છતાં દેવની સમૃદ્ધિને પામેલા એવા સાતસો વૈક્રિયલબ્ધિવાળા શ્રમણોની ઉત્કૃષ્ટી સંપદા હતી.

૧૪૧ શ્રમણ ભગવાન મહાવીરને અઢીદ્વીપમાં અને બે સમુદ્રમાં રહેનારા, મન-વાળા, પૂરી પર્યાપ્તિવાળા એવા પંચેન્દ્રિયપ્રાણીઓનાં મનના ભાવોને જાણે એવા પાંચસો વિપુલમતિ જ્ઞાની શ્રમણોની ઉત્કૃષ્ટી સંપદા હતી.

૧૪૨ શ્રમણ ભગવાન મહાવીરને દેવ, મનુષ્ય ને અસુરોવાળી સભાઓમાં વાદ કરતાં પરાજય ન પામે એવા ચારસો વાદીઓની એટલે શાસ્ત્રાર્થ કરનારાઓની ઉત્કૃષ્ટી સંપદા હતી.

૧૪૩ શ્રમણ ભગવાન મહાવીરના સાતસો શિષ્યો સિદ્ધ થયા યાવત તેમનાં સર્વદુઃખો છેદાઇ ગયાં–નિર્વાણને પામ્યા અને શ્રમણ ભગવાન મહાવીરની ચૌદસો શિષ્યાઓ સિદ્ધ થઈ–નિર્વાણ પામી.

૧૪૪ શ્રમણ ભગવાન મહાવીરને ભવિષ્યની ગતિમાં કલ્યાણ પામનારા, વર્તમાન સ્થિતિમાં કલ્યાણ અનુભવનારા અને ભવિષ્યમાં ભદ્ર પામનારા એવા આઠસો અનુત્તરૌપપાતિક મુનિઓની ઉત્કૃષ્ટી સંપદા હતી. એટલે કે એમના એવા સાતસો મુનિઓ હતા કે જે અનુત્તર વિમાનમાં જનારા હતા.

૧૪૫ શ્રમણ ભગવાન મહાવીરના સમયમાં મોક્ષે જનારા લોકોની બે પ્રકારની ભૂમિકા હતી. જેમકે યુગાન્તકૃતભૂમિકા અને પર્યાયાંતકૃતભૂમિકા. યુગાન્તકૃતભૂમિકા એટલે જે લોકો અનુક્રમે મુક્તિ પામે એટલે કે ગુરુ મુક્તિ પામે એ પછી એનો શિષ્ય મુક્તિ પામે પછી એનો પ્રશિષ્ય મુક્તિ પામે; એ રીતે જેઓ અનુક્રમે મુક્તિ પામ્યા કરે તેમની મોક્ષ પરત્વે યુગાન્તકૃતભૂમિકા કહેવાય. અને પર્યાયાંતકૃત ભૂમિકા એટલે ભગવાન કેવળી થયા પછી જે લોકો મુક્તિ પામે તેમની મોક્ષ પરત્વે પર્યાયાંતકૃતભૂમિકા કહેવાય. ભગવાનથી ત્રીજા પુરૂષ સુધી યુગાન્તકૃતભૂમિકા હતી એટલે કે પહેલાં ભગવાન મોક્ષે ગયા

પછી એમના કોઈ શિષ્ય મોક્ષે ગયા અને પછી એમના પ્રશિષ્ય એટલે જંબુસ્વામી મોક્ષે ગયા. આ યુગાન્તકૃતભૂમિકા જંબુસ્વામી સુધી જ ચાલી પછી બંધ પડી ગઈ. અને ભગવાનને કેવળી થયે ચાર વરસ વીત્યા પછી કોઈક મોક્ષે ગયો, એટલે કે ભગવાનને કેવળી થયા પછી ચાર વરસે મુક્તિનો માર્ગ વહેતો થયો અને તે જંબુસ્વામી સુધી વહેતો રહ્યો.

૧૪૬ તે કાળે તે સમયે શ્રમણ ભગવાન મહાવીર ત્રીસ વરસ સુધી ગૃહવાસમાં રહીને બાર કરતાં વધારે વરસ સુધી છદ્મસ્થ એવા મુનિ પર્યાયને પામીને તે પછી ત્રીસ કરતાં કંઈક ઓછાં વરસ સુધી કેવળી પર્યાયને પામીને એકંદર કુલ બેંતાલીસ વરસ સુધી સાધુપણાનો પર્યાય પામીને એ રીતે કુલ બોંતેર વરસનું આયુષ્ય પૂરું કરીને અને તેમનાં વેદનીય આયુષ્ય નામ અને ગોત્રકર્મ ક્ષીણ થયાં પછી આ અવસર્પિણી કાળનો દુઃષમ સુષમ નામનો ચોથો આરો બહુ વીત્યા પછી તથા તે આરાના ત્રણ વરસ અને સાડા આઠ મહિના બાકી રહ્યા પછી મધ્યમાપાપા નગરીમાં હસ્તિપાળ રાજાની મોજણી કામ-દારોને બેસવાની જગ્યામાં એકલા કોઈ બીજું સાથે નહિ એ રીતે છ ટંકનાં ભોજન અને પાનનો ત્યાગ કરીને એટલે કે છઠ કરીને સ્વાતિ નક્ષત્રનો યોગ થતાં વહેલી સવારે એટલે કે ચાર ઘડી રાત બાકી રહેતાં પદ્માસનમાં બેઠેલા ભગવાન કલ્યાણફળવિપાકનાં પચાવન અધ્ય-યનોને અને પાપફળવિપાકનાં બીજાં પંચાવન અધ્યયનોને અને કોઇએ નહિ પૂછેલા એવા પ્રશ્નોના ખુલાસા આપનારાં છત્રીસ અધ્યયનોને કહેતાં કહેતાં કાળધર્મને પામ્યા—જગતને છોડી ગયા, ઊર્ધ્વગતિએ ગયા અને એમનાં જન્મ જરા અને મરણના બંધનો કપાઈ ગયાં. તેઓ સિદ્ધ થયા, બુદ્ધ થયા, મુક્ત થયા, તમામ કર્મોનો એમણે નાશ કર્યો. તમામ સંતાપો વગરના થયા અને તેમનાં તમામ દુઃખો હીણાં થઈ ગયાં એટલે નાશ પામી ગયાં.

૧૪૭ આજે તમામ દુઃખો જેમનાં નાશ થઇ ગયાં છે, એવા સિદ્ધ, બુદ્ધ યાવત શ્રમણ ભગવાન મહાવીરનું નિર્વાણ થયાંને નવસો વર્ષ વીતી ગયાં, તે ઉપરાન્ત આ હજારમા વર્ષના એંશીમા વર્ષનો વખત ચાલે છે. એટલે ભગવાન મહાવીરને નિર્વાણ પામ્યાને આજે ૯૮૦ વરસ થયાં બીજી વાચનામાં વળી કેટલાક એમ કહે છે કે નવસો વરસ ઉપરાન્ત હજારમા વર્ષના તાણુમા વર્ષનો કાળ ચાલે છે, એવો પાઠ દેખાય છે. એટલે એમને મતે મહાવીર નિવાર્ણને નવસો તાર્ણુ–૯૯૩–વર્ષ થયાં કહેવાય.

## પુરુષાદાનીય અરહત પાસ

૧૪૮ તે કાલે તે સમયે પુરુષાદાનીય પાર્શ્વ અરહંત પંચ વિશાખાવાળા હતા એટલે એમના જીવનના પાંચ પ્રસંગોમાં વિશાખા નક્ષત્ર આવેલુ હતું. તે જેમકે; ૧ પાર્શ્વ અરહંત વિશાખા નક્ષત્રમાં ચવ્યા, ચવીને ગર્ભમાં આવ્યા. ૨ વિશાખા નક્ષત્રમાં જનમ પામ્યા. ૩ વિશાખા નક્ષત્રમાં મુંડ થઇને ઘરથી બહાર નીકળી તેમણે અનગારની દશાને સ્વીકારી. ૪ વિશાખા નક્ષત્રમાં તેમને અનંત, ઉત્તમોત્તમ, વ્યાઘાત વગરનુ, આવરણ વગરનું, સકલ,

પ્રતિપૂર્ણ એવું ઉત્તમ કેવળજ્ઞાનદર્શન પેદા થયું અને ૫ ભગવાન પાર્શ્વ વિશાખા નક્ષત્રમાં નિર્વાણ પામ્યા.

૧૪૯ તે કાલે તે સમયે પુરુષાદાનીય પાર્શ્વ અરહંત, જે તે ગ્રીષ્મઋતુનો પ્રથમ માસ, પ્રથમ પક્ષ અને ચૈત્ર મહિનાનો વ૦ દિ૦ નો સમય આવ્યો ત્યારે તે ચૈત્ર વ૦ દિ૦ ચોથના પક્ષમાં વીશ સાગરોપમની આયુષ મર્યાદાવાળા પ્રાણત નામના કલ્પ–સ્વર્ગ–માંથી આયુષ મર્યાદા પૂરી થતાં દિવ્ય આહાર, દિવ્ય જન્મ અને દિવ્ય શરીર છૂટી જતાં તરત જ ચવીને અહીં જ જંબૂદ્વીપ નામના દ્વીપમાં ભારત વર્ષમાં વાણારસી નગરીમાં અશ્વસેન રાજાની રાણી વામાદેવીની કુક્ષિમાં રાતનો પૂર્વ ભાગ અને પાછલો ભાગ જોડાતો હતો એ સમયે–મધરાતે–વિશાખા નક્ષત્રનો યોગ થતાં ગર્ભપણે ઉત્પન્ન થયા'.

૧૫૦ પુરુષાદાનીય અરિહંત પાર્શ્વ ત્રણ જ્ઞાનથી યુક્ત પણ હતા, તે જેમકે; 'હું ચવીશ' એમ તે જાણે છે, ઇત્યાદિ બધું આગળ શ્રી ભગવાન મહાવીરના પ્રકરણમાં આવેલા સ્વપ્નદર્શનના વર્ણનને લગતા તે જ પાઠ વડે કહેવું યાવત્ 'માતાએ પોતાના ઘરમાં પ્રવેશ કર્યો' યાવત્ 'માતા સુખે સુખે તે ગર્ભને ધારણ કરે છે.'

૧૫૧ તે કાલે તે સમયે જે તે હેમંત ઋતુનો બીજો માસ, ત્રીજો પક્ષ અને પોષ મહિનાનો વ૦ દિ૦ નો સમય આવ્યો ત્યારે તે પોષ વ૦ દિ૦ દશમના પક્ષે નવ માસ બરાબર પૂરા થયા પછી અને તેમની ઉપર સાડાસાત રાતદિવસ વીતી ગયા પછી રાતનો પૂર્વભાગ તથા પાછલો ભાગ જોડાતો હતો તે સમયે–મધરાતે–વિશાખા નક્ષત્રનો યોગ થતાં આરોગ્યવાળી માતાએ આરોગ્યપૂર્વક પુરુષાદાનીય અરિહંત પાર્શ્વ નામના પુત્રને જનમ આપ્યો.

અને જે રાતે પુરુષાદાનીય અરહંત પાર્શ્વ જનમ પામ્યા તે રાત ઘણા દેવો અને દેવીઓ વડે યાવત્ ઊપર ઝળહળાટવાળી અથવા ઝગારા મારતી હોય તેવી થઈ હતી અને દેવો તથા દેવીઓની આવજાને લીધે કોલાહલવાળી પણ થઇ હતી.

બાકી બધું શ્રીભગવાન મહાવીરના પ્રકરણમાં આવ્યા પ્રમાણે જ કહેવું. વિશેષમાં આ સ્થળે બધે 'પાર્શ્વ' ભગવાનનું નામ લઇને તે પાઠ વડે બધી હકીકત કહેવી યાવત્ 'તેથી કરીને કુમારનું નામ 'પાર્શ્વ' હો'

૧૫૨ પુરૂષાદાનીય અરહંત પાર્શ્વ દક્ષ હતા, દક્ષ પ્રતિજ્ઞાવાળા, ઉત્તમ રૂપવાળા, સર્વ ગુણોથી યુક્ત, ભદ્ર અને વિનયવાળા હતા. તેઓ એ રીતે ત્રીશ વરસ સુધી ઘરવાસ વચ્ચે વસ્યા, ત્યાર પછી વળી જેમનો કહેવાનો આચાર છે એવા લોકાંતિક દેવોએ આવીને તે પ્રકારની ઇષ્ટ વાણી દ્વારા યાવત્ તેમને આ પ્રમાણે કહ્યું:

'હે નંદ! તારો જય થાઓ, જય થાઓ. હે ભદ્ર! તારો જય થાઓ જય થાઓ યાવત્ 'તે દેવો એ રીતે 'જયજય' શબ્દનો પ્રયોગ કરે છે.'

૧૫૩ પુરુષાદાનીય અરહંત પાર્શ્વને માનવીના ગૃહસ્થધર્મથી પહેલાં પણ એટલે ભગવાન પાર્શ્વે માનવદેહે ગૃહસ્થધર્મ સ્વીકાર્યો તે પહેલાં પણ ઉત્તમ આભોગિક જ્ઞાન હતું ઇત્યાદિ તે બધું શ્રીભગવાન મહાવીરની હકીકત પ્રમાણે કહેવું યાવત્ દાયિકોમાં –ભાગના હકદારોમાં–દાનને બરાબર વહેંચીને જે તે હેમંત ઋતુનો બીજો માસ, ત્રીજો પક્ષ એટલે પોષ માસનો વ૦ દિ૦ પક્ષ આવ્યો અને તે પોષ માસના વ૦ દિ૦ પક્ષની અગ્યારશનો દિવસ આવ્યો ત્યારે દિવસના પૂર્વ ભાગને સમયે એટલે દિવસને ચડતે પહોરે વિશાલા શિબિકામાં બેસીને દેવો, માનવો, અને અસુરોની મોટી સભા–મંડળી સાથે ઇત્યાદિ બધું યાવત્ શ્રીભગવાન મહાવીરની હકીકત પ્રમાણે જ કહેવું. અહીં વિશેષતા એ કે 'પાર્શ્વનાથ ભગવાન વાણારસી નગરીની વચ્ચોવચ્ચ થઇને નીકળે છે, નીકળીને જે તરફ આશ્રમપદ નામનુ ઉદ્યાન છે તે તરફ અને તે ઉદ્યાનમાં જે તરફ અશોકનું ઉત્તમ વૃક્ષ છે તે તરફ સમીપે જાય છે, સમીપે જઇને અશોકના ઉત્તમ વૃક્ષની નીચે શિબિકાને ઊભી રખાવે છે, ઊભી રખાવીને શિબિકામાંથી નીચે ઊતરે છે, નીચે ઊતરીને પોતાની જ મેળે આભરણો માળાઓ અને બીજા અલંકારોને નીચે મૂકે છે, નીચે મૂકીને પોતાની જ મેળે પંચમુષ્ટિક લોચ કરે છે, લોચ કરીને પાણી વગરનો અટ્ઠમભક્ત કરવા સાથે તેમને વિશાખા નક્ષત્રનો જોગ આવતાં એક દેવદૂષ્યને લઇને બીજા ત્રણસેં પુરુષો સાથે મુંડ થઇને ઘરવાસથી નીકળીને અનગારદશાને સ્વીકારી.

૧૫૪ પુરુષાદાનીય અરહંત પાર્શ્વે હમેશાં શરીર તરફના લક્ષ્યને વોસરાવેલ હતું, શારીરિક વાસનાઓને તજી દીધેલ હતી એથી અનગાર દશામાં એમને જે કોઇ ઉપસર્ગો ઉપજે છે પછી ભલે તે ઉપસર્ગો દેવી હોય, માનવીએ કરેલા હોય કે પશુપક્ષીઓ તરફથી થતા હોય. તે ત્રણે પ્રકારના ઉત્પન્ન થયેલા ઉપસર્ગોને એઓ નિર્ભયપણે સારી રીતે સહે છે, ક્રોધ આણ્યા વિના ખમે છે, ઉપસર્ગો તરફ તેમની સામર્થ્ય સાથેની તિતિક્ષાવૃત્તિ છે અને એઓ શરીરને બરાબર અચલ દૃઢ રાખીને એ ઉપસર્ગોને પોતા ઊપર આવવા દે છે.

૧૫૫ ત્યાર પછી તે પાર્શ્વ ભગવાન અનગાર થયા યાવત્ ઇર્યાસમિતિવાળા થયા અને તે રીતે આત્માને ભાવિત કરતાં કરતા તેમને ત્યાશી રાતદિવસ વીતી ગયાં અને જ્યારે તેઓ એ રીતે આત્માને ભાવિત કરતાં કરતાં ચોરાશીમા દિવસની વચ્ચે વર્તતા હતા ત્યારે જે તે ગ્રીષ્મઋતુનો પ્રથમ માસ, પ્રથમ પક્ષ અને ચૈત્ર માસનો વ૦ દિ૦ પક્ષ આવ્યો, તે ચૈત્ર માસની વ૦ દિ૦ ચોથના પક્ષે દિવસને ચડતે પહોરે ધાતકિના વૃક્ષની નીચે તે પાર્શ્વ અનગાર પાણી વગરનો છટ્ઠભક્ત રાખીને રહ્યા હતા, એ સમયે ધ્યાનમાં વર્તતા તેઓ રહેતા હતા ત્યારે વિશાખા નક્ષત્રનો જોગ આવતાં તેમને અનંત, ઉત્તમોત્તમ એવુ યાવત્ કેવલ ઉત્તમ જ્ઞાન તથા દર્શન ઉત્પન્ન થયું યાવત્ તેઓ જાણતા અને જોતા વિહરે છે.

૧૫૬ પુરુષાદાનીય અરહત પાસને આઠ ગણો તથા આઠ ગણધરો હતા, તે જેમકે; ૧ શુભ, ૨ અજ્જઘોસ–આર્યઘોસ, ૩ વસિષ્ઠ, ૪ બ્રહ્મચારી, ૫ સોમ, ૬ શ્રીધર, ૭ વીરભદ્ર, અને ૮ જસ.

૧૫૭ પુરુષાદાનીય અરહંત પાસના સમુદાયમાં અજ્જદિણ્ણ વગેરે સોળ હજાર સાધુઓની ઉત્કૃષ્ટ શ્રમણસંપદા હતી.

પુરુષાદાનીય અરહંત પાસના સમુદાયમાં પુષ્પચૂલા વગેરે આડત્રીશ હજાર આર્યિકાઓની ઉત્કૃષ્ટ આર્યિકાસંપદા હતી.

પુરુષાદાનીય અરહંત પાસના સમુદાયમાં સુનંદ વગેરે એકલાખ ચોસઠ હજાર શ્રમણોપાસકોની ઉત્કૃષ્ટ શ્રમણોપાસકસંપદા હતી.

પુરુષાદાનીય અરહંત પાસના સમુદાયમાં સુનંદા વગેરે ત્રણ લાખ અને સત્યાવીશ હજાર શ્રમણોપાસિકાઓની ઉત્કૃષ્ટ શ્રમણોપાસિકાસંપદા હતી.

પુરુષાદાનીય અરહંત પાસના સમુદાયમાં સાડાત્રણસેં જિન નહીં પણ જિનની જેવા તથા સર્વાક્ષરના સંયોગોને જાણનારા યાવત્ ચૌદપૂર્વીઓની સંપત હતી.

પુરુષાદાનીય અરહંત પાસના સમુદાયમાં ચૌદસેં અવધિજ્ઞાનીઓની સંપત હતી.

પુરુષાદાનીય અરહંત પાસના સમુદાયમાં એક હજાર કેવલજ્ઞાનીઓની સંપત હતી. અગીયારસેં વૈક્રિયલબ્ધિવાળાઓની તથા છસેં ઋજુમતિજ્ઞાનવાળાઓની સંપત હતી.

તેમના એક હજાર શ્રમણો સિદ્ધ થયા, તથા તેમની બે હજાર આર્યિકાઓ સિદ્ધ થઇ એટલે એમની એટલી સિદ્ધ થનારાઓની સંપત હતી.

તેમના સમુદાયમાં સાડાસાતસેં વિપુલમતિઓની–વિપુલમતિજ્ઞાનવાળાઓની, છસેં વાદીઓની અને બારસેં અનુત્તરૌપપાતિકોની એટલે અનુત્તરવિમાનમાં જનારાઓની સંપત હતી.

૧૫૮ પુરુષાદાનીય અરહંત પાસના સમયમાં અંતકૃતોની ભૂમિ એટલે સર્વદુઃખોનો અંત કરનારાઓનું સ્થળ બે પ્રકારે હતું, તે જેમકે–એક તો યુગઅંતકૃતભૂમિ હતી અને બીજી પર્યાયઅંતકૃતભૂમિ હતી. યાવત્ અરહંત પાસથી ચોથા યુગપુરુષ સુધી જુગઅંતકૃતભૂમિ હતી એટલે ચોથા પુરુષ સુધી મુક્તિમાર્ગ વહેતો–ચાલુ હતો. અરહંત પાસનો કેવળી પર્યાય ત્રણ વરસનો થયો એટલે તેમને કેવળજ્ઞાન થયાં ત્રણ વરસ વીત્યાં પછી ગમે તે કોઇએ દુઃખોનો અંત કર્યો અર્થાત્ મુક્તિમાર્ગ વહેતો થયો, એ તેમની વેળાની પર્યાયાંતકૃતભૂમિ હતી.

૧૫૯ તે કાળે તે સમયે ત્રીશ વરસ સુધી ઘરવાસમાં રહીને, ત્યાશી રાતદિવસ છદ્મસ્થ પર્યાયને પામીને, પૂરેપૂરાં નહીં પણ થોડાં ઓછા શિત્તેર વરસ સુધી કેવળીપર્યાયને પામીને, પૂરેપૂરાં શિત્તેર વરસ સુધી શ્રામણ્યપર્યાયને પામીને એમ એકંદર સો વરસનુ પોતાનું બધું આયુષ્ય પાળીને વેદનીયકર્મ આયુષ્યકર્મ નામકર્મ અને ગોત્રકર્મનો ક્ષય થયે આ દુષમ-

સુષમા નામની અવસર્પિણી ઘણી વીતી ગયા પછી જે તે વર્ષાઋતુનો પ્રથમ માસ બીજો પક્ષ એટલે શ્રાવણમાસનો શુકલપક્ષ આવ્યો ત્યારે તે શ્રાવણશુદ્ધની આઠમના પક્ષે સંમેતશૈલના શિખર ઉપર પોતાના સહિત ચોત્રીશમા એવા અર્થાત્ બીજા તેત્રીશ પુરુષો અને પોતે ચોત્રીશમા એવા પુરુષાદાનીય અરહત પાસ મહિના સુધી પાણી વગરના માસિકભક્તનું તપ તપ્યા. એ સમયે દિવસને ચડતે પહોરે વિશાખા નક્ષત્રનો યોગ થતાં બન્ને હાથ લાંબા રહે એ રીતે ધ્યાનમાં વર્તતા તેઓ કાલગત થયા એટલે કાળધર્મને પામ્યા. વ્યતિક્રાંત થઈ ગયા યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થઈ ગયા.

૧૬૦ કાલધર્મને પામેલા યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થયેલા પુરુષાદાનીય અરહત પાસને થયાં બારસેં વરસ વીતી ગયાં અને આ તેરસોમા વરસના ત્રીશમા વરસનો સમય જાય છે.

## અરહત અરિષ્ટનેમિ

૧૬૧ તે કાલે તે સમયે અરહત અરિષ્ટનેમિ પાંચ ચિત્રાવાળા હતા એટલે એમના જીવનના પાંચ પ્રસંગોમાં ચિત્રા નક્ષત્ર આવેલું હતું. તે જેમકે; અરહત અરિષ્ટનેમિ ચિત્રા નક્ષત્રમાં ચવ્યા, ચવીને ગર્ભમાં આવ્યા, ઇત્યાદિ બધી વક્તવ્યતાની માંડણી ચિત્રા નક્ષત્રના પાઠ સાથે પૂર્વ પ્રમાણે સમજવી યાવત્ તેઓ ચિત્રા નક્ષત્રમાં પરિનિર્વાણને પામ્યા.

૧૬૨ તે કાલે તે સમયે અરહત અરિષ્ટનેમિ, જે તે વર્ષાઋતુનો ચોથો માસ, સાતમો પક્ષ અને કાર્તિકમહિનાનો વ૦ દિ૦ નો સમય આવ્યો ત્યારે તે કાર્તિક વ૦ દિ૦ બારશના પક્ષમાં બત્રીશ સાગરોપમની આયુષ્ય મર્યાદાવાળા અપરાજિત નામના મહાવિમાનમાંથી તરત જ ચવીને અહીં જ જમ્બૂદ્વીપ નામના દ્વીપમાં ભારતવર્ષમાં સોરિયપુર નામના નગરમાં સમુદ્રવિજય રાજાની ભારજા શિવાદેવીની કુક્ષિમાં રાતનો પૂર્વભાગ અને પાછલો ભાગ ભેગો થતો હતો એ સમયે–મધરાતે ચિત્રા નક્ષત્રનો જોગ થતાં ગર્ભપણે ઉત્પન્ન થયા. ઇત્યાદિ બધું આગળ શ્રીભગવાન મહાવીરના પ્રકરણમાં આવેલા સ્વપ્નદર્શન અને ધનની વૃષ્ટિ વગેરેને લગતા પાઠ સાથે તે જ રીતે અહીં કહેવું.

૧૬૩ તે કાલે તે સમયે જે તે વર્ષાઋતુનો પ્રથમ માસ, બીજો પક્ષ અને શ્રાવણમહિનાનો શુદ્ધ પક્ષ આવ્યો. તે સમયે તે શ્રાવણશુદ્ધ પાંચમના પક્ષે નવ માસ બરાબર પૂરા થયા, યાવત્ મધરાતે ચિત્રા નક્ષત્રનો જોગ થતાં આરોગ્યવાળી માતાએ આરોગ્યપૂર્વક અરહત અરિષ્ટનેમિને જન્મ આપ્યો. જન્મની હકીકતમાં પિતા તરીકે 'સમુદ્રવિજય' ના પાઠ સાથે યાવત્ આ કુમારનું નામ 'અરિષ્ટનેમિ' કુમાર થાઓ ઇત્યાદિ બધુ સમજવું.

૧૬૪ અરહત અરિષ્ટનેમિ દક્ષ હતા યાવત્ તેઓ ત્રણસેં વરસ સુધી કુમાર અવસ્થામાં ઘરવાસવચ્ચે વસ્યા, ત્યાર પછી વળી જેમનો કહેવાનો આચાર છે એવા

લોકાંતિક દેવોએ આવીને તેમને કહ્યું ઈત્યાદિ બધું જેમ આગળ આવી ગયું છે તેમ કહેવું યાવત્ 'ભાગના હકદારોમાં દાનને વહેંચી આપીને' ત્યાંસુધી.

જે તે વર્ષાઋતુનો પ્રથમ માસ, બીજો પક્ષ એટલે શ્રાવણનો શુદ્ધ પક્ષ આવ્યો અને તે શ્રાવણ શુદ્ધની છટ્ઠના પક્ષે દિવસને ચડતે પ્રહોરે જેમની વાટની પાછળ પાછળ દેવો માનવો અને અસુરોની મંડળી ચાલી રહી છે એવા અરિષ્ટનેમિ ઉત્તરકુરા નામની શિબિકામાં બેસીને યાવત્ દ્વારિકા નગરીની વચ્ચોવચ્ચ થઈને નીકળે છે, નીકળીને જે તરફ રૈવતક નામનું ઉદ્યાન છે ત્યાં જ આવે છે. ત્યાં આવીને અશોકના ઉત્તમ વૃક્ષની નીચે શિબિકાને ઊભી રખાવે છે. ઊભી રખાવીને તેઓ શિબિકા–પાલખીમાંથી ઊતરે છે, ઊતરીને પોતાની મેળે જ આભરણ માળાઓ અને અલંકારોને નીચે મૂકે છે, નીચે મૂકીને પોતાની જ મેળે પંચમુષ્ટિક લોચ કરે છે, લોચ કરીને પાણી વગરનો છટ્ઠભક્ત કરવા સાથે તેમણે ચિત્રા નક્ષત્રનો જોગ આવતાં એક દેવદૂષ્ય લઈને બીજા હજાર પુરુષોની સાથે મુંડ થઈને ઘરવાસમાંથી નીકળીને અનગાર દશાને સ્વીકારી.

૧૬૫ અરહત અરિષ્ટનેમિએ ચોપન રાતદિવસ ધ્યાનમાં રહેતાં તેમણે હમેશાં શરીર તરફના લક્ષ્યને તજી દીધેલ હતું અને શારીરિક વાસનાઓને છોડી દીધેલ હતી ઈત્યાદિ બધું જેમ આગળ આવ્યું છે તેમ અહીં સમજવાનું છે યાવત્ અરહત અરિષ્ટનેમિને એ રીતે ધ્યાનમાં રહેતાં પંચાવનમો રાતદિવસ આવી પહોંચ્યો. જ્યારે તેઓ એ રીતે પંચાવનમા રાતદિવસની મધ્યમાં વર્તતા હતા ત્યારે જે તે વર્ષાઋતુનો ત્રીજો માસ, પાંચમો પક્ષ એટલે આસો માસનો વ૦ દિ૦ પક્ષ અને તે આસો વ૦ દિ૦ પન્નરમીના–અમાવાસ્યાના પક્ષે દિવસના પાછલા ભાગમાં ઉજ્જિંતશૈલ શિખર ઊપર નેતરના ઝાડની નીચે પાણી વગરના અટ્ઠમભક્તનું તેમણે તપ તપેલું હતું, બરાબર એ સમયે ચિત્રા નક્ષત્રનો યોગ આવતાં ધ્યાનમાં વર્તતા તેમને અનંત એવું યાવત્ ઉત્તમ કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયું. હવે તેઓ સમસ્ત દ્રવ્યો અને તેમના તમામ પર્યાયોને જાણતા દેખતા વિહરે છે.

૧૬૬ અરહત અરિષ્ટનેમિને અઢાર ગણો અને અઢાર ગણધરો હતા.

અરહત અરિષ્ટનેમિના સમુદાયમાં વરદત્ત વગેરે અઢાર હજાર શ્રમણોની ઉત્કૃષ્ટ શ્રમણસંપત હતી.

અરહત અરિષ્ટનેમિના સમુદાયમાં આર્યયક્ષિણી વગેરે ચાળીશ હજાર આર્યિકાઓની ઉત્કૃષ્ટ આર્યિકાસંપત હતી.

અરહત અરિષ્ટનેમિના સમુદાયમાં નંદ વગેરે એકલાખ અને ઓગણોસિત્તેર હજાર શ્રમણોપાસકોની ઉત્કૃષ્ટ શ્રમણોપાસકસંપત હતી.

અરહત અરિષ્ટનેમિના સમુદાયમાં મહાસુવ્રતા વગેરે ત્રણલાખ અને છત્રીશ હજાર શ્રમણોપાસિકાઓઓની ઉત્કૃષ્ટ શ્રમણોપાસિકાસંપત હતી.

અરહંત અરિષ્ટનેમિના સમુદાયમા જિન નહીં પણ જિનની સમાન તથા સર્વ અક્ષરના સંયોગોને બરાબર જાણનારા એવા યાવત્ ચારસેં ચૌદપૂર્વીઓનીસંપત હતી.

એ જ રીતે પંદરસેં અવધિજ્ઞાનવાળાઓની, પંદરસેં કેવળજ્ઞાનવાળાઓની, પંદરસેં વૈક્રિયલબ્ધિવાળાઓની, એક હજાર વિપુલમતિજ્ઞાનવાળાઓની, આઠસેં વાદીઓની અને સોળસેં અનુત્તરૌપપાતિકોનીસંપત હતી.

તેમના શ્રમણ સમુદાયમાં પંદરસેં શ્રમણો સિદ્ધ થયા અને ત્રણ હજાર શ્રમણીઓ સિદ્ધ થઇ અર્થાત્ સિદ્ધોની તેમની એટલી સંપત હતી.

૧૬૭ અરહંત અરિષ્ટનેમિના સમયમાં અંતકૃતોની એટલે નિર્વાણ પામનારાઓની ભૂમિ બે પ્રકારની હતી, તે જેમકે; યુગઅંતકૃતભૂમિ અને પર્યાયઅંતકૃતભૂમિ. યાવત્ અરહંત અરિષ્ટનેમિ પછી આઠમા યુગપુરુષ સુધી નિર્વાણનો માર્ગ ચાલુ હતો–એ તેમની યુગઅંત-કૃતભૂમિ હતી. અરહંત અરિષ્ટનેમિને કેવળજ્ઞાન થયે બે વર્ષ વીત્યાં પછી ગમે તે કોઇએ દુઃખનો અંત કર્યો અર્થાત્ તેમને કેવળી થયે બે વર્ષ પછી નિર્વાણનો માર્ગ ચાલુ થયો.

૧૬૮ તે કાલે તે સમયે અરહંત અરિષ્ટનેમિ ત્રણસેં વરસ સુધી કુમારવાસમાં રહ્યા, ચોપન રાતદિવસ છદ્મસ્થ પર્યાયમાં રહ્યાં, તદ્દન પૂરાં નહીં–થોડાં ઓછાં સાતસેં વરસ સુધી કેવળિના કેવળિની દશામાં રહ્યા–એમ એકંદર તેઓ પૂરેપૂરાં સાતસેં વરસ સુધી શ્રામણ્યપર્યાયને પામીને અને સરવાળે તેઓ પોતાનું એક હજાર વરસસુધીનું સર્વ આયુષ્ય પામીને વેદનીયકર્મ, આયુષ્યકર્મ, નામકર્મ અને ગોત્રકર્મ એ ચારે કર્મો તદ્દન ક્ષીણ થઈ ગયાં પછી અને આ દુઃષમાસુષમા નામની અવસર્પિણી ઘણી વીતી ગયા પછી જ્યારે જે તે ગ્રીષ્માઋતુનો ચોથો માસ આઠમો પક્ષ એટલે અષાડ શુ૦ દિ૦ નો પક્ષ આવ્યો ત્યારે તે અષાડશુદ્ધની આઠમના પક્ષે ઉજ્જિતશૈલ શિખર ઊપર તેમણે બીજા પાંચસેંને છત્રીશ અનગારો સાથે પાણી વગરનું માસિકભક્ત તપ તપ્યુ, તે સમયે ચિત્રા-નક્ષત્રનો જોગ થતાં રાતનો પૂર્વ ભાગ અને પાછલો ભાગ જોડાતો હતો તે સમયે–મધરાતે નિષદ્યામાં રહેલા અર્થાત્ બેઠાબેઠા અરહંત અરિષ્ટનેમિ કાલગત થયા યાવત્ સર્વ દુઃખોથી તદ્દન છુટા થયા.

૧૬૯ અરહંત અરિષ્ટનેમિને કાલગત થયાંને યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટાં થયાંને ચોરાશી હજાર વરસ વીતી ગયાં અને તે ઊપર પંચાશીમા હજાર વરસનાં નવસેં વરસ પણ વીતી ગયાં, હવે તે ઊપર દસમા સૈકાનો આ એંશીમા વરસનો સમય ચાલે છે અર્થાત્ અરહંત અરિષ્ટનેમિને કાલગત થયાંને ચોરાશી હજાર નવસેને એંશી વરસ વીતી ગયા.

૧૭૦ અરહંત નમિને કાલગત થયાંને યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થયાંને પાંચલાખ ચોરાશી હજાર નવસેં વરસ વીતી ગયાં, હવે તે ઊપર દસમા સૈકાનો આ એંશીમા વરસનો સમય ચાલે છે.

૧૭૧ અરહંત મુનિસુવ્રતને યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થયાંને અગીયારલાખ ચોરાશી હજાર અને નવસેં વરસ વીતી ગયાં, હવે તે ઊપર દસમા સૈકાનો આ એંશીમા વરસનો સમય ચાલે છે.

૧૭૨ અરહંત મલ્લિને યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થયાંને પાંસઠ લાખ ચોરાશી હજાર અને નવસેં વરસ વીતી ગયાં, હવે તે ઊપર દસમા સૈકાનો આ એંશીમા વરસનો સમય ચાલે છે.

૧૭૩ અરહંત અરને યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થયાંને એક હજાર ક્રોડ વરસ વીતી ગયાં, બાકી બધું શ્રીમલ્લિ વિશે જેમ કહ્યું છે તેમ જાણવું અને તે આ પ્રમાણે કહ્યું છેઃ અરહંત અરના નિર્વાણગમન પછી એક હજાર ક્રોડ વરસે શ્રીમલ્લિનાથ અરહંતનું નિર્વાણ અને અરહંત મલ્લિના નિર્વાણ પછી પાંસઠ લાખ અને ચોરાશી હજાર વરસ વીતી ગયાં પછી તે સમયે મહાવીર નિર્વાણ પામ્યા અને ત્યાર પછી નવસેં વરસ વીતી ગયાં બાદ હવે તે ઊપર આ દસમા સૈકાનો એંશીમા વરસનો સમય ચાલે છે.

એ જ પ્રમાણે આગળ ઊપર શ્રેયાંસનાથની હકીકત આવે ત્યાં સુધી દેખવું એટલે ત્યાં સુધી સમજવું.

૧૭૪ અરહંત કુંથુને યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થયાંને એક પલ્યોપમના ચોથા ભાગ જેટલો સમય વીતી ગયો ત્યારબાદ પાંસઠ લાખ વરસ વીત્યે ઈત્યાદિ બધું જેમ શ્રીમલ્લિ વિશે કહેલુ છે તેમ જાણવું.

૧૭૫ અરહંત શાંતિને યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થયાંને ચાર ભાગ કમ એક પલ્યોપમ એટલે અડધું પલ્યોપમ જેટલો સમય વીતી ગયો ત્યાર બાદ પાસઠ લાખ વરસ વીત્યે ઈત્યાદિ બધું જેમ શ્રીમલ્લિ વિશે કહેલું છે તેમ જાણવું.

૧૭૬ અરહંત ધર્મને યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થયાંને ત્રણ સાગરોપમ જેટલો સમય વીતી ગયો ત્યાર બાદ પાંસઠ લાખ વરસ વીત્યે ઇત્યાદિ બધું જેમ મલ્લિ વિશે કહેલું છે તેમ જાણવું.

૧૭૭ અરહંત અનંતને યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થયાંને સાત સાગરોપમ જેટલો સમય વીતી ગયો ત્યાર બાદ પાંસઠ લાખ વરસ વીત્યે ઈત્યાદિ બધું જેમ મલ્લિ વિશે કહેલુ છે તેમ જાણવું.

૧૭૮ અરહંત વિમલને યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થયાંને સોળ સાગરોપમ વીતી ગયાં અને ત્યાર બાદ પાંસઠ લાખ વરસ વીત્યે ઈત્યાદિ બધું જેમ મલ્લિ વિશે કહ્યું છે તેમ જાણવું.

૧૭૯ અરહંત વાસુપૂજ્યને યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થયાંને છેંતાળીશ સાગરોપમ જેટલો સમય વીતી ગયો અને ત્યાર બાદ પાંસઠ લાખ વરસ વીત્યે ઇત્યાદિ બધું જેમ મલ્લિ વિશે કહ્યું છે તેમ જાણવું.

૧૮૦ અરહંત શ્રેયાંસને યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થયાંને એકસો સાગરોપમ જેટલો સમય વીતી ગયો ત્યાર બાદ પાંસઠ લાખ વરસ વીત્યે ઇત્યાદિ બધું જેમ મલ્લિ વિશે કહ્યું છે તેમ જાણવું.

૧૮૧ અરહંત શીતળને યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થયાંને બેંતાળીશ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ એટલા સમયથી ઊણાં એક ક્રોડ સાગરોપમ વીતી ગયાં પછી એ સમયે મહાવીર નિર્વાણ પામ્યા અને ત્યાર પછી પણ આગળ નવસેં વરસો વીતી ગયાં અને હવે તે ઉપરાંત દસમા સૈકાનો આ એંશીમા વરસનો સમય ચાલે છે.

૧૮૨ અરહંત સુવિધિને યાવત્ સર્વદુ.ખોથી તદ્દન રહિત થયાંને દસ ક્રોડ સાગરોપમ જેટલો સમય વીતી ગયો અને બાકી બધું જેમ શીતળ અરહંત વિશે કહ્યું છે તેમ જાણવું, તે આ પ્રમાણે છે. અર્થાત્ એ દસ ક્રોડ સાગરોપમમાંથી બેંતાળીશ હજાર અને ત્રણ વરસ અને સાડા આઠ માસ બાદ કરતાં જે સમય આવે તે સમયે મહાવીર નિર્વાણ પામ્યા અને તે પછી નવસેં વરસ વીતી ગયાં ઈત્યાદિ બધું ઊપર કહ્યા પ્રમાણે જાણવું.

૧૮૩ અરહંત ચંદ્રપ્રભુને યાવત્ સર્વદુઃખોથી તદ્દન છૂટા થયાંને એક સો ક્રોડ સાગરોપમ જેટલો સમય પસાર થઈ ગયો, બાકી બધું જેમ શીતળ અરહંત વિશે કહ્યું છે તેમ જાણવું, તે આ પ્રમાણેઃ અર્થાત્ એ સો ક્રોડ સાગરોપમમાંથી બેંતાળીશ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ બાદ કરતાં જે સમય આવે છે તે સમયે મહાવીર નિર્વાણ પામ્યા અને ત્યાર પછી નવસેં વરસ વીતી ગયાં ઈત્યાદિ ઊપર કહ્યા પ્રમાણે જાણવું.

૧૮૪ અરહંત સુપાર્શ્વને યાવત્ સર્વદુઃખોથી તદ્દન હીણા થયાંને એક હજાર ક્રોડ સાગરોપમ જેટલો સમય વીતી ગયો, બાકી બધું જેમ શીતળ વિશે કહ્યું છે તેમ જાણવું, તે આ પ્રમાણેઃ અર્થાત્ એ એક હજાર ક્રોડ સાગરોપમમાંથી બેંતાળીશ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ બાદ કરતાં જે સમય આવે છે તે સમયે મહાવીર નિર્વાણ પામ્યા ઈત્યાદિ બધું ઊપર પ્રમાણે જાણવું.

૧૮૫ અરહંત પદ્મપ્રભને યાવત્ સર્વદુઃખોથી તદ્દન હીણા થયાંને દસ હજાર ક્રોડ સાગરોપમ જેટલો સમય વીતી ગયો, બાકી બધું જેમ શીતળ વિશે કહ્યુ છે તેમ જાણવું,

તે આ પ્રમાણેઃ અર્થાત્ એ દસ હજાર ક્રોડ સાગરોપમ જેટલા સમયમાંથી બેંતાળીશ હજાર ત્રણ વરસ અને સાડા આઠ બાદ માસ કરતાં જે સમય આવે છે તે સમયે મહાવીર નિર્વાણ પામ્યા ઈત્યાદિ બધું ઊપર પ્રમાણે જાણવું.

૧૮૬ અરહત સુમતિને યાવત્ સર્વદુઃખોથી તદ્દન હીણા થયાંને એક લાખ ક્રોડ સાગરોપમ જેટલો સમય વીતી ગયો, બાકી બધું જેમ શીતળ વિશે કહ્યું છે તેમ જાણવું, તે આ પ્રમાણેઃ અર્થાત્ તે એક લાખ ક્રોડ સાગરોપમ જેટલા સમયમાંથી બેંતાળીશ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ બાદ કરતાં જે સમય આવે છે તે સમયે મહાવીર નિર્વાણ પામ્યા ઈત્યાદિ બધું ઊપર કહ્યા પ્રમાણે જાણવું.

૧૮૭ અરહત અભિનંદનને યાવત્ સર્વદુઃખોથી તદ્દન હીણા થયાંને દસ લાખ ક્રોડ સાગરોપમ જેટલો સમય વીતી ગયો, બાકી બધું જેમ શીતળ વિશે કહ્યું છે તેમ જાણવું, તે આ પ્રમાણેઃ અર્થાત્ તે દસ લાખ ક્રોડ સાગરોપમ જેટલા સમયમાંથી બેંતાળીશ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ બાદ કરતાં જે સમય આવે છે તે સમયે મહાવીર નિર્વાણ પામ્યા ઈત્યાદિ બધું ઊપર કહ્યા પ્રમાણે જાણવું.

૧૮૮ અરહત સંભવને યાવત્ સર્વદુઃખોથી હીણા થયાંને વીશ લાખ ક્રોડ સાગરોપમ જેટલો સમય વીતી ગયો, બાકી બધું જેમ શીતળ વિશે કહ્યું છે તેમ જાણવું, તે આ પ્રમાણે. અર્થાત્ એ વીશ લાખ ક્રોડ સાગરોપમ જેટલા સમયમાંથી બેંતાળીશ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ બાદ કરતાં જે સમય આવે છે તે સમયે મહાવીર નિર્વાણ પામ્યા ઈત્યાદિ બધું ઊપર કહ્યા પ્રમાણે જાણવું.

૧૮૯ અરહત અજિતને યાવત્ સર્વદુઃખોથી હીણા થયાંને પચાસ લાખ ક્રોડ સાગરોપમ જેટલો સમય વીતી ગયો, બાકી બધું જેમ શીતળ વિશે કહ્યું છે તેમ જાણવું, તે આ પ્રમાણે· અર્થાત્ એ પચાસ લાખ ક્રોડ સાગરોપમ જેટલા સમયમાથી બેંતાળીશ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ બાદ કરતાં જે સમય આવે છે તે સમયે મહાવીર નિર્વાણ પામ્યા ઈત્યાદિ બધું ઊપર કહ્યા પ્રમાણે જાણવું.

## શ્રીકૌશલિક અરહત ઋષભદેવ

૧૯૦ તે કાલે તે સમયે કૌશલિક એટલે કોશલા-અયોધ્યા-નગરીમાં થયેલા અરહત ઋષભ ચાર ઉત્તરાષાઢાવાળા અને પાંચમા અભિજિત નક્ષત્ર વાળા હતા એટલે એમના જીવનના ચાર પ્રસંગોએ ઉત્તરાષાઢા નક્ષત્ર આવેલુ હતું અને જીવનના પાંચમા પ્રસંગે અભિજિત નક્ષત્ર આવેલ હતું. તે જેમકે; કૌશલિક અરહત ઋષભદેવ ઉત્તરાષાઢા નક્ષત્રમાં ચવ્યા, ચવીને ગર્ભમાં આવ્યા યાવત્ અભિજિત નક્ષત્રમાં નિર્વાણ પામ્યા.

૧૯૧ તે કાલે તે સમયે કૌશલિક અરહત ઋષભ, જે તે ગ્રીષ્મ ઋતુનો ચોથો માસ, સાતમો પક્ષ એટલે અષાડમાસનો વ૦ દિ૦ પક્ષ આવ્યો ત્યારે તે અષાડ વ૦ દિ૦

ચોથના પક્ષે તેત્રીશ સાગરોપમની આયુષ્ય મર્યાદાવાળા સર્વાર્થસિદ્ધ નામના મહાવિમાનમાંથી આયુષ્યમર્યાદા પૂરી થતાં દિવ્ય આહાર ઇત્યાદિ છૂટી જતાં યાવત્–તરત જ ચવીને અહીં જ જંબૂદ્વીપ નામના દ્વીપમાં ભારતવર્ષમાં ઇક્ષ્વાકુભૂમિમાં નાભિ કુલકરની ભારજા મરુદેવીની કુક્ષિમાં રાતનો પૂર્વભાગ અને પાછલો ભાગ જોડાતો હતો એ સમયે-મધરાતે–ઉત્તરાષાઢા નક્ષત્રનો યોગ થતાં ગર્ભપણે ઉત્પન્ન થયા.

૧૯૨ અને કૌશલિક અરહત ઋષભ ત્રણ જ્ઞાનથી યુક્ત પણ હતા, તે જેમકે; 'હું ચવીશ' એમ તે જાણે છે, ઈત્યાદિ બધું આગળ શ્રીમહાવીરના પ્રકરણમાં આવ્યુ છે તેમ કહેવું યાવત્ 'માતા સ્વપ્ન જુએ છે' ત્યાસુધી. તે સ્વપ્નો આ પ્રમાણે છે: "ગજ, વૃષભ" ઈત્યાદિ બધું અહીં તે જ પ્રમાણે કહેવું. વિશેષમાં એ કે, પ્રથમ સ્વપ્નમાં 'મુખમાં પ્રવેશ કરતા વૃષભને જુએ છે' એમ અહીં સમજવું. આ સિવાય બીજા બધા તીર્થંકરની માતાઓ પ્રથમ સ્વપ્નમાં 'મુખમાં પ્રવેશ કરતા હાથીને જુએ છે' એમ સમજવું. પછી સ્વપ્નની હકીકત ભાર્યા મરુદેવી, નાભિ કુલકરને કહે છે. અહીં સ્વપ્નોના ફળ બતાવનારા સ્વપ્નપાઠકો નથી એટલે એ સ્વપ્નોના ફળને નાભિ કુલકર પોતે જ કહે છે.

૧૯૩ તે કાલે તે સમયે જે તે ગ્રીષ્મ ઋતુનો પ્રથમ માસ, પ્રથમ પક્ષ એટલે ચૈત્ર માસનો વ૦ દિ૦ પક્ષ આવ્યો-ત્યારે તે ચૈત્ર વ૦ દિ૦ આઠમના પક્ષે નવ માસ બરાબર પૂરા થયા પછી અને તે ઊપર સાડા સાત રાત દિવસ વીતી ગયા પછી યાવત્ આષાઢા નક્ષત્રનો જોગ થતાં આરોગ્યવાળી માતાએ આરોગ્યપૂર્વક કૌશલિક અરહત ઋષભ નામના પુત્રને જનમ આપ્યો.

અહીં પૂર્વે કહ્યા પ્રમાણે જન્મસંબંધી બધી તે જ હકીકત કહેવી, યાવત્ 'દેવો અને દેવીઓએ આવીને વસુધારાઓ વરસાવી' ત્યાંસુધી. બાકી બધું તે જ પ્રમાણે સમજવું. વિશેષમાં 'જેલખાનાં ખાલી કરાવી નાખવાં,' 'તોલ માપ વધારી દેવાં' 'દાણ લેવું છોડી દેવું' ઇત્યાદિ જે કુલમર્યાદાઓ આગળ બતાવી છે તે અહીં ન સમજવી તથા 'યૂપો ઊંચા કરાવ્યા એટલે યૂપો લેવરાવી લીધા' એ પણ અહીં ન કહેવું, એ સિવાય બધું પૂર્વ પ્રમાણે કહેવું.

૧૯૪ કૌશલિક અરહત ઋષભ, તેમનાં પાંચ નામો આ પ્રમાણે કહેવામાં આવે છે: તે જેમકે; ૧ 'ઋષભ' એ પ્રમાણે, ૨ 'પ્રથમ રાજા' એ પ્રમાણે, ૩ અથવા 'પ્રથમ ભિક્ષાચર' એ પ્રમાણે, ૪ 'પ્રથમ જિન' એ પ્રમાણે, ૫ અથવા 'પ્રથમ તીર્થંકર' એ પ્રમાણે.

૧૯૫ કૌશલિક અરહત ઋષભ દક્ષ હતા, દક્ષ પ્રતિજ્ઞાવાળા હતા, ઉત્તમરૂપવાળા, સર્વગુણોથી યુક્ત, ભદ્ર અને વિનયવાળા હતા. તેઓ એ રીતે વીશ લાખ પૂર્વ વરસ સુધી કુમારવાસમાં વસ્યા, ત્યાર પછી તેસઠ લાખ પૂર્વ વરસ સુધી રાજ્યવાસમાં વસ્યા

એટલે રાજ ચલાવ્યું અને તેસઠ લાખ પૂર્વ વરસ જેટલો સમય રાજ્યવાસમાં વસતાં તેમણે, જેમાં ગણિત મુખ્ય છે અને જેમાં શકુનરુતની એટલે પક્ષીઓના અવાજો ઉપરથી શુભઅશુભ પારખવાની કળા છેલ્લી છે એવી બહોંતેર કળાઓ, સ્ત્રીઓના ચોસઠ ગુણો અને સો શિલ્પો એ ત્રણે વાનાં પ્રજાના હિત માટે ઉપદેશ્યાં-શીખવ્યાં, એ બધું શીખવી લીધા પછી સો રાજ્યોમાં સો પુત્રોનો અભિષેક કરી દીધો. ત્યાર પછી વળી, જેમનો કહેવાનો આચાર છે એવા લોકાંતિક દેવોએ તેમની પાસે આવીને પ્રિય લાગે એવી યાવત્ વાણીવડે તેમને કહ્યું ઈત્યાદિ બધું જેમ આગળ આવેલું છે તે જ પ્રમાણે કહેવાનું છે–યાવત્ 'ભાગદારોને દાન વહેંચી આપીને' ત્યાંસુધી. પછી જે તે ગ્રીષ્મ ઋતુનો પ્રથમ માસ પ્રથમ પક્ષ એટલે ચૈત્ર માસનો વ૦ દિ૦ પક્ષ જ્યારે આવ્યો ત્યારે તે ચૈત્ર વ૦ દિ૦ આઠમના પક્ષમાં દિવસના પાછલા પહોરે જેમની વાટની પાછળ દેવો મનુષ્યો અને અસુરોની મોટી મંડળી ચાલી રહી છે એવા કૌશલિક અરહત ઋષભ સુદર્શના નામની શિબિકામાં બેસીને યાવત્ વિનીતા રાજધાની વચ્ચોવચ્ચ નીકળે છે, નીકળીને જે તરફ સિદ્ધાર્થવન નામનું ઉદ્યાન છે, જે તરફ અશોકનું ઉત્તમ ઝાડ છે તે તરફ જ આવે છે, આવીને અશોકના ઉત્તમ ઝાડની નીચે શિબિકાને ઊભી રખાવે છે ઈત્યાદિ બધું આગળ આવ્યું છે તે પ્રમાણે કહેવું યાવત્ 'પોતે જ ચાર મુષ્ટિ લોચ કરે છે' ત્યાંસુધી. તે સમયે તેમણે પાણી વગરના છઠ્ઠ ભક્તનું તપ કરેલ હતું, હવે એ સમયે આષાઢા નક્ષત્રનો જોગ થતાં ઉગ્રવંશના, ભોગવંશના, રાજન્યવંશના અને ક્ષત્રિયવંશના ચાર હજાર પુરુષો સાથે તેમણે એક દેવદૂષ્ય લઈને મુંડ થઈને ઘરવાસમાંથી નીકળી અને અનગાર દશાને–ભિક્ષુદશાને સ્વીકારી.

૧૯૬ કૌશલિક અરહત ઋષભે એક હજાર વરસ સુધી હમેશાં પોતાના શરીર તરફના લક્ષ્યને તજી દીધેલ હતું, શારીરિક વાસનાઓને છોડી દીધેલ હતી એ રીતે પોતાના આત્માને ભાવિત કરતાં કરતાં તેમનાં એક હજાર વરસ વીતી ગયાં. પછી જ્યારે જે તે હેમંત ઋતુનો ચોથો માસ, સાતમો પક્ષ એટલે ફાગણ માસનો વ૦ દિ૦ પક્ષ આવ્યો ત્યારે તે ફાગણ વ૦ દિ૦ અગીયારશના પક્ષે દિવસના આગળના ભાગમાં પુરિમતાલ નગરની બહાર શકટમુખ નામના ઉદ્યાનમાં વડના ઉત્તમ ઝાડની નીચે રહીને ધ્યાન ધરતાં તેમણે પાણી વગરના અટ્ઠમનું તપ કરેલું હતું એ સમયે આષાઢા નક્ષત્રનો જોગ થતાં એ રીતે ધ્યાનમાં વર્તતા તેમને અનંત એવું ઉત્તમ કેવળજ્ઞાનદર્શન ઉત્પન્ન થયું યાવત્ હવે તેઓ બધું જાણતા વિહરે છે.

૧૯૭ કૌશલિક અરહત ઋષભને ચોરાશી ગણો અને ચોરાશી ગણધરો હતા.

કૌશલિક અરહત ઋષભના સમુદાયમાં ઋષભસેન પ્રમુખ ચોરાશી હજાર શ્રમણોની ઉત્કૃષ્ટ શ્રમણસંપત હતી.

કૌશલિક અરહત ઋષભના સમુદાયમાં બ્રાહ્મી વગેરે ત્રણ લાખ આર્યિકાઓની ઉત્કૃષ્ટ આર્યિકાસંપત હતી.

કૌશલિક અરહત ઋષભના સમુદાયમાં સિજ્જંસ પ્રમુખ ત્રણ લાખ અને પાંચ હજાર શ્રમણોપાસકોની ઉત્કૃષ્ટ શ્રમણોપાસકસંપત હતી.

કૌશલિક અરહત ઋષભના સમુદાયમાં સુભદ્રા પ્રમુખ પાંચ લાખ અને ચોપન હજાર શ્રમણોપાસિકાઓની ઉત્કૃષ્ટ સંપત હતી.

કૌશલિક અરહત ઋષભના સમુદાયમાં જિન નહીં પણ જિનની જેવા ચાર હજાર સાતસેંને પચાસ. ચૌદપૂર્વધરોની ઉત્કૃષ્ટ સંપત હતી.

કૌશલિક અરહત ઋષભના સમુદાયમાં નવ, હજાર અવધિજ્ઞાનિઓની ઉત્કૃષ્ટ સંપત હતી.

કૌશલિક અરહત ઋષભના સમુદાયમાં વીશ હજાર કેવળજ્ઞાનીઓની ઉત્કૃષ્ટ કેવલજ્ઞાનિસંપત હતી.

કૌશલિક અરહત ઋષભના સમુદાયમાં વીશ હજાર અને છસેં વૈક્રિયલબ્ધિવાળાઓની ઉત્કૃષ્ટ સંપત હતી.

કૌશલિક અરહત ઋષભના સમુદાયમાં અઢીદ્વીપમાં અને બે સમુદ્રમાં વસતા પર્યાપ્ત સંજ્ઞી પંચેંદ્રિયોના મનોભાવને જાણનારા એવા વિપુલમતિજ્ઞાનવાળાઓની બાર હજાર છસેંને પચાસ એટલી ઉત્કૃષ્ટ સંપત હતી.

કૌશલિક અરહત ઋષભના સમુદાયમાં બાર હજાર છસેંને પચાસ વાદીઓની ઉત્કૃષ્ટ વાદિસંપત હતી.

કૌશલિક અરહત ઋષભના સમુદાયમાં તેમના વીશ હજાર અંતેવાસીઓ-શિષ્યો-સિદ્ધ થયાં અને તેમની ચાળીશ હજાર આર્યિકા અંતેવાસિનીઓ સિદ્ધ થઈ.

કૌશલિક અરહત ઋષભના સમુદાયમાં બાવીશ હજાર અને નવસેં કલ્યાણ-ગતિવાળા યાવત્ ભવિષ્યમાં ભદ્ર પામનારા એવા અનુત્તરૌપપાતિકોની-અનુત્તરવિમાનમાં જનારાઓની-ઉત્કૃષ્ટ સંપત હતી.

૧૯૮ કૌશલિક અરહત ઋષભને બે પ્રકારની અંતકૃતભૂમિ હતી, તે જેમકે; યુગાંતકૃતભૂમિ અને પર્યાયાંતકૃતભૂમિ. શ્રીઋષભના નિર્વાણ પછી અસંખ્ય યુગપુરુષો સુધી મોક્ષ માર્ગ વહેતો હતો-એ તેમની યુગાંતકૃતભૂમિ. શ્રીઋષભને કેવળજ્ઞાન થતાં અંતર્મુહૂર્ત પછી મોક્ષમાર્ગ વહેતો થઈ ગયો એટલે શ્રીઋષભનો કેવળિપર્યાય અંતર્મુહૂર્તનો થતા જ કોઈએ સર્વદુઃખોનો અંત કર્યો-નિર્વાણ મેળવ્યું-એ તેમની પર્યાયાંતકૃતભૂમિ.

૧૯૯ તે કાલે તે સમયે કૌશલિક અરહત ઋષભ વીશ લાખ પૂર્વ વરસ સુધી કુમારવાસે વસ્યા, ત્રેસઠ લાખ પૂર્વ વરસ સુધી રાજ્ય કરનાર તરીકે રાજ્યવાસે વસ્યા,

આશી લાખ પૂર્વ વરસ સુધી ઘરવાસે વસ્યા, એક હજાર વરસ સુધી છદ્મસ્થ પર્યાયને પામ્યા, એક લાખ પૂર્વ વરસમાં એક હજાર પૂર્વ ઓછાં—એટલા સમય સુધી કેવલિપર્યાયને પામ્યા અને એ રીતે પૂરેપૂરાં એક લાખ પૂર્વ વરસ સુધી શ્રમણપર્યાયને પામ્યા. એ રીતે એકંદર પોતાનું ચોરાશી લાખ પૂર્વનું પૂરેપૂરું બધું આયુષ્ય પાળીને, વેદનીયકર્મ, આયુષ્યકર્મ, નામકર્મ અને ગોત્રકર્મ ક્ષીણ થતાં આ સુષમદુઃષમા નામની અવસર્પિણીનો ઘણો સમય વીતી જતાં અને હવે તે અવસર્પિણીના માત્ર ત્રણ વરસ અને સાડા આઠ માસ બાકી રહેતાં બરાબર એ સમયે જે તે હેમંત ઋતુનો ત્રીજો માસ, પાંચમો પક્ષ એટલે માઘ માસનો વ૦ દિ૦ પક્ષ આવ્યો ત્યારે તે માઘ વ૦ દિ૦ તેરશના પક્ષમાં અષ્ટાપદ પર્વતના શિખર ઉપર શ્રીઋષભ અરહત બીજા ચૌદ હજાર અનગારો સાથે પાણી વગરના ચઉદ્દસમ ભક્તનું તપ તપતાં અને એ વેળાએ અભિજિત નક્ષત્રનો જોગ થતાં દિવસના ચડતે પહોરે પલ્યંકાસનમાં રહેલા કાલગત થયા યાવત્ સર્વદુઃખોથી તદ્દન હીણા થયા—નિર્વાણ પામ્યા.

૨૦૦ કૌશલિક અરહત ઋષભનું નિર્વાણ થયે યાવત્ તેમને સર્વદુઃખોથી તદ્દન હીણા થયાંને ત્રણ વરસ અને સાડા આઠ માસ વીતી ગયા, ત્યાર પછી પણ બેંતાળીશ હજાર ત્રણ વરસ અને સાડા આઠ માસ કમ એવી એક કોટાકોટી સાગરોપમ જેટલો સમય વીતી ગયો, એ સમયે શ્રમણ ભગવાન મહાવીર પરિનિર્વાણ પામ્યા, ત્યાર પછી પણ નવસેં વરસ પસાર થઈ ગયાં અને હવે એ દસમા સૈકાના એંશીમા વરસનો આ સમય જાય છે.

## સ્થવિરોની પરંપરા

૨૦૧ તે કાલે તે સમયે શ્રમણ ભગવાન મહાવીરના નવ ગણો અને અગીયાર ગણધરો હતા.

૨૦૨ પ્ર૦—તે કયા હેતુથી હે ભગવંત! એમ કહેવાય છે કે 'શ્રમણ ભગવાન મહાવીરના નવ ગણો અને અગીયાર ગણધરો હતા?'

ઉ૦—શ્રમણ ભગવાન મહાવીરના ૧ મોટા (શિષ્ય) ઇન્દ્રભૂતિ નામે ગૌતમ ગોત્રના અનગારે પાંચસેં શ્રમણોને વાચના આપેલી છે, ૨ વચલા (શિષ્ય) અગ્નિભૂતિ નામે ગૌતમ ગોત્રના અનગારે પાંચસેં શ્રમણોને વાચના આપેલી છે, ૩ નાના ગૌતમ-ગોત્રી અનગાર વાયુભૂતિએ પાંચસેં શ્રમણોને વાચના આપેલી છે, ૪ ભારદ્વાજગોત્રી સ્થવિર આર્યવ્યક્તે પાંચસેં શ્રમણોને વાચના આપેલી છે, ૫ અગ્નિવેશાયનગોત્રી

સ્થવિર આર્ય સુધર્માએ પાંચસેં શ્રમણોને વાચના આપેલી છે, ૬ વાસિષ્ઠગોત્રી સ્થવિર મંડિતપુત્રે સાડા ત્રણસેં શ્રમણોને વાચના આપેલી છે, ૭ કાશ્યપગોત્રી સ્થવિર મોરિઅપુત્રે સાડા ત્રણસેં શ્રમણોને વાચના આપેલી છે, ૮ ગૌતમગોત્રી સ્થવિર અકંપિત અને હારિતાયનગોત્રી સ્થવિર અચલભ્રાતા–એ બન્ને સ્થવિરોએ પ્રત્યેકે ત્રણસેં ત્રણસેં શ્રમણોને વાચના આપેલી છે, ૯ કોડિન્નગોત્રી સ્થવિર આર્ય મેઈજ્જ અને સ્થવિર પ્રભાસ–એ બન્ને સ્થવિરોએ ત્રણસેં ત્રણસેં શ્રમણોને વાચના આપેલી છે; તો તે હેતુથી હે આર્યો! એમ કહેવાય છે કે, શ્રમણ ભગવાન મહાવીરના નવ ગણો અને અગીયાર ગણધરો હતા.

૨૦૩ શ્રમણ ભગવાન મહાવીરના એ બધા ય અગીયારે ગણધરો દ્વાદશાંગીના જ્ઞાતા હતા, ચૌદે પૂર્વના વેત્તા હતા અને સમગ્ર ગણિપિટકના ધારક હતાં. તે બધા રાજગૃહ નગરમાં એક મહિના સુધીનું પાણી વગરનું અનશન કરી કાલધર્મ પામ્યા યાવત્ સર્વદુ:ખોથી રહિત થયા.

મહાવીર સિદ્ધિ ગયા પછી સ્થવિર ઇન્દ્રભૂતિ અને સ્થવિર આર્ય સુધર્મા એ બન્ને સ્થવિરો પરિનિર્વાણ પામ્યા.

૨૦૪ જેઓ આ આજકાલ શ્રમણ નિર્ગ્રંથો વિહરે છે–વિદ્યમાન છે એઓ બધા આર્ય સુધર્મા અનગારનાં સંતાનો છે એટલે એમની શિષ્યસંતાનની પરંપરાનાં છે, બાકીના બધા ગણધરો અપત્ય વિનાના એટલે શિષ્યસંતાન વિનાના વ્યુચ્છેદ પામ્યા છે.

૨૦૫ શ્રમણ ભગવાન મહાવીર કાશ્યપગોત્રી હતા. કાશ્યપગોત્રી શ્રમણ ભગવાન મહાવીરને અગ્નિવૈશાયનગોત્રી સ્થવિર આર્ય સુધર્મા નામે અંતેવાસી–શિષ્ય–હતા.

અગ્નિવૈશાયનગોત્રી સ્થવિર આર્ય સુધર્માને કાશ્યપગોત્રી સ્થવિર આર્ય જંબુ નામે અંતેવાસી હતા.

કાશ્યપગોત્રી સ્થવિર આર્ય જંબુને કાત્યાયનગોત્રી સ્થવિર આર્ય પ્રભવ નામે અંતેવાસી હતા.

કાત્યાયનગોત્રી સ્થવિર આર્ય પ્રભવને વાત્સ્યગોત્રી સ્થવિર આર્ય સિજ્જંભવ નામે અંતેવાસી હતા, આર્ય સિજ્જંભવ મનકના પિતા હતા.

મનકના પિતા અને વાત્સ્યગોત્રી સ્થવિર આર્ય સિજ્જંભવને તુંગિયાયનગોત્રી સ્થવિર જસભદ્ નામે અંતેવાસી હતા.

૨૦૬ આર્ય જસભદ્દથી આગળની સ્થવિરાવલિ સંક્ષિપ્ત વાચના દ્વારા આ પ્રમાણે કહેલી છે: તે જેમકે;

તુંગિયાયનગોત્રી સ્થવિર આર્ય જસભદ્દને બે સ્થવિરો અંતેવાસી હતા: એક માઢરગોત્રના આર્યસંભૂતવિજય સ્થવિર અને બીજા પ્રાચીનગોત્રના આર્યભદ્રબાહુ સ્થવિર.

માઢરગોત્રી સ્થવિર આર્યસંભૂતવિજયને ગૌતમગોત્રી આર્યસ્થૂલભદ્ર નામે અંતેવાસી હતા.

ગૌતમગોત્રી સ્થવિર આર્યસ્થૂલભદ્રને બે સ્થવિરો અંતેવાસી હતા: એક એલાવચ્ચગોત્રી સ્થવિર આર્ય મહાગિરિ અને બીજા વાસિષ્ઠગોત્રી સ્થવિર આર્યસુહસ્તી.

વાસિષ્ઠગોત્રી સ્થવિર આર્યસુહસ્તિને બે સ્થવિરો અંતેવાસી હતા: એક સુસ્થિત સ્થવિર અને બીજા સુપ્પડિબુદ્ધ સ્થવિર. એ બન્ને કોડિયકાકંદક કહેવાતા અને એ બન્ને વગ્ઘાવચ્ચ ગોત્રના હતા.

કોડિયકાકંદક તરીકે પ્રખ્યાત થયેલા અને વગ્ઘાવચ્ચગોત્રી સુસ્થિત અને સુપ્પડિબુદ્ધ સ્થવિરને કૌશિકગોત્રી આર્યઈંદ્રદિન્ન નામે સ્થવિર અંતેવાસી હતા.

કૌશિકગોત્રી આર્યઈંદ્રદિન્ન સ્થવિરને ગૌતમગોત્રી સ્થવિર આર્યદિન્ન નામે અંતેવાસી હતા.

ગૌતમગોત્રી સ્થવિર આર્યદિન્નને કૌશિકગોત્રી આર્યસિંહગિરિ નામે સ્થવિર અંતેવાસી હતા, આર્યસિંહગિરિને જાતિસ્મરણજ્ઞાન થયુ હતું:

જાતિસ્મરણજ્ઞાનને પામેલા અને કૌશિકગોત્રી આર્યસિંહગિરિ સ્થવિરને ગૌતમ-ગોત્રી આર્યવજ્ર નામે સ્થવિર અંતેવાસી હતા.

ગૌતમગોત્રી સ્થવિર આર્યવજ્રને ઉક્કોસિયગોત્રી આર્યવજ્રસેન નામે સ્થવિર અંતેવાસી હતા.

ઉક્કોસિયગોત્રી આર્યવજ્રસેન સ્થવિરને ચાર સ્થવિરો અંતેવાસી હતા: ૧ સ્થવિર આર્ય નાઈલ, ૨ સ્થવિર આર્ય પોમિલ, ૩ સ્થવિર આર્ય જયંત અને ૪ સ્થવિર આર્ય તાપસ.

સ્થવિર આર્ય નાઇલિથી આર્યનાઇલા શાખા નીકળી. સ્થવિર આર્ય પોમિલથી આર્યપોમિલા શાખા નીકળી. સ્થવિર આર્ય જયંતથી આર્યજયંતી શાખા નીકળી. સ્થવિર આર્ય તાપસથી આર્યતાપસી શાખા નીકળી.

૨૦૭ હવે વળી આર્ય જસભદ્દથી આગળની સ્થવિરાવલિ વિસ્તૃત વાચના દ્વારા આ પ્રમાણે દેખાય છે: તે જેમકે;

તુંગિયાયનગોત્રી સ્થવિર આર્ય જસભદ્દને પુત્રસમાન, આ બે પ્રખ્યાત સ્થવિરો અંતેવાસી હતા: તે જેમકે;

૧ પ્રાચીનગોત્રી આર્ય ભદ્રબાહુ સ્થવિર અને ૨ માઢરગોત્રી આર્યસંભૂત-વિજય સ્થવિર.

પ્રાચીનગોત્રી આર્ય ભદ્રબાહુ સ્થવિરને પુત્રસમાન, પ્રખ્યાત આ ચાર સ્થવિરો અંતેવાસી હતા, તે જેમકે;

૧ સ્થવિર ગોદાસ, ૨ સ્થવિર અગ્નિદત્ત, ૩ સ્થવિર યજ્ઞદત્ત, અને ૪ સ્થવિર સોમદત્ત. આ ચારે સ્થવિરો કાશ્યપગોત્રી હતા.

કાશ્યપગોત્રી સ્થવિર ગોદાસથી અહીં ગોદાસગણ નામે ગણ નીકળ્યો. તે ગણની આ ચાર શાખાઓ આ પ્રમાણે કહેવાય છેઃ તે જેમકે;

૧ તામલિત્તિયા, ૨ કોડિવરિસિયા, ૪ પંડુવદ્ધણિયા અને ૪ દાસીખખ્ખડિયા.

૨૦૮ માઠરગોત્રી સ્થવિર આર્ય સંભૂતવિજયને પુત્રસમાન, પ્રખ્યાત આ બાર સ્થવિરો અંતેવાસી હતાઃ તે જેમકે;

૧ નંદનભદ્ર, ૨ ઉપનંદનભદ્ર, તથા ૩ તિષ્યભદ્ર, ૪ જસભદ્ર, અને ૫ સ્થવિર સુમનભદ્ર, ૬ મણિભદ્ર, અને પુણ્ણભદ્ર, અને ૮ આર્યસ્થૂલભદ્ર, ૯ ઉજ્જુમતિ અને ૧૦ જંબુ નામના, અને ૧૧ દીર્ઘભદ્ર તથા ૧૨ સ્થવિર પાંડુભદ્ર.

માઠરગોત્રી સ્થવિર આર્ય સંભૂતવિજયને પુત્રીસમાન, પ્રખ્યાત એવી આ સાત અંતેવાસિનીઓ હતીઃ તે જેમકે;

૧ યક્ષા, અને ૨ યક્ષદત્તા, ૩ ભૂતા, અને તેમ જ ૪ ભૂતદત્તા; અને ૫ સેણા, ૬ વેણા, ૭ રેણા; આ સાતે સ્થૂલભદ્રની બહેનો હતી.

૨૦૯ ગૌતમગોત્રી આર્ય સ્થૂલભદ્ર સ્થવિરને પુત્રસમાન, પ્રખ્યાત આ બે સ્થવિરો અંતેવાસી હતાઃ તે જેમકે;

એક એલાવચ્ચગોત્રી સ્થવિર આર્ય મહાગિરિ, ૨ વાસિષ્ઠગોત્રી સ્થવિર આર્ય સુહસ્તી.

એલાવચ્ચગોત્રી સ્થવિર આર્ય મહાગિરિને પુત્રસમાન, પ્રખ્યાત આ આઠ સ્થવિરો અંતેવાસી હતાઃ તે જેમકે; ૧ સ્થવિર ઉત્તર, ૨ સ્થવિર બલિસ્સહ, ૩ સ્થવિર ધણ્ણડ્ઢ, ૪ સ્થવિર સિરિડ્ઢ, ૫ સ્થવિર કોડિન્ન, ૬ સ્થવિર નાગ, ૭ સ્થવિર નાગમિત્ત, ૮ ષડુલૂક કૌશકગોત્રી સ્થવિર રોહગુપ્ત.

કૌશિકગોત્રી સ્થવિર ષડુલૂક રોહગુપ્તથી ત્યાં તેરાસિયા સંપ્રદાય નીકળ્યો.

સ્થવિર ઉત્તરથી અને સ્થવિર બલિસ્સહથી ત્યાં ઉત્તરબલિસ્સહ નામે ગણ નીકળ્યો. તેની આ ચાર શાખાઓ આ પ્રમાણે કહેવાય છેઃ તે જેમકે; ૧ કોસંબિયા, ૨ સોઈત્તિયા, ૩ કોડંબાણી, ૪ ચંદનાગરી.

૨૧૦ વાસિષ્ઠગોત્રી સ્થવિર આર્યસુહસ્તિને પુત્રસમાન, પ્રખ્યાત એવા આ બાર સ્થવિરો અંતેવાસી હતા: તે જેમકે;

૧ સ્થવિર આર્ય રોહણ, ૨ અને જસભદ્દ, ૩ મેહગણી, અને ૪ કામિદ્ધિ; ૫ સુસ્થિત, ૬ સુપ્પડિબુદ્ધ, ૭ રક્ષિત અને ૮ રોહગુપ્ત, ૯ ઈસિગુત્ત, ૧૦ સિરિગુત્ત, અને ૧૧ બંભગણી તેમ ૧૨ સોમગણી. આ પ્રમાણે દસ અને બે એટલે ખરેખર બાર ગણધરો, એઓ સુહસ્તિના શિષ્ય હતા.

૨૧૧ કાશ્યપગોત્રી સ્થવિર આર્ય રોહણથી ત્યાં ઉદ્દેહગણ નામે ગણ નીકળ્યો. તેની આ ચાર શાખાઓ નીકળી અને છ કુલો નીકળ્યાં એમ કહેવાય છે.

પ્ર૦–હવે તે કઈ કઈ શાખાઓ કહેવાય છે?

ઉ૦–શાખાઓ આ પ્રમાણે કહેવાય છે: તે જેમકે; ૧ ઉદુંબરિજ્જિયા, ૨ માસપૂરિઆ, ૩ મઈપત્તિયા, ૪ પુણ્ણપત્તિયા. તે ચાર શાખાઓ કહેવાઈ.

પ્ર૦–હવે તે કયાં કયાં કુલો કહેવાય છે?

ઉ૦–કુલો આ પ્રમાણે કહેવાય છે: તે જેમકે; પહેલું નાગભૂય, અને બીજું વળી સોમભૂતિક છે, ઉલ્લગચ્છ નામનું વળી ત્રીજું, હત્થલિજ્જ નામનુ તો ચોથું, પાંચમું નંદિજ્જ, છઠ્ઠું વળી પારિહાસય છે; અને ઉદ્દેહગણનાં એ છ કુલો જાણવાનાં છે.

૨૧૨ હારિયગોત્રી સ્થવિર સિરિગુત્તથી અહીં ચારણગણ નામે ગણ નીકળ્યો. તેની આ ચાર શાખાઓ નીકળી અને સાત કુલો નીકળ્યાં એમ કહેવાય છે.

પ્ર૦–હવે તે કઈ કઈ શાખાઓ?

ઉ૦–શાખાઓ આ પ્રમાણે કહેવાય છે: તે જેમકે; ૧ હારિયમાલાગારી, ૨ સંકાસીઆ, ૩ ગવેધુયા, ૪ વજ્જનાગરી. તે ચાર શાખાઓ કહેવાઈ.

પ્ર૦–હવે તે કયાં કયાં કુલો કહેવાય છે?

ઉ૦–કુલો આ પ્રમાણે કહેવાય છે: તે જેમકે; પ્રથમ અહીં વત્થલિજ્જ, બીજું વળી પીઈધમ્મિઅ છે, ત્રીજું વળી હાલિજ્જ, ચોથું પૂસમિત્તિજ્જ, પાંચમું માલિજ્જ, છઠ્ઠું વળી અજ્જવેડય છે, સાતમું કણ્હસહ, ચારણગણનાં આ સાત કુલો છે.

૨૧૩ ભારદ્વાજગોત્રી સ્થવિર ભદ્દજસથી અહીં ઉડુવાડિયગણ નામે ગણ નીકળ્યો. તેની આ ચાર શાખાઓ નીકળી અને ત્રણ કુલો નીકળ્યાં એમ કહેવાય છે.

પ્ર૦–હવે તે કઇ કઇ શાખાઓ?

ઉ૦–શાખાઓ આ પ્રમાણે કહેવાય છે. તે જેમકે; ૧ ચંપિજ્જિયા, ૨ ભદ્દિજ્જિયા, ૩ કાકંદિયા, ૪ મેહલિજ્જિયા. તે ચાર શાખાઓ કહેવાઇ.

પ્ર૦–હવે તે ક્યાં ક્યાં કુલો કહેવાય છે?

ઉ૦–કુલો આ પ્રમાણે કહેવાય છે. તે જેમકે; ૧ ભદ્દજસિય, તથા ૨ ભદ્દગુત્તિય અને ત્રીજું જસભદ્દ કુલ છે. અને ઉડુવાડિયગણનાં એ ત્રણ જ કુલો છે.

૨૧૪ કુંડિલગોત્રી કામિડ્ઢિ સ્થવિરથી અહીં વેસવાડિયગણ નામે ગણ નીકળ્યો. તેની આ ચાર શાખાઓ નીકળી અને ચાર કુલો નીકળ્યાં એમ કહેવાય છે.

પ્ર૦–હવે તે કઇ કઈ શાખાઓ?

ઉ૦–શાખાઓ આ પ્રમાણે કહેવાય છે. તે જેમકે; ૧ સાવત્થિયા, ૨ રજ્જપાલિઆ, ૩ અંતરિજ્જિયા, ૪ ખેમલિજ્જિયા તે ચાર શાખાઓ કહેવાઈ.

પ્ર૦–હવે તે ક્યાં ક્યાં કુલો કહેવાય છે?

ઉ૦–કુલો આ પ્રમાણે કહેવાય છે. તે જેમકે; ૧ ગણિય, ૨ મેહિય, ૩ કામડ્ઢિઅ અને તેમ ચોથું ઇંદપુરગ કુલ છે. એ તો વેસવાડિયગણનાં ચાર કુલો છે.

૨૧૫ વાસિટ્ઠગોત્રી અને કાકંદક એવા ઇસિગુત્ત સ્થવિરથી અહીં માણવગણ નામે ગણ નીકળ્યો. તેની આ ચાર શાખાઓ નીકળી અને ત્રણ કુલ નીકળ્યાં એમ કહેવાય છે.

પ્ર૦–હવે તે શાખાઓ કઈ કઈ?

ઉ૦–શાખાઓ આ પ્રમાણે કહેવાય છે. તે જેમકે; ૧ કાસવિજ્જિયા, ૨ ગોયમિજ્જિયા, ૩ વાસિટ્ઠિયા અને ૪ સોરટ્ઠિયા તે ચાર શાખાઓ કહેવાઇ.

પ્ર૦–હવે તે ક્યાં ક્યાં કુલો કહેવાય છે?

ઉ૦–કુલો આ પ્રમાણે કહેવાય છે. તે જેમકે; અહીં પ્રથમ ઇસિગોત્તિય કુલ, બીજું ઇસિદત્તિય કુલ જાણવું, અને ત્રીજુ અભિજસંત. માણવગણનાં ત્રણ કુલો છે.

૨૧૬ કોટિક કાકંદક કહેવાતા અને વગ્ઘાવચ્ચગોત્રી સ્થવિર સુટ્ઠિય અને સુપ્પડિબુદ્ધથી અહીં કોડિયગણ નામે ગણ નીકળ્યો. તેની આ ચાર શાખાઓ નીકળી અને ચાર કુલ નીકળ્યાં એમ કહેવાય છે.

પ્ર૦–હવે તે કઈ કઈ શાખાઓ?

ઉ૦–શાખાઓ આ પ્રમાણે કહેવાય છે. તે જેમકે; ૧ ઉચ્ચાનાગરી, ૨ વિજ્જાહરી, ૩ વઇરી અને ૪ મજ્ઝિમિલ્લા. કોટિકગણની એ ચાર શાખાઓ છે. તે શાખાઓ કહેવાઈ.

પ્ર૦–હવે તે ક્યાં ક્યાં કુલો છે?

ઉ૦–કુલો આ પ્રમાણે કહેવાય છે. તે જેમકે; અહીં પ્રથમ કુલ બંભલિજ્જ, બીજું વચ્છલિજ્જ નામે કુલ, ત્રીજું વળી વાણિજ્જ અને ચોથું પ્રશ્નવાહનકકુલ.

૨૧૭ કોટિક કાકંદક કહેવાતા અને વગ્ઘાવચ્ચગોત્રી સ્થવિર સુસ્થિત તથા સુપ્રતિબુદ્ધને આ પાંચ સ્થવિરો પુત્રસમાન પ્રખ્યાત અંતેવાસી હતા. તે જેમકે; ૧ સ્થવિર આર્યઈંદ્રદત્ત ૨ સ્થવિર પિયગંથ, ૩ સ્થવિર વિદ્યાધરગોપાલ કાશ્યપગોત્રી, ૪ સ્થવિર ઈસિદત્ત અને ૫ સ્થવિર અરહદત્ત.

સ્થવિર પિયગંથથી અહીં મધ્યમ શાખા નીકળી. કાશ્યપગોત્રી સ્થવિર વિદ્યાધર ગોપાલથી અહીં વિદ્યાધરી શાખા નીકળી.

૨૧૮ કાશ્યપગોત્રી સ્થવિર આર્યઈંદ્રદત્તને ગૌતમગોત્રી સ્થવિર અજ્જદિન્ન અંતેવાસી હતા.

ગૌતમગોત્રી સ્થવિર અજ્જદિન્નને આ બે સ્થવિરો પુત્રસમાન પ્રખ્યાત અંતેવાસી હતા. તે જેમકે; આર્યશાંતિસેણિઅ સ્થવિર માઢરગોત્રી અને જાતિસ્મરણ જ્ઞાનવાળા કૌશિકગોત્રી સ્થવિર આર્યસિંહગિરિ.

માઢરગોત્રી સ્થવિર આર્યશાંતિસેણિઅથી અહીં ઉચ્ચાનાગરી શાખા નીકળી.

૨૧૯ માઢરગોત્રી સ્થવિર આર્યશાંતિસેણિઅને આ ચાર સ્થવિરો પુત્રસમાન પ્રખ્યાત અંતેવાસી હતા. તે જેમકે; ૧ સ્થવિર આર્યસેણિઅ, ૨ સ્થવિર આર્યતાપસ, ૩ સ્થવિર આર્યકુબેર અને ૪ સ્થવિર આર્યઇસિપાલિત.

સ્થવિર અજ્જસેણિઅથી અહીં અજ્જસેણિયા શાખા નીકળી. સ્થવિર આર્યતાપસથી અહીં આર્યતાપસી શાખા નીકળી. સ્થવિર આર્યકુબેરથી અહીં આર્યકુબેરી શાખા નીકળી. સ્થવિર આર્યઇસિપાલિતથી અહીં અજ્જઇસિપાલિયા શાખા નીકળી.

૨૨૦ જાતિસ્મરણજ્ઞાનવાળા કૌશિકગોત્રી આર્યસિંહગિરિ સ્થવિરને આ ચાર સ્થવિરો પુત્રસમાન પ્રખ્યાત અંતેવાસી હતા. તે જેમકે; ૧ સ્થવિર ધનગિરિ, ૨ સ્થવિર આર્યવજ, ૩ સ્થવિર આર્યસમિઅ અને સ્થવિર અરહદત્ત.

સ્થવિર આર્યસમિઅથી અહીં બંભદેવીયા શાખા નીકળી.

ગૌતમગોત્રી સ્થવિર આર્યવજાથી અહીં આર્યવજી શાખા નીકળી.

૨૨૧ ગૌતમગોત્રી સ્થવિર આર્યવજાને આ ત્રણ સ્થવિરો પુત્રસમાન પ્રખ્યાત અંતેવાસી હતા. તે જેમકે; ૧ સ્થવિર આર્યવજાસેણ, ૨ સ્થવિર આર્યપદ્મ, ૩ સ્થવિર આર્યરથ.

સ્થવિર આર્યવજાસેણથી અહીં આર્યનાઇલી શાખા નીકળી. સ્થવિર આર્યપદ્મથી

અહીં આર્યપદ્મા શાખા નીકળી. સ્થવિર આર્યરથથી અહીં આર્યજયંતી શાખા નીકળી.

૨૨૨ વાત્સ્યગોત્રી સ્થવિર આર્યરથને કૌશિકગોત્રી સ્થવિર આર્યપુષ્યગિરિ અંતેવાસી હતા.

કૌશિકગોત્રી સ્થવિર આર્યપુષ્યગિરિને ગૌતમગોત્રી સ્થવિર આર્યફગ્ગુમિત્ત અતેવાસી હતા.

૨૨૩ ગૌતમગોત્રી ફગ્ગુમિત્તને, વાસિષ્ઠગોત્રી ધનગિરિને, કૌત્સ્યગોત્રી શિવભૂતિને પણ તથા કૌશિકગોત્રી દોજ્જંતકંટને વંદન કરું છું. ૧

તે બધાને મસ્તક વડે વંદન કરીને કાશ્યપગોત્રી ચિત્તને વંદન કરું છું. કાશ્યપગોત્રી નક્ખને અને કાશ્યપગોત્રી રક્ખને પણ વંદન કરું છું. ૨

ગૌતમગોત્રી આર્યનાગને અને વાસિષ્ઠગોત્રી જેહિલને તથા માઢરગોત્રી વિષ્ણુને અને ગૌતમગોત્રી કાલકને પણ વંદન કરું છું. ૩

ગૌતમગોત્રી મભારને, અથવા અભારને, સપ્પલયને તથા ભદ્રકને વંદન કરું છું. કાશ્યપગોત્રી સ્થવિર સંઘપાલિતને નમસ્કાર કરુ છું. ૪

કાશ્યપગોત્રી આર્યહસ્તિને વંદન કરું છું. એ આર્યહસ્તિ ક્ષમાના સાગર અને ધીર હતા તથા ગ્રીષ્મઋતુના પહેલા માસમાં શુક્લપક્ષના દિવસોમાં કાલધર્મને પામેલા. ૫

જેમના નિષ્ક્રમણ–દીક્ષા લેવાને–સમયે દેવે વર–ઉત્તમ છત્ર ધારણ કરેલું તે સુવ્રતવાળા, શિષ્યોનીલબ્ધિથી સંપન્ન આર્યધર્મને વંદન કરું છું. ૬

કાશ્યપગોત્રી હસ્તને અને શિવસાધક ધર્મને નમસ્કાર કરું છું. કાશ્યગોત્રી સિંહને અને કાશ્યપગોત્રી ધર્મને પણ વંદન કરું છું. ૭

સૂત્રરૂપ અને તેના અર્થરૂપ રત્નોથી ભરેલા, ક્ષમાસંપન્ન દમસંપન્ન અને માર્દવગુણ-સંપન્ન કાશ્યપગોત્રી દેવર્દ્ધિક્ષમાશ્રમણને પ્રણિપાત કરું છું.

સ્થવિરાવલિ સંપૂર્ણ

## સામાચારી

૨૨૪ તે કાલે તે સમયે શ્રમણ ભગવાન મહાવીર વર્ષાઋતુનો વીશ રાત સહિત એક માસ વીતી ગયા પછી એટલે અષાડ ચોમાસુ બેઠા પછી પચાસ દિવસ વીતી ગયા પછી વર્ષાવાસ રહેલા છે.

૨૨૫ પ્ર૦–હવે હે ભગવન્! કયા કારણથી એમ કહેવાય છે કે ‘શ્રમણ ભગવાન

મહાવીર વર્ષાઋતુનો વીશ રાત સહિત એક માસ વીતી ગયા પછી વર્ષાવાસ રહેલા છે' ?

ઉ૦–કારણ કે ઘણું કરીને તે સમયે ગૃહસ્થોનાં ઘરો તેમની બધી બાજુએ સાદડીથી કે ટટ્ટીથી ઢંકાયેલાં હોય છે, ધોળાએલાં હોય છે, છાજેલાં–ચાળેલાં કે છાજ-વાળાં હોય છે, લીંપેલાં હોય છે, ચારે બાજુ વંડીથી કે વાડથી સુરક્ષિત હોય છે, ઘસીને-ખાડાખડિયા પૂરીને–સરખાં કરેલાં હોય છે, ચોકખાં સૂંવાળાં કરેલાં હોય છે, સુગંધિત ધૂપોથી સુગંધી કરેલાં હોય છે, પાણી નીકળી જવા માટે નીકોવાળાં બનાવેલાં હોય છે અને બહાર ખાળોવાળાં તૈયાર થયેલાં હોય છે તથા તે ઘરો ગૃહસ્થોએ પોતાને માટે સારાં કરેલાં હોય છે, ગૃહસ્થોએ વાપરેલાં હોય છે અને પોતાને રહેવા સારુ જીવજંતુ વગરનાં બનાવેલાં હોય છે માટે તે કારણથી એમ કહેવાય છે કે 'શ્રમણ ભગવાન મહાવીર વર્ષાઋતુનો વીશ રાત સહિત એક માસ વીતી ગયા પછી વર્ષાવાસ રહેલા છે.'

૨૨૬ જેવી રીતે શ્રમણ ભગવાન મહાવીર વર્ષાઋતુનો વીશ રાત સહિત એક માસ વીતી ગયા પછી વર્ષાવાસ રહેલા છે તેવી રીતે ગણધરો પણ વર્ષાઋતુનો વીશ રાત સહિત એક માસ વીતી ગયા પછી વર્ષાવાસ રહેલા છે.

૨૨૭ જેવી રીતે ગણધરો વર્ષાઋતુનો વીશ રાત સહિત એક માસ વીતી ગયા પછી વર્ષાવાસ રહેલા છે તેવી રીતે ગણધરોના શિષ્યો પણ વર્ષાઋતુનો વીશ રાત સહિત એક માસ વીતી ગયા પછી વર્ષાવાસ રહેલા છે.

૨૨૮ જેવી રીતે ગણધરોના શિષ્યો વર્ષાઋતુનો વીશ રાત સહિત એક માસ વીતી ગયા પછી વર્ષાવાસ રહેલા છે તેમ સ્થવિરો પણ વર્ષાઋતુનો વીશ રાત સહિત એક માસ વીતી ગયા પછી વર્ષાવાસ રહલા છે.

૨૨૯ જેમ સ્થવિરો વર્ષાઋતુનો વીશ રાત સહિત એક માસ વીતી ગયા પછી વર્ષાવાસ રહેલા છે તેમ જેઓ આ આજકાલ શ્રમણ નિર્ગ્રંથો વિહરે છે–વિદ્યમાન છે તેઓ પણ વર્ષાઋતુનો વીશ રાત સહિત એક માસ વીતી ગયા પછી વર્ષાવાસ રહે છે.

૨૩૦ જેમ જેઓ આ આજકાલ શ્રમણ નિર્ગ્રંથો વર્ષાઋતુનો વીશ રાત સહિત એક માસ વીતી ગયા પછી વર્ષાવાસ રહે છે તેમ અમારા પણ આચાર્યો, ઉપાધ્યાયો વર્ષાઋતુનો વીશ રાત સહિત એક માસ વીતી ગયા પછી વર્ષાવાસ રહે છે.

૨૩૧ જેમ અમારા આચાર્યો, ઉપાધ્યાયો યાવત્ વર્ષાવાસ રહે છે તેમ અમે પણ વર્ષાઋતુનો વીશ રાત સહિત એક માસ વીતી ગયા પછી વર્ષાવાસ રહિયે છિયે.

એ સમય કરતાં વહેલું પણ વર્ષાવાસ રહેવું ખપે, તે રાતને ઉલંઘવી નો ખપે અર્થાત્ વર્ષાઋતુના વીશ રાત સહિત એક માસની છેલ્લી રાતને ઉલંઘવી નો ખપે એટલે એ છેલ્લી રાત પહેલાં જ વર્ષાવાસ કરી દેવો જોઇએ.

૨૩૨ વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથોને કે નિર્ગ્રંથીઓને બધી બાજુએ પાંચ ગાઉ સુધીમાં અવગ્રહને સ્વીકારીને વાસ-ફરવાનું ખપે, પાણીથી ભીનો થયેલો હાથ સુકાય એટલો સમય પણ અવગ્રહમાં રહેવું ખપે, અને ઘણા સમય સુધી પણ અવગ્રહમાં રહેવું ખપે. અવગ્રહથી બહાર રહેવું નો ખપે.

૨૩૩ વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથોને કે નિર્ગ્રંથીઓને બધી બાજુએ પાંચ ગાઉ સુધીમાં ભિક્ષાચર્યા માટે જવાનું ખપે અને પાછા ફરવાનું ખપે.

જ્યાં નદી સદાને સારુ પાણીથી ભરેલી રહે છે અને નિત્ય વહેતી રહે છે ત્યાં બધી બાજુએ પાંચ ગાઉ સુધીમાં ભિક્ષાચર્યા માટે જવાનું અને પાછા ફરવાનું તેમને નો ખપે.

એરાવતી નદી કુણાલા નગરીમાં છે, જ્યાં એક પગ પાણીમાં કરીને ચાલી શકાય અને એક પગ સ્થલમાં-પાણી બહાર-કરીને ચાલી શકાય-એ રીતે અર્થાત્ એવે સ્થળે બધી બાજુએ પાંચ ગાઉ સુધીમાં ભિક્ષાચર્યા માટે જવાનું અને પાછા ફરવાનું ખપે. અને નદીવાળા ભાગમાં જ્યાં ઊપર કહ્યું એ રીતે ન ચાલી શકાય ત્યાં એ રીતે બધી બાજુએ પાંચ ગાઉ સુધીમાં તેમને જવાનું અને પાછા ફરવાનું નો ખપે.

૨૩૪ વર્ષાવાસ રહેલામાંના કેટલાકોને એ પ્રમાણે અગાઉથી કહી રાખેલું હોય છે 'હે ભગવંત ! તું દેજે' તો તેમને એમ દેવાનું ખપે, તેમને પોતાનું લેવાનું નો ખપે.

૨૩૫ વર્ષાવાસ રહેલામાંના કેટલાકોને એ પ્રમાણે અગાઉથી કહી રાખેલું હોય છે 'હે ભગવત ! તું લેજે' તો તેમને એમ લેવાનું ખપે, તેમને પોતાને દેવાનું નો ખપે.

૨૩૬ વર્ષાવાસ રહેલામાંના કેટલાકોને એ પ્રમાણે અગાઉથી કહી રાખેલું હોય છે 'હે ભગવંત ! તું દેજે' 'હે ભગવંત ! તું લેજે' તો તેમને એમ દેવાનું પણ ખપે અને લેવાનું પણ ખપે.

૨૩૭ વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથો કે નિર્ગ્રંથીઓ હૃષ્ટપુષ્ટ હોય, આરોગ્યવાળાં હોય, બલવાન દેહવાળાં હોય તો તેમને આ નવ રસવિકૃતિઓ વારંવાર ખાવી નો ખપે. તે જેમકે; ૧ ક્ષીર-દૂધ, ૨ દહીં, ૩ માખણ, ૪ ઘી, ૫ તેલ, ૬ ગૉળ, ૭ મધ, ૮ મદ્ય-દારુ, ૯ માંસ.

૨૩૮ વર્ષાવાસ રહેલામાંના કેટલાકોને એ પ્રમાણે અગાઉથી કહી રાખેલું હોય છે 'હે ભગવંત ! માંદા માટે પ્રયોજન છે ? અને તે બોલે-પ્રયોજન છે, પછી માંદાને પૂછવું જોઇએ કે કેટલા દૂધ વગેરેનું પ્રયોજન છે ? અને દૂધ વગેરેનું પ્રમાણ માંદા પાસેથી જાણી લીધા પછી તે બોલે-આટલા પ્રમાણમાં માંદાને દૂધ વગેરેનું પ્રયોજન છે. માંદો તેને જે પ્રમાણ-માપ-કહે તે પ્રમાણે લાવવું જોઇએ અને પછી લેવા જનારો વિનંતિ કરે, અને વિનંતિ કરતો તે દૂધ વગેરેને પ્રાપ્ત કરે, હવે જ્યારે તે દૂધ વગેરે પ્રમાણસર મળી

જાય ત્યારે 'હઉં-થયું, સર્યું-બસ' એમ તેણે કહેવું જોઈએ. પછી દૂધ વગેરેને આપનારો તેને કહે કે હે ભગવંત! 'હઉં-બસ' એમ કેમ કહો છો? પછી લેનારો ભિક્ષુ કહે કે માંદાને માટે આટલાનું પ્રયોજન છે. એમ કહેતા ભિક્ષુને દૂધ વગેરેને આપનારો ગૃહસ્થ કદાચ કહે કે હે આર્ય! તું લઈ જા. પછી તું ખાજે અથવા પીજે. એ રીતે વાતચીત થઈ હોય તો તેને વધારે લેવું ખપે. તે લેવા જનારને માંદાની નિશ્રાથી એટલે માંદાને બાને વધારે લેવું નો ખપે.

૨૩૯ વર્ષાવાસ રહેલા સ્થવિરોએ તથા પ્રકારનાં કુલો કરેલાં હોય છે; જે કુલો પ્રીતિપાત્ર હોય છે, સ્થિરતાવાળાં હોય છે, વિશ્વાસપાત્ર હોય છે, સમ્મત હોય છે, બહુમત હોય છે અને અનુમતિવાળાં હોય છે, તે કુલોમાં જઇને જોઈતી વસ્તુ નહીં જોઇને તેમને એમ બોલવું નો ખપેઃ હે આયુષ્મંત! આ અથવા આ તારે ત્યાં છે?

પ્ર૦-હે ભગવંત! 'તેમને એમ બોલવું નો ખપે' એમ શા માટે કહો છો?

ઉ૦-એમ કહેવાથી શ્રદ્ધાવાળો ગૃહસ્થ તે વસ્તુને નવી ગ્રહણ કરે-ખરીદે અથવા એ વસ્તુને ચોરી પણ લાવે.

૨૪૦ વર્ષાવાસ રહેલા નિત્યભોજી ભિક્ષુને ગોચરીના સમયે આહાર સારુ અથવા પાણી સારુ ગૃહસ્થનાં કુલ તરફ એકવાર નીકળવું ખપે અથવા તે તરફ એકવાર પેસવું ખપે; પણ સરત એ કે, જો આચાર્યની સેવાનું કારણ ન હોય, ઉપાધ્યાયની સેવાનું કારણ ન હોય, તપસ્વીની કે માંદાની સેવાનું કારણ ન હોય અને જેમને દાઢીમૂછ કે બગલના વાળ નથી આવ્યા, એવો નાનો ભિક્ષુ કે ભિક્ષુણી ન હોય અર્થાત્ આચાર્ય વગેરેની સેવાનું કારણ હોય તો એકથી પણ વધારે વાર ભિક્ષા માટે જવું ખપે અને ઉપર કહ્યો તેવો ભિક્ષુ નાનો હોય કે ભિક્ષુણી નાની હોય તો પણ એકથી વધારે વાર ભિક્ષા માટે નીકળવું ખપે.

૨૪૧ વર્ષાવાસ રહેલા ચતુર્થભક્ત કરનાર ભિક્ષુને સારુ આ આટલી વિશેષતા છે કે તે ઉપવાસ પછીની સવારે ગોચરી સારુ નીકળીને પ્રથમ જ વિકટક એટલે નિર્દોષ ભોજન જમીને અને નિર્દોષ પાનક પીને પછી પાત્રને ચોકખું કરીને ધોઈ કરીને ચલવી શકે તો તેણે તેટલા જ ભોજનપાન વડે તે દિવસે ચલાવી લેવું ઘટે અને તે, તે રીતે ન ચલવી શકે તો તેને ગૃહપતિના કુલ તરફ આહાર માટે કે પાણી માટે બીજી વાર પણ નીકળવું ખપે અથવા તે તરફ બીજી વાર પણ પેસવું ખપે.

૨૪૨ વર્ષાવાસ રહેલા છટ્ઠભક્ત કરનારા ભિક્ષુને ગોચરીના સમયે આહાર સારુ અથવા પાણી સારુ ગૃહસ્થના કુલ તરફ બે વાર નીકળવું ખપે અથવા તે તરફ બે વાર પેસવું ખપે.

૨૪૩ વર્ષાવાસ રહેલા અટ્ઠમભક્ત કરનારા ભિક્ષુને ગોચરીના સમયે આહાર સારુ અથવા પાણી સારુ ગૃહસ્થના કુલ તરફ ત્રણ વાર નીકળવું ખપે અથવા તે તરફ ત્રણ વાર પેસવું ખપે.

૨૪૪ વર્ષાવાસ રહેલા વિકૃષ્ટભક્ત કરનારા ભિક્ષુને આહાર સારુ અથવા પાણી સારુ ગૃહસ્થના કુલ તરફ ગમે તે સમયે પણ નીકળવું ખપે અથવા ગમે તે સમયે પણ તે તરફ પેસવું ખપે અર્થાત્ વિકૃષ્ટભક્ત કરનાર ભિક્ષુને ગોચરી માટે સર્વ-સમયે છૂટ છે.

૨૪૫ વર્ષાવાસ રહેલા નિત્યભોજી ભિક્ષુને બધાં (પ્રકારનાં) પાણી લેવાં ખપે.

૨૪૬ વર્ષાવાસ રહેલા ચતુર્થભક્ત કરનારા ભિક્ષુને ત્રણ પાણી લેવાં ખપે, તે જેમકે; ઉત્સ્વેદિમ, સંસ્વેદિમ, ચાઉલોદક.

૨૪૭ વર્ષાવાસ રહેલા છટ્ઠભક્ત કરનાર ભિક્ષુને ત્રણ પાણી લેવાં ખપે, તે જેમકે; તિલોદક, અથવા તુષોદક અથવા જવોદક.

૨૪૮ વર્ષાવાસ રહેલા અટ્ઠમભક્ત કરનારા ભિક્ષુને ત્રણ પાણી લેવાં ખપે, તે જેમકે; આયામ અથવા સૌવીર અથવા શુદ્ધવિકટ.

૨૪૯ વર્ષાવાસ રહેલા વિકૃષ્ટભક્ત કરનારા ભિક્ષુને એક ઉષ્ણવિકટ પાણી લેવું ખપે, તે પણ દાણાના કણ વિનાનું, દાણાના કણ સાથેનું નહીં.

૨૫૦ વર્ષાવાસ રહેલા ભક્તપ્રત્યાખ્યાયી ભિક્ષુને એક ઉષ્ણવિકટ (પાણી) લેવું ખપે, તે પણ દાણાના કણ વિનાનું, દાણાના કણ સાથેનુ નહીં તે પણ કપડાથી ગળેલુ, નહીં ગળેલું નહીં, તે પણ પરિમિત–માપસર, અપરિમિત નહીં, તે પણ જોઇએ તેટલું પૂરું, ઊણું-ઓછું નહીં.

૨૫૧ વર્ષાવાસ રહેલા, ગણેલી દત્તિ પ્રમાણે આહાર લેનારા ભિક્ષુને ભોજનની પાંચ દત્તિઓ અને પાણીની પાંચ દત્તિઓ લેવી ખપે અથવા ભોજનની ચાર દત્તિઓ અને પાણીની પાંચ દત્તિઓ લઈ શકાય અથવા ભોજનની પાંચ દત્તિઓ અને પાણીની ચાર દત્તિઓ લઈ શકાય. મીઠાની કણી જેટલું પણ જો આસ્વાદન લેવાય તો તે પણ દત્તિ લીધી ગણાય. આવી દત્તિ સ્વીકાર્યા પછી તે ભિક્ષુએ તે દિવસે તે જ ભોજનથી ચલાવીને રહેવું ખપે, તે ભિક્ષુને ફરીવાર પણ ગૃહપતિના કુલ તરફ ભોજન માટે અથવા પાણી માટે નીકળવું ન ખપે અથવા ગૃહપતિના કુલમાં પેસવું ન ખપે.

૨૫૨ વર્ષાવાસ રહેલાં, નિષિદ્ધઘરનો ત્યાગ કરનારાં નિર્ગ્રંથોને કે નિર્ગ્રંથીઓને ઉપાશ્રયથી માંડી સાત ઘર સુધીમાં જ્યાં સંખડિ થતી હોય ત્યા જવું ન ખપે. કેટલાક એમ કહે

છે કે ઉપાશ્રયથી માંડીને આગળ આવેલાં ઘરોમાં જ્યાં સંખંડિ થતી હોય ત્યાં નિષિદ્ધઘરનો ત્યાગ કરનારાં નિર્ગ્રંથો કે નિર્ગ્રંથીઓને જવું ન ખપે. કેટલાક વળી એમ કહે છે કે ઉપાશ્રયથી માંડીને પરંપરાએ આવતાં ઘરોમાં જ્યાં સંખંડિ થતી હોય ત્યાં નિષિદ્ધઘરનો ત્યાગ કરનારાં નિર્ગ્રંથોને કે નિર્ગ્રંથીઓને જવું ન ખપે.

૨૫૩ વર્ષાવાસ રહેલા કરપાત્રી ભિક્ષુને કણ માત્ર પણ સ્પર્શ થાય એ રીતે વૃષ્ટિકાય પડતો હોય અર્થાત્ ઝીણી ઓછામાં ઓછી ફરફર પડતી હોય ત્યારે ગૃહપતિના કુલ તરફ ભોજન માટે અથવા પાણી માટે નીકળવું નો ખપે તેમ તે તરફ પેસવું નો ખપે.

૨૫૪ વર્ષાવાસ રહેલા કરપાત્રી ભિક્ષુને પિંડપાત-ભિક્ષા-લઇને અઘરમાં-જ્યાં ઘર ન હોય ત્યાં-અગાસામાં રહેવું એટલે અગાસામાં રહીને ભોજન કરવું નો ખપે. અગાસામાં રહેતાં-ખાતાં કદાચ એકદમ વૃષ્ટિકાય પડે તો ખાધેલું થોડુંક ખાઇને અને બાકીનું થોડુંક લઇને-તેને હાથ વડે હાથને ઢાંકીને અને એ હાથને છાતીસાથે દાબી રાખે અથવા કાખમાં સંતાડી રાખે. આમ કર્યા પછી ગૃહસ્થોએ પોતાને સારુ બરાબર છાયેલાં ઘરો તરફ જાય, અથવા ઝાડનાં મૂળો તરફ-ઝાડની ઓથે જાય; જે હાથમાં ભોજન છે તે હાથવડે જે રીતે પાણી કે પાણીનો છાંટો અથવા ઓછામાં ઓછી ઝીણી ફરફર-ઝાકળ-ઓસ વિરાધના ન પામે તે રીતે વર્તે-રહે.

૨૫૫ વર્ષાવાસ રહેલા કરપાત્રી ભિક્ષુને જ્યારે જે કાંઈ કણમાત્ર પણ સ્પર્શ થાય એ રીતે ઓછામાં ઓછી ઝીણી ફરફર પડતી હોય ત્યારે ભોજન માટે અથવા પાણી માટે ગૃહપતિના કુલ તરફ નીકળવું નો ખપે તેમ તે તરફ પેસવું નો ખપે.

૨૫૬ વર્ષાવાસ રહેલા પાત્રધારી ભિક્ષુને અખંડધારાએ વરસાદ વરસતો હોય ત્યારે ભોજન માટે અથવા પાણી માટે ગૃહપતિના કુલ તરફ નીકળવું નો ખપે. તેમ તે તરફ પેસવું નો ખપે. ઓછો વરસાદ વરસતો હોય ત્યારે અંદર સૂતરનું કપડું અને ઊપર ઊનનું કપડું ઓઢીને ભોજન સારુ અથવા પાણી સારુ ગૃહપતિના કુલ તરફ તે ભિક્ષુને નીકળવું ખપે તેમ તે તરફ પેસવું ખપે.

૨૫૭ વર્ષાવાસ રહેલા અને ભિક્ષા લેવાની વૃત્તિથી ગૃહસ્થના કુલમાં પેઠેલાં નિર્ગ્રંથને કે નિર્ગ્રંથીને રહી રહીને-આંતરે આંતરે વરસાદ પડે ત્યારે બાગમાં (ઝાડની) નીચે જવું ખપે અથવા ઉપાશ્રયની નીચે જવું ખપે અથવા વિકટગૃહની એટલે ચોરા વગેરેની નીચે જવું ખપે અથવા ઝાડના મૂલની ઓથે જવું ખપે.

ઊપર જણાવેલી જગ્યાએ ગયા પછી ત્યાં જો તે નિર્ગ્રંથ કે નિર્ગ્રંથી પહોંચ્યા પહેલાં જ અગાઉથી તૈયાર કરેલા ચાવલઓદન મલતા હોય અને તેમના પહોંચ્યા પછી પાછળથી તૈયાર કરેલો ભિલિંગસૂપ એટલે મસૂરની દાળ કે અડદની દાળ વા તેલવાળો સૂપ મળતો હોય તો તેમને ચાવલઓદન લેવો ખપે અને ભિલિંગસૂપ લેવો નો ખપે.

ત્યાં જો તેમના પહોંચ્યા પહેલાં અગાઉથી તૈયાર થયેલો ભિલિંગસૂપ મળતો હોય અને ચાવલ–ઓદન તેમના પહોંચ્યા પછી પાછળથી તૈયાર કરેલો મળતો હોય તો તેમને ભિલિંગસૂપ લેવો ખપે, ચાવલ–ઓદન લેવો નો ખપે.

ત્યાં તેમના પહોંચ્યા પહેલાં એ બન્ને વાનાં અગાઉથી તૈયાર થયેલાં મળતાં હોય તો તેમને તે બન્ને વાનાં લેવાં ખપે.

ત્યાં તેમના પહોંચ્યા પહેલાં એ બન્ને વાનાં અગાઉથી તૈયાર થયેલાં ન મળતાં હોય અને તેમના પહોંચ્યા પછી પાછળથી તૈયાર કરેલાં મળતાં હોય તો એ રીતે તેમને તે બન્ને વાનાં લેવાં નો ખપે.

તેમાં જે તેમના પહોંચ્યા પહેલાં અગાઉથી તૈયાર થયેલું હોય તે તેમને લેવું ખપે અને તેમાં જે તેમના પહોંચ્યા પછી પાછળથી તૈયાર થયેલુ હોય તે તેમને લેવું નો ખપે.

૨૫૮ વર્ષાવાસ રહેલાં અને ભિક્ષા લેવાની વૃત્તિથી ગૃહસ્થના કુલમાં પેઠેલાં નિર્ગ્રંથને કે નિર્ગ્રંથીને જ્યારે રહી રહીને આંતરે આંતરે વરસાદ વરસતો હોય ત્યારે તેને કાં તો બાગની ઓથે નીચે, કાં તો ઉપાશ્રયની ઓથે નીચે, કાં તો વિકટગૃહની નીચે, કાં તો ઝાડના મૂળની ઓથે નીચે ચાલ્યુ જવું ખપે અને ત્યાં ગયા પછી પણ પહેલાં મેળવેલાં આહાર અને પાણી રાખી મૂકી વખત ગુમાવવાનું ન ખપે, ત્યાં પહોંચતાં જ વિકટકને ખાઈ પી લઈ પાત્રને ચોકખું કરીને સાફ કરીને એક જગ્યાએ સારી રીતે બાંધી કરીને સૂર્ય બાકી હોય ત્યાં જ જે તરફ ઉપાશ્રય છે તે જ તરફ જવું ખપે, પણ ત્યાં જ તે રાત ગાળવી તેમને નો ખપે.

૨૫૯ વર્ષાવાસ રહેલાં અને ભિક્ષા લેવાની વૃત્તિથી ગૃહસ્થના કુલમાં પેઠેલાં નિર્ગ્રંથને કે નિર્ગ્રંથીને જ્યારે રહી રહીને આંતરે આંતરે વરસાદ પડતો હોય ત્યારે તેને કાં તો બાગની ઓથે નીચે, કાં તો ઉપાશ્રયની ઓથે નીચે, યાવત્ ચાલ્યું જવું ખપે.

(૧) ત્યાં તે એકલા નિર્ગ્રંથને એકલી નિર્ગ્રંથીની સાથે ભેગા રહેવું નો ખપે.

(૨) ત્યાં તે એકલા નિર્ગ્રંથને બે નિર્ગ્રંથીની સાથે ભેગા રહેવું નો ખપે.

(૩) ત્યાં બે નિર્ગ્રંથોને એકલી નિર્ગ્રંથીની સાથે ભેગા રહેવું નો ખપે.

(૪) ત્યાં બે નિર્ગ્રંથોને બે નિર્ગ્રંથીઓની સાથે ભેગા રહેવું નો ખપે.

ત્યાં કોઈ પાંચમો સાક્ષી રહેવો જોઈએ, ભલે તે ક્ષુલ્લક હોય અથવા ક્ષુલ્લિકા હોય અથવા બીજાઓ તેમને જોઇ શકતા હોય—બીજાઓની નજરમાં તેઓ આવી શકતા હોય–અથવા ઘરનાં ચારે બાજુનાં બારણાં ઉઘાડાં હોય તો એ રીતે તેઓને એકલા રહેવું ખપે.

૨૬૦ વર્ષાવાસ રહેલાં અને ભિક્ષા લેવાની વૃત્તિથી ગૃહસ્થના કુલમાં પેઠેલાં નિર્ગ્રંથને જ્યારે રહી રહીને આંતરે આંતરે વરસાદ વરસતો હોય ત્યારે તેને કાં તો બાગની ઓથે નીચે કાં તો ઉપાશ્રયની ઓથે નીચે ચાલ્યા જવું ખપે. ત્યાં એકલા નિર્ગ્રંથને એકલી ઘરધણિયાણીની સાથે ભેગા રહેવું નો ખપે. અહીં પણ ભેગા નહીં રહેવા સંબંધે પૂર્વ પ્રમાણે ચાર ભાંગા સમજવા.

ત્યાં કોઇ પાંચમો પણ સ્થવિર કે સ્થવિરા હોવો જોઇએ અથવા તેઓ બીજા-ઓની નજરમાં દેખી શકાય તેમ રહેવાં જોઇએ અથવા ઘરનાં ચારે બાજુનાં બાર ઉઘાડાં હોવાં જોઇએ, એ રીતે તેઓને એકલા રહેવું ખપે.

૨૬૧ અને એ જ પ્રમાણે એકલી નિર્ગ્રંથી અને એકલા ગૃહસ્થના ભેગા નહીં રહેવા સંબંધે પણ ચાર ભાંગા સમજવા.

૨૬૨ વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથોને કે નિર્ગ્રંથીઓને બીજા કોઇએ જણાવ્યા સિવાય, બીજા કોઇને જણાવ્યા સિવાય તેને માટે અશન પાન ખાદિમ કે સ્વાદિમ લેવું નો ખપે.

પ્ર૦–હે ભગવન્! તે એમ કેમ કહો છો?

ઉ૦–બીજા કોઇએ જણાવ્યા સિવાય, બીજા કોઇને જણાવ્યા સિવાય આણેલું અશન વગેરે ઇચ્છા હોય તો બીજો ખાય, ઇચ્છા ન હોય તો બીજો ન ખાય.

૨૬૩ વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથોને કે નિર્ગ્રંથીઓને તેમના શરીર ઉપરથી પાણી ટપકતું હોય વા તેમનુ શરીર ભીનું હોય તો અશન પાન ખાદિમ કે સ્વાદિમને ખાવું નો ખપે.

૨૬૪ પ્ર૦–હે ભગવન્! તે એમ કેમ કહો છો?

ઉ૦–શરીરના સાત ભાગ સ્નેહાયતન જણાવેલા છે એટલે શરીરના સાત ભાગ એવા છે કે જેમાં પાણી ટકી શકે છે, તે જેમકે; ૧ બન્ને હાથ, ૨ બન્ને હાથની રેખાઓ, ૩ આખા નખ, ૪ નખનાં ટેરવાં, ૫ બન્ને ભવાં, ૬ નીચેનો હોઠ એટલે દાઢી, ૭ ઉપરનો હોઠ એટલે મૂંછ.

હવે તે નિર્ગ્રંથોને કે નિર્ગ્રંથીઓને એમ જણાય કે મારું શરીર પાણી વગરનુ થઈ ગયું છે, મારા શરીરમાં પાણીની ભીનાશ મુદ્દલ નથી તો એ રીતે તેમને અશન પાન ખાદિમ સ્વાદિમનો આહાર કરવો ખપે.

૨૬૫ અહીં જ વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથોએ અથવા નિર્ગ્રંથીઓએ આ આઠ સૂક્ષ્મો જાણવાં જેવાં છે, હરકોઈ છદ્મસ્થ નિર્ગ્રંથે કે નિર્ગ્રંથીએ વારંવાર વારંવાર એ આઠ સૂક્ષ્મો જાણવાં જેવાં છે, જોવાં જેવાં છે અને સાવધાનતા રાખી એમની પડિલેહણા–કાળજી–કરવાની છે.

તે જેમકે; ૧ પ્રાણસૂક્ષ્મ, ૨ પનકસૂક્ષ્મ, ૩ બીજસૂક્ષ્મ, ૪ હરિતસૂક્ષ્મ, ૫ પુષ્પસૂક્ષ્મ, ૬ અંડસૂક્ષ્મ, ૭ લયનસૂક્ષ્મ, ૮ સ્નેહસૂક્ષ્મ.

૨૬૬ પ્ર૦–હવે તે પ્રાણસૂક્ષ્મ શું કહેવાય ?

ઉ૦–પ્રાણસૂક્ષ્મ એટલે ઝીણામાં ઝીણા નરી આંખે ન જોઇ શકાય તેવાં બેઇંદ્રિયવાળા વગેરે સૂક્ષ્મ પ્રાણો. પ્રાણસૂક્ષ્મના પાચ પ્રકાર જણાવેલા છે. તે જેમકે; ૧ કાળા રંગનાં સૂક્ષ્મ પ્રાણો, ૨ નીલા રંગનાં સૂક્ષ્મ પ્રાણો, ૩ રાતા રંગનાં સૂક્ષ્મ પ્રાણો, ૪ પીળા રંગનાં સૂક્ષ્મ પ્રાણો, ૫ ધોળા રંગનાં સૂક્ષ્મ પ્રાણો. અનુદ્ધરી કુંથુઆ—કથવા નામનુ સૂક્ષ્મ પ્રાણી છે, જે સ્થિર હોય—ચાલતું ન હોય તો છદ્મસ્થ નિર્ગ્રંથોની કે નિર્ગ્રંથીઓની નજરમાં જલદી આવી શકતું નથી, જે સ્થિર ન હોય—ચાલતું હોય તો છદ્મસ્થ નિર્ગ્રંથોની કે નિર્ગ્રંથીઓની નજરમાં જલદી આવી શકે છે માટે છદ્મસ્થ નિર્ગ્રંથે કે નિર્ગ્રંથીએ વારંવાર વારંવાર જેને જાણવાની છે, જોવાની છે અને સાવધાનતાથી કાળજીપૂર્વક પડિલેહવાની—સભાળવાની—છે. એ પ્રાણસૂક્ષ્મની સમજુતી થઈ ગઇ.

૨૬૭ પ્ર૦–હવે તે પનકસૂક્ષ્મ શું કહેવાય ?

ઉ૦–ઝીણામાં ઝીણી નરી આંખે ન દેખી શકાય તેવી ફૂગી એ પનકસૂક્ષ્મ. પનકસૂક્ષ્મના પાંચ પ્રકાર જણાવેલા છે, તે જેમકે; ૧ કાળી પનક, ૨ નીલી પનક, ૩ રાતી પનક, ૪ પીળી પનક, ૫ ધોળી પનક. પનક એટલે લીલફૂલ–ફૂગી–સેવાળ. વસ્તુ ઊપર જે ફૂગી ઝીણામાં ઝીણી આંખે ન દેખી શકાય તેવી વળે છે તે, વસ્તુની સાથે ભળી જતા એકસરખા રંગની હોય છે એમ જણાવેલુ છે. છદ્મસ્થ નિર્ગ્રંથે કે નિર્ગ્રંથીએ જેને વારંવાર જાણવાની છે, જોવાની છે અને યાવત્ પડિલેહવાની છે. એ પનકસૂક્ષ્મની સમજુતી થઇ ગઇ.

૨૬૮ પ્ર૦–હવે બીજસૂક્ષ્મ શું કહેવાય ?

ઉ૦–બીજ એટલે બી. ઝીણામાં ઝીણું નરી આંખે ન દેખી શકાય તેવું બી એ બીજસૂક્ષ્મ, એ બીજસૂક્ષ્મ પાંચ પ્રકારનું જણાવેલુ છે. તે જેમકે; ૧ કાળું બીજસૂક્ષ્મ, ૨ નીલુ બીજસૂક્ષ્મ ૩ રાતું બીજ સૂક્ષ્મ, ૪ પીળું બીજસૂક્ષ્મ, ૫ ધોળું બીજ સૂક્ષ્મ. નાનામાં નાની કણી સમાન રંગવાળું બીજસૂક્ષ્મ જણાવેલુ છે. અર્થાત્ જે રંગની અનાજની કણી હોય છે તે જ રંગનું બીજસૂક્ષ્મ હોય છે, છદ્મસ્થ નિર્ગ્રંથે કે નિર્ગ્રંથીએ જેને વારંવાર વારંવાર જાણવાનું છે, જોવાનુ છે અને પડિલેહવાનું છે. એ બીજસૂક્ષ્મની સમજુતી થઈ ગઈ.

૨૬૯ પ્ર૦–હવે તે હરિતસૂક્ષ્મ શું કહેવાય ?

ઉ૦–હરિત એટલે તાજુ નવું ઉગેલું, ઝીણામાં ઝીણું નરી આંખે ન દેખી શકાય તેવું હરિત, એ હરિતસૂક્ષ્મ. એ હરિતસૂક્ષ્મ પાંચ પ્રકારનુ જણાવેલુ છે. તે જેમકે; ૧ કાળું

હરિતસૂક્ષ્મ, ૨ નીલું હરિતસૂક્ષ્મ, ૩ રાતું હરિતસૂક્ષ્મ, ૪ પીળું હરિતસૂક્ષ્મ, ૫ ધોળું હરિતસૂક્ષ્મ. એ હરિતસૂક્ષ્મ જે જમીન ઊપર ઉગે છે તે જમીનનો જેવો રંગ હોય છે તેવા તદ્દન સરખા રંગવાળું હોય છે એમ જણાવેલું છે, છદ્મસ્થ નિર્ગ્રંથે કે નિર્ગ્રંથીએ જેને વારંવાર વારંવાર જાણવાનું હોય છે, જોવાનું હોય છે અને પડિલેહવાનું હોય છે. એ હરિસૂક્ષ્મની સમજુતી થઇ ગઇ.

૨૭૦ પ્ર૦–હવે તે પુષ્પસૂક્ષ્મ શું કહેવાય ?

ઉ૦–પુષ્પ એટલે ફૂલ, ઝીણામાં ઝીણું નરી આંખે ન દેખી શકાય તેવું ફૂલ, એ પુષ્પસૂક્ષ્મ. એ પુષ્પસૂક્ષ્મ પાંચ પ્રકારનું જણાવેલું છે, તે જેમકે; ૧ કાળું પુષ્પસૂક્ષ્મ, ૨ નીલું પુષ્પસૂક્ષ્મ, ૩ રાતું પુષ્પસૂક્ષ્મ, ૪ પીળું પુષ્પસૂક્ષ્મ, ૫ ધોળું પુષ્પસૂક્ષ્મ. એ પુષ્પ-સૂક્ષ્મ જે ઝાડ ઊપર ઉગે છે તે ઝાડનો જેવો રંગ હોય છે તેવા તદ્દન સરખા રંગવાળું જણાવેલું છે. છદ્મસ્થ નિર્ગ્રંથે કે નિર્ગ્રંથીએ જેને વારંવાર જાણવાનું છે, જોવાનું છે અને પડિલેહવાનું છે. એ પુષ્પસૂક્ષ્મની સમજુતી થઇ ગઈ.

૨૭૧ પ્ર૦–હવે તે અંડસૂક્ષ્મ શું કહેવાય ?

ઉ૦–અંડ એટલે ઈંડું. ઝીણામાં ઝીણું નરી આંખે ન દેખી શકાય તેવું ઈંડું, એ અંડસૂક્ષ્મ. અંડસૂક્ષ્મ પાંચ પ્રકારનું જણાવેલું છે, તે જેમકે; ૧ મધમાખ વગેરે ડંખ દેનાર પ્રાણીઓનાં ઈંડાં, ૨ કરોળિયાનાં ઇંડાં, ૩ કીડિઓનાં ઈંડાં, ૪ ઘરોળીનાં ઈંડાં, ૫ કાકીડાનાં ઈંડાં. છદ્મસ્થ નિર્ગ્રંથે કે નિર્ગ્રંથીએ એ ઇંડાં વારંવાર વારંવાર જાણવાનાં છે, જોવાનાં છે અને પડિલેહવાનાં છે. એ અંડસૂક્ષ્મની સમજુતી થઈ ગઈ.

૨૭૨ પ્ર૦–હવે તે લેણસૂક્ષ્મ શું કહેવાય ?

ઉ૦–લેણ એટલે દર, ઝીણામાં ઝીણું નરી આંખે ન દેખી શકાય તેવું દર, એ લેણસૂક્ષ્મ. લેણસૂક્ષ્મ પાંચ પ્રકારનું જણાવેલું છે, તે જેમકે; ૧ ગઢૈયા વગેરે જીવોએ પોતાને રહેવા માટે જમીનમાં કોરી કાઢેલું દર–ઉત્તિંગલેણ, ૨ પાણી સૂકાઇ ગયા પછી જ્યાં મોટી મોટી તરાડો પડી ગઈ હોય ત્યાં જે દર થયાં હોય તે ભિંગુલેણ, ૩ ભિલ-ભોણ, ૪ તાલમૂલક–તાડના મૂલ જેવા ઘાટવાળું દર–નીચેથી પહોળું અને ઊપર સાંકડું એવું દર–ભોણ. પાંચમું શંબૂકાવર્ત–શંખના અંદરના આંટા જેવું ભમરાનું દર. છદ્મસ્થ નિર્ગ્રંથે કે નિર્ગ્રંથીએ એ દરો વારંવાર વારંવાર જાણવાનાં છે, જોવાનાં છે અને પડિલેહવાનાં છે. એ લેણસૂક્ષ્મની સમજુતી થઈ ગઈ.

૨૭૩ પ્ર૦–હવે તે સ્નેહસૂક્ષ્મ શું કહેવાય ?

ઉ૦–સ્નેહ એટલે ભીનાશ, જે ભીનાશ જલદી નજરે ન ચડે એવી હોય તે સ્નેહસૂક્ષ્મ. સ્નેહસૂક્ષ્મ પાંચ પ્રકારનું જણાવેલું છે, તે જેમકે; ૧ ઓસ, ૨ હિમ—જામી

ગયેલા પાણીનું ટપકું, ૩ ધૂમસ, ૪ કરા, ૫ હરતનુ—ઘાસની ટોચ ઉપર બાઝેલાં પાણીનાં ટીપાં. છદ્મસ્થ નિર્ગ્રંથે કે નિર્ગ્રંથીએ એ પાંચે સ્નેહસૂક્ષ્મો વારવાર વારંવાર જાણવાનાં છે, જોવાનાં છે, પડિલેહવાનાં છે. એ સ્નેહસૂક્ષ્મની સમજુતી થઈ ગઈ.

એ રીતે આઠે સૂક્ષ્મોની સમજુતી થઈ ગઇ.

૨૭૪ વર્ષાવાસ રહેલો ભિક્ષુ, આહાર માટે અથવા પાણી માટે ગૃહસ્થના કુલ ભણી નીકળવાનું ઇચ્છે અથવા તે તરફ પેસવાનું ઇચ્છે તો આચાર્યને અથવા ઉપાધ્યાયને અથવા સ્થવિરને અથવા પ્રવર્તકને, ગણિને, ગણધરને, ગણાવચ્છેદકને અથવા જે કોઇને પ્રમુખ કરીને વિહરતો હોય તેમને પૂછ્યા વિના તેને તેમ કરવાનું નો ખપે. આચાર્યને અથવા ઉપાધ્યાયને અથવા સ્થવિરને અથવા પ્રવર્તકને, ગણિને, ગણધરને, ગણાવચ્છેદકને અથવા જે કોઇને પ્રમુખ માનીને વિહરતો હોય તેમને પૂછીને તેને તેમ કરવાનું ખપે, ભિક્ષુ તેમને આ રીતે પૂછે: 'હે ભગવન્! તમારી સમ્મતિ પામેલો છતો હું ગૃહપતિના કુલ ભણી આહાર સારુ અથવા પાણી સારુ નીકળવા ઇચ્છું છું કે પેસવા ઇચ્છું છું,' આમ પૂછ્યા પછી જો તેઓ તેને સમ્મતિ આપે તો એ રીતે તે ભિક્ષુને ગૃહસ્થના કુલ ભણી આહાર માટે કે પાણી માટે નીકળવું અથવા પેસવું ખપે અને જો તેઓ તેને સમ્મતિ ન આપે તો ભિક્ષુને આહાર માટે અથવા પાણી માટે ગૃહસ્થના કુલ ભણી નીકળવું અથવા પેસવું નો ખપે.

પ્ર૦–હે ભગવન્! તે એમ કેમ કહો છો?

ઉ૦–સમ્મતિ આપવામાં કે ન આપવામાં આચાર્યો પ્રત્યવાયને એટલે વિઘ્નને—આફતને જાણતા હોય છે.

૨૭૫ એ જ પ્રમાણે વિહારભૂમિ તરફ જવા સારુ અથવા વિચારભૂમિ તરફ જવા સારુ અથવા બીજું જે કાંઈ પ્રયોજન પડે તે સારુ અથવા એક ગામથી બીજે ગામ જવા સારુ એ બધી પ્રવૃત્તિઓ માટે ઉપર પ્રમાણે જાણવું.

૨૭૬ વર્ષાવાસ રહેલો ભિક્ષુ કોઇપણ એક વિગયને ખાવા ઈચ્છે તો આચાર્યને અથવા ઉપાધ્યાયને અથવા સ્થવિરને અથવા પ્રવર્તકને, ગણિને, ગણધરને, ગણાવચ્છેદકને અથવા જે કોઇને પ્રમુખ ગણીને વિહરતો હોય તેમને પૂછ્યા વિના તેને તેમ કરવાનુ નો ખપે. આચાર્યને અથવા ઉપાધ્યાયને અથવા સ્થવિરને અથવા પ્રવર્તકને, ગણિને, ગણધરને, ગણાવચ્છેકને અથવા જે કોઇને પ્રમુખ માનીને વિહરતો હોય તેમને પૂછીને તેને તેમ કરવાનું ખપે. ભિક્ષુ તેમને આ રીતે પૂછે: 'હે ભગવન્! તમારી સમ્મતિ પામેલો છતો હું કોઈ પણ એક વિગયને આટલા પ્રમાણમાં અને આટલીવાર ખાવા સારુ ઇચ્છું છું.' આમ પૂછ્યા પછી જો તેઓ તેને સમ્મતિ આપે તો એ રીતે તે ભિક્ષુને કોઇપણ એક વિગય ખાવી ખપે, જો તેઓ તેને સમ્મતિ ન આપે તો તે ભિક્ષુને એ રીતે કોઈ પણ એક વિગય ખાવી નો ખપે.

પ્ર૦–હે ભગવન્ ! તે એમ કેમ કહો છો ?

ઉ૦–એમ કરવામાં આચાર્યો પ્રત્યવાયને કે અપ્રત્યવાયને એટલે હાનિને કે લાભને જાણતા હોય છે.

૨૭૭ વર્ષાવાસ રહેલો ભિક્ષુ કોઈપણ જાતની એક ચિકિત્સા કરાવવા ઇચ્છે તો એ સંબંધે પણ બધું તે જ પૂર્વ પ્રમાણે કહેવાનું.

૨૭૮ વર્ષાવાસ રહેલો ભિક્ષુ, કોઈ એક પ્રકારના પ્રશંસાપાત્ર, કલ્યાણકારી, ઉપદ્રવોને દૂર કરનારા, જાતને ધન્ય કરનારા, મંગલના કારણ, સુશોભન અને મોટા પ્રભાવશાલી તપકર્મને સ્વીકારીને વિહરવા ઇચ્છે તો એ સંબંધે પણ બધું (પૂછવાનું) તે જ પૂર્વ પ્રમાણે કહેવાનુ.

૨૭૯ વર્ષાવાસ રહેલો ભિક્ષુ, સૌથી છેલ્લી મારણાંતિક સંલેખનાનો આશ્રય લઈ તે દ્વારા શરીરને ખપાવી નાખવાની વૃત્તિથી આહારપાણીનો ત્યાગ કરી પાદપોપગત થઇ મૃત્યુનો અભિલાષ નહીં રાખતો વિહરવા ઇચ્છે અને એ સંલેખનાના હેતુથી ગૃહસ્થના કુલ ભણી નીકળવા ઇચ્છે અથવા તે તરફ પેસવા ઇચ્છે અથવા અશન પાન ખાદિમ કે સ્વાદિમનો આહાર કરવા ઇચ્છે અથવા શૌચને કે પેશાબને પરઠવવા ઇચ્છે અથવા સ્વાધ્યાય કરવા ઇચ્છે અથવા ધર્મજાગરણ સાથે જાગવા ઇચ્છે, તો એ બધી પ્રવૃત્તિ પણ આચાર્ય વગેરેને પૂછ્યા વિના તેને કરવી નો ખપે, એ તમામ પ્રવૃત્તિઓ સંબધે પણ બધું તે જ પૂર્વપ્રમાણે કહેવું.

૨૮૦ વર્ષાવાસ રહેલો ભિક્ષુ, કપડાને અથવા પાત્રને અથવા કંબલને અથવા પગપૂંછણાને અથવા બીજી કોઈ ઉપધિને તડકામાં તપાવવા ઇચ્છે, અથવા તડકામાં વારંવાર તપાવવા ઇચ્છે તો એક જણને અથવા અનેક જણને ચોક્કસ જણાવ્યા સિવાય તેને ગૃહપતિના કુલ ભણી આહાર માટે અથવા પાણી માટે નીકળવું અથવા પેસવું નો ખપે, તથા અશન પાન ખાદિમ કે સ્વાદિમનો આહાર કરવો નો ખપે, બહાર વિહારભૂમિ તરફ અથવા વિચારભૂમિ તરફ જવું નો ખપે, અથવા સજ્ઝાય કરવાનું નો ખપે અથવા કાઉસગ્ગ કરવાનું અથવા ધ્યાન માટે બીજા કોઈ આસનમાં ઊભા રહેવાનું નો ખપે.

અહીં કોઇ એક અથવા અનેક સાધુ પાસે રહેતા હોય અને તેઓ હાજર હોય તો તે ભિક્ષુએ તેમને–આ રીતે કહેવું ખપેઃ 'હે આર્યો ! તમે માત્ર આ તરફ ઘડીકવાર ધ્યાન રાખજો જેટલામાં હું ગૃહપતિના કુલ ભણી જઈ આવું યાવત્ કાઉસગ્ગ કરી આવું, અથવા ધ્યાન માટે બીજા કોઇ આસનમાં ઊભો રહી આવું.' જો તે સાધુ કે સાધુઓ ભિક્ષુની વાતનો સ્વીકાર કરી ધ્યાન રાખવાની હા પાડે તો એ રીતે એ ભિક્ષુને ગૃહપતિના કુલ ભણી આહાર માટે અથવા પાણી માટે નીકળવું કે પેસવું ખપે યાવત્ કાઉસગ્ગ કરવાનુ અથવા ધ્યાન સારુ બીજા કોઇ આસનમાં ઊભા રહેવાનું ખપે, અને જો તે સાધુ કે સાધુઓ ભિક્ષુની વાતનો સ્વીકાર નો કરે એટલે ધ્યાન રાખવાની ના પાડે તો એ રીતે એ ભિક્ષુને ગૃહપતિના કુલ ભણી આહાર માટે અથવા પાણી માટે નીકળવું કે પેસવુ

નો ખપે યાવત્ કાઉસગ્ગ કરવાનું અથવા ધ્યાન સારુ બીજા કોઇ આસને ઊભા રહેવાનું નો ખપે.

૨૮૧ વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથોએ કે નિર્ગ્રંથીઓએ શય્યા અને આસનનો અભિ-ગ્રહ નહીં કરનારા થઇને રહેવું નો ખપે. એમ થઇને રહેવું એ આદાન છે એટલે દોષોના ગ્રહણનું કારણ છે.

જે નિર્ગ્રંથ કે નિર્ગ્રંથી શય્યા અને આસનનો અભિગ્રહ નથી કરતાં, શય્યા કે આસન ઊંચાં–જમીનથી ઊંચાં નથી રાખતાં તથા સ્થિર નથી રાખતાં, કારણ વિના (શય્યા કે આસનને) બાંધ્યા કરે છે, માપ વગરનાં આસનો રાખે છે, આસન વગેરેને તડકો દેખાડતા નથી, પાંચસમિતિમાં સાવધાન રહેતા નથી, વારંવાર વારંવાર પડિલેહણા કરતા નથી અને પ્રમાર્જના કરવા બાબત કાળજી રાખતા નથી તેમને તે તે રીતે સંયમની આરાધના કરવી કઠણ પડે છે.

આ આદાન નથી: જે નિર્ગ્રંથ કે નિર્ગ્રંથી શય્યા અને આસનનો અભિગ્રહ કરતા હોય, તેમને ઊંચાં અને સ્થિર રાખતા હોય, તેમને વારંવાર પ્રયોજન વિના બાંધ્યા ન કરતા હોય, આસનો માપસર રાખતા હોય, શય્યા કે આસનોને તડકો દેખાડતા હોય, પાંચે સમિતિઓમાં સાવધાન હોય, વારંવાર વારંવાર પડિલેહણા કરતા હોય અને પ્રમાર્જના કરવા બાબત કાળજી રાખતા હોય તેમને તે તે રીતે સંયમની આરાધના કરવી સુગમ પડે છે.

૨૮૨ વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથોને કે નિર્ગ્રંથીઓને શૌચને સારુ અને લઘુશંકાને સારુ ત્રણ જગ્યાઓ પડિલેહવી ખપે, જે રીતે વર્ષાઋતુમાં કરવાનું હોય છે તે રીતે હેમંત અને ગ્રીષ્મઋતુમાં કરવાનું નથી હોતું.

પ્ર૦–તો હે ભગવન્! તે એમ કેમ કહેલું છે?

ઉ૦–વર્ષાઋતુમાં પ્રાણો, તૃણો, બીજો, પનકો, અને હરિતો એ બધાં ઘણે ભાગે વારંવાર થયાં કરે છે. (માટે ઊપર પ્રમાણે કહેલુ છે.)

૨૮૩ વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથોએ કે નિર્ગ્રંથીઓએ ત્રણ પાત્રોને ગ્રહણ કરવાં ખપે, તે જેમકે; શૌચને સારુ એક પાત્ર, લઘુશંકાને સારુ બીજું પાત્ર અને કફ બડખા કે લીંટને સારુ ત્રીજું પાત્ર.

૨૮૪ વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથોએ કે નિર્ગ્રંથીઓએ માથા ઊપર માપમાં માત્ર ગાયના રુંવાડા જેટલા પણ વાળ હોય એ રીતે પર્યુષણા પછી તે રાતને ઊલંઘવી નો ખપે અર્થાત્ વર્ષાઋતુના વીશ રાત સહિત એક માસની છેલ્લી રાતને ગાયના રુંવાડા જેટલા પણ માથા ઉપર વાળ હોય તે રીતે ઊલંઘવી નો ખપે.

પક્ષે પક્ષે આરોપણા કરવી જોઈએ, અસ્ત્રાથી મુંડ થનારે માસે માસે મુંડ થવું જોઈએ, કાતરથી મુંડ થનારે અડધે માસે મુંડ થવું જોઈએ, લોચથી મુંડ થનારે છ માસે મુંડ થવું જોઈએ અને સ્થવિરોને વાર્ષિક લોચ કરવો ઘટે.

૨૮૫ વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથોને કે નિર્ગ્રંથીઓને પર્યુષણા પછી અધિકરણવાળી વાણી એટલે હિંસા અસત્ય વગેરે દોષથી દૂષિત વાણી વદવી નો ખપે. જે નિર્ગ્રંથ કે નિર્ગ્રંથી પર્યુષણા પછી એવી અધિકરણવાળી વાણી બોલે તેને એમ કહેવું જોઈએ કે 'હે આર્ય! આ જાતની વાણી બોલવાનો આચાર નથી'—'તું જે બોલે છે તે અકલ્પ છે—આપણો તેવો આચાર નથી.' જે નિર્ગ્રંથ કે નિર્ગ્રંથી પર્યુષણા પછી અધિકરણવાળી વાણી બોલે તેને જૂથમાંથી બહાર કાઢી મૂકવો જોઈએ.

૨૮૬ ખરેખર અહીં વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથોને કે નિર્ગ્રંથીઓને આજે જ—પર્યુષણાને દિવસે જ—કર્કશ અને કડવો કલેશ ઉત્પન્ન થાય તો શૈક્ષ—નાના—સાધુએ રાત્નિક—વડિલ—સાધુને ખમાવવો ઘટે અને રાત્નિકે પણ શૈક્ષને ખમાવવો ઘટે.

ખમવું, ખમાવવું, ઉપશમવું અને ઉપશમાવવું. (કલહ વખતે સાધુએ) સંમ્મતિ રાખીને સમીચીન રીતે પરસ્પર પૂછા કરવાની વિશેષતા રાખવી જોઈએ.

જે ઉપશમ રાખે છે તેને આરાધના છે, જે ઉપશમ રાખતો નથી તેને આરાધના નથી માટે પોતે જાતે જ ઉપશમ રાખવો જોઈએ.

પ્ર૦–હે ભગવન્! તે એમ કેમ કહેલું છે?

ઉ૦–શ્રમણપણાનો સાર ઉપશમ જ છે માટે તે એમ કહેલું છે.

૨૮૭ વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથોએ કે નિર્ગ્રંથીઓએ ત્રણ ઉપાશ્રયને ગ્રહણ કરવાનું ખપે. તે જેમકે; ત્રણમાંના બે ઉપાશ્રયોનું વારંવાર પડિલેહણ કરવું ઘટે અને જે વપરાશમાં છે તેની પ્રમાર્જના કરવી જોઈએ.

૨૮૮ વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથોએ કે નિર્ગ્રંથીઓએ કોઈએક ચોક્કસ દિશાનો કે ચોક્કસ વિદિશાનો—ખૂણાનો—જ ઉદ્દેશ કરીને ભાતપાણીની ગવેષણા કરવા જવાનું ખપે.

પ્ર૦–હે ભગવન્! તે એમ કેમ કહેલ છે?

ઉ૦–શ્રમણ ભગવંતો વર્ષાઋતુમાં ઘણે ભાગે વિશેષે કરીને તપમાં સારી રીતે જોડાયેલા હોય છે. તપસ્વી દૂબળો હોય છે, થાકેલો હોય છે, કદાચ તે રસ્તામાં મૂર્છા પામે અથવા પડી જાય તો જે ચોક્કસ દિશા તરફ કે ચોક્કસ વિદિશા તરફ તેઓ ગયા હોય તે તરફ શ્રમણ ભગવંતો તપસ્વીની તપાસ કરી શકે છે.

૨૮૯ વર્ષાવાસ રહેલાં નિર્ગ્રંથોને કે નિર્ગ્રંથીઓને ગ્લાન-માંદા-ના કારણને લીધે યાવત્ ચાર કે પાંચ યોજન સુધી જઇને પાછા વળવાનું ખપે. અથવા એટલી મર્યાદાની અંદર રહેવાનું પણ ખપે; પરંતુ જે કાર્ય સારુ જે દિવસે જ્યાં ગયા હોય ત્યાંનું કાર્ય પૂરું થયા પછી ત્યાંથી તુરત નીકળી જવું જોઇએ—ત્યાં રાત વીતાવવી ન ખપે અર્થાત્ રાત તો પોતાના સ્થાનમાં જ વીતાવવી ખપે.

૨૯૦ એ પ્રમાણેના આ સ્થવિરકલ્પને સૂત્રમાં કહ્યા પ્રમાણે, કલ્પના—આચારના—ધોરણ પ્રમાણે ધર્મમાર્ગને અનુસારે, જે રીતે સાચું હોય એ રીતે શરીરદ્વારા સ્પર્શીને—ક્રિયામાં મૂકીને, બરાબર પાળીને, શુદ્ધ કરીને અથવા સુશોભન રીતે દીપાવીને, તીરસુધી લઈ જઇને—જીવનના છેડા સુધી પાળીને, બીજાને સમજાવીને, બરાબર આરાધીને અને ભગવાનની આજ્ઞા પ્રમાણે અનુપાલન કરીને કેટલાક શ્રમણ નિર્ગ્રંથો તે જ ભવમાં સિદ્ધ થાય છે, બુદ્ધ થાય છે, મુક્ત થાય છે, પરિનિર્વાણ પામે છે અને સર્વદુઃખોના અંતને કરે છે. બીજા કેટલાક બીજા ભવમાં સિદ્ધ થાય છે યાવત્ સર્વ દુઃખોના અંતને કરે છે. બીજા કેટલાક ત્રીજા ભવમાં સિદ્ધ થાય છે યાવત્ સર્વ દુઃખોના અંતને કરે છે. વળી, તે રીતે સ્થવિરકલ્પને આચરનારા સાત કે આઠ ભવથી આગળ ભ્રમતા નથી અર્થાત્ એટલા ભવની અંદર સિદ્ધ થાય છે યાવત્ સર્વદુઃખોના અંતને કરે છે.

૨૯૧ તે કાલે તે સમયે રાજગૃહ નગરમાં ગુણશિલક ચૈત્યમાં ઘણા શ્રમણોની, ઘણી શ્રમણીઓની, ઘણા શ્રાવકોની, ઘણી શ્રાવિકાઓની; ઘણા દેવોની અને ઘણી દેવીઓની વચ્ચોવચ્ચ જ બેઠેલા શ્રમણ ભગવાન મહાવીર એ પ્રમાણે કહે છે, એ પ્રમાણે ભાખે છે, એ પ્રમાણે જણાવે છે, એ પ્રમાણે પ્રરૂપણા કરે છે અને પજ્જોસવણાકપ્પ—પર્યુપશમનાનો આચાર—ક્ષમાપ્રધાન આચાર—નામના અધ્યયનને અર્થ સાથે, હેતુ સાથે, કારણ સાથે, સૂત્ર સાથે, અર્થ સાથે, સૂત્ર તથા અર્થ બન્ને સાથે અને સ્પષ્ટીકરણ—વિવેચન—સાથે વારંવાર દેખાડે છે—સમજાવે છે. એમ હું કહું છું.

પજ્જોસવણાકપ્પ (નો અનુવાદ) સમાપ્ત થયો. આઠમું અધ્યયન સમાપ્ત થયું.

## અનુવાદમાં વપરાયેલા પારિભાષિક શબ્દોનો

# કોશ

**અટ્ઠમભક્ત**–એક સાથે આઠ ટંક સુધી કોઈ પણ જાતના આહારનો એટલે ભોજનનો અને પાણીનો ત્યાગ અથવા માત્ર ભોજનનો ત્યાગ.

**અનગારીપણાની**–મુનિપણાની. અનગારી એટલે મુનિ.

**અનુત્તરૌપપાતિક**–અનુત્તર વિમાનમાં જનમ પામનારો દેવ.

**અભિગ્રહ**–નિયમ–નિશ્ચય.

**અવગ્રહ**–એક સ્થાને ચોમાસું રહ્યા પછી આજુબાજુ જવા આવવાની મર્યાદિત જગ્યાનો નિશ્ચય કરવો.

**અવધિજ્ઞાન–અવધિજ્ઞાની**–પરોક્ષ–ઇંદ્રિયો સામે ન હોય–એવા માત્ર રૂપી પદાર્થોનું જ્ઞાન, આવું જ્ઞાન જેને હોય તે અવધિજ્ઞાની.

**અવસર્પિણી**–જમીન, વૃક્ષ વગેરેનો અને મનુષ્યના પુરુષાર્થ વગેરે ગુણોનો રસકસ ઓછો થતો જાય એવો સમય–કળિયુગ.

**અવસ્વાપિની**–જે વિદ્યા વડે માણસ વગેરેને ગાઢ ઉંઘમાં રાખી શકાય.

**અશન**–ભોજન.

**અષ્ટાંગમહાનિમિત્તનાં**–૧ અંગના ફરકવાથી થતા લાભાલાભનું જ્ઞાન, ૨ સ્વપ્નથી થતા લાભાલાભનું જ્ઞાન, ૩ કાગડો, ઘુવડ અને ભેરવ વગેરેના સ્વરથી થતા લાભાલાભનું જ્ઞાન, ૪ થનારા ધરતીકંપ વગેરેનું જ્ઞાન, ૫ શરીરની ઉપરના તલ, મસા વગેરેના લાભાલાભનું જ્ઞાન, ૬ હાથપગની રેખાઓથી થતા લાભાલાભનું જ્ઞાન–સામુદ્રિક, ૭ ઉલ્કાપાત વગેરેના અકસ્માતોથી થતા લાભાલાભનું જ્ઞાન અને ૮ ગ્રહોના ઉદય, અસ્ત વગેરેથી થતા લાભાલાભનું જ્ઞાન. આ આઠ પ્રકારની નિમિત્ત વિદ્યાઓનું જ્ઞાન જેમાં હોય છે તે શાસ્ત્રો.

**આઠ કર્મશત્રુઓ / ઘાતી કર્મ**–૧ જ્ઞાનાવરણ–જેના વડે જ્ઞાન–વિશેષ બોધ–અવરાય. ૨ દર્શનાવરણ–જેના વડે દર્શન–સામાન્ય બોધ–અવરાય. ૩ મોહનીય–જેથી આત્મસ્વરૂપનુ ભાન થતું અટકે–આત્મા મોહ પામે. ૪ અંતરાય–જેથી પ્રાપ્ત થયેલુ પૌરુષ–પુરુષાર્થ ફોરવવામાં કે લાભ, દાન, ભોગ વગેરેમાં વિઘ્ન આવે. ૫ વેદનીય–જેથી સુખ કે દુઃખ અનુભવાય. ૬ આયુષ્ય–જેના વડે મનુષ્ય વગેરે ભવનું ધારણ થાય. ૭ નામ કર્મ–જેના વડે વિશેષ

પ્રકારની ગતિ, જાતિ વગેરેની પ્રાપ્તિ થાય. ૮ ગોત્ર–જેથી ઉચ્ચપણું કે નીચપણું પમાય. આ આઠ કર્મશત્રુઓ છે. આમાંનાં પ્રથમનાં ચાર આત્માના મૂળ સ્વરૂપનો જ ઘાત કરનારાં છે. માટે તેને 'ઘાતીકર્મ'ના નામે પણ ઓળખાવેલાં છે. બાકીનાં ચાર 'અઘાતીકર્મ' કહેવાય છે.

**આદાન ભાંડ માત્ર નિક્ષેપણા સમિતિ**–પોતાનાં ઉપકરણોને લેતાં અને મૂકતાં કે વાપરતાં એ જાતની સાવધાની રાખવી જેથી આજુબાજુના કોઈ પણ ચેતનને દુઃખ કે આઘાત ન થાય, પોતાનો સંયમ બરાબર સચવાય અને ઉપકરણો પણ બરાબર સચવાય.

**આભોગિક**–જે અવધિજ્ઞાન ઉત્પન્ન થયા પછી કેવળજ્ઞાન થતાં સુધી ચાલ્યું જાય નહીં તે. આને માટે 'અધોઽવધિક' શબ્દ પણ વપરાય છે.

**આયામ**–ઓસામણ–ભાત વગેરેનું ઓસામણ.

**આયુષ્યકર્મ**–(જુઓ 'આઠ કર્મ શત્રુઓ').

**આરા**–જેમ ગાડીનાં ચક્ર–પૈડાંને આરા લગાડેલા હોય છે તેમ કાળચક્રને પણ આરા હોય છે, આવા આરા છ હોય છે: ૧ સુષમસુષમા, ૨ સુષમા, ૩ સુષમદુષમા, ૪ દુષમસુષમા, ૫ દુષમા અને ૬ દુષમદુષમા. જે સમયે જમીન, વૃક્ષ વગેરેનો અને માનવોના ન્યાય, પુરુષાર્થ, ધૈર્ય, ક્ષમા વગેરે ગુણોનો રસકસ વધારેમાં વધારે હોય તે સુષમસુષમા–સુખમસુખા–કાળ. જે સમયે સુષમસુષમા કાળ કરતાં થોડી ઊણપ આવેલી હોય તે સુખમાકાળ. જે સમયે સુખમાકાળ કરતાં વધારે ઊણપ આવેલી હોય અને સુખનું પ્રધાનપણું હોવા સાથે દુઃખ પણ દેખાતું હોય તે સુષમદુષમાકાળ. જે સમયે દુઃખનું પ્રધાનપણું હોવા સાથે સુખ પણ દેખાતું હોય અને જમીન, વૃક્ષોના ગુણોનો તથા માનવોના પૂર્વોક્ત માનવોચિત ગુણોનો હ્રાસ વધુ પ્રમાણમાં જણાતો હોય તે દુષમસુષમાકાળ. જે સમયે જમીન તથા વૃક્ષોના ગુણોનો તથા પૂર્વોક્ત માનવોના ગુણોનો હ્રાસ સવિશેષ પ્રમાણમાં જણાય અને દુઃખનું જ પ્રધાનપણું દેખાય તે દુષમાકાળ. અને જે સમયે કેવળ દુઃખ જ દુઃખ જણાય અને બીજા કોઈ રસકસ કે ગુણોનો વધારેમાં વધારે પ્રમાણમાં હ્રાસ થયેલો હોય તે દુષમદુષમા કાળ. આગળના ત્રણ આરાનું નામ 'ઉત્સર્પિણી' કહેવાય છે અને પાછળના ત્રણ આરાનું નામ 'અવસર્પિણી' કહેવાય છે.

**આર્તધ્યાન**–મનને, ઇંદ્રિયોને, દેહને કે પરિસ્થિતિને અપ્રિય કે પ્રતિકૂળ સંયોગો આવતાં મનમાં જે ક્લેશ થાય, વિકલ્પો કે કુવિકલ્પો આવે અને તેમને દૂર કરવા માટે મનમાં જે ચિંતા થાય તે આર્તધ્યાન. આર્ત

એટલે પીડામાંથી પેદા થયેલું, ધ્યાન એટલે વિચાર.

**આસ્વાદન**–માત્ર ચાખી જોવું–એક કણીને પણ ચાખી જોવી.

**ઈર્યાસમિતિ**–ઇર્યા એટલે ચાલવું. સમિતિ એટલે સાવધાની. અર્થાત્ ચાલવામાં કે એવી બીજી કોઈ ગતિવાળી પ્રવૃત્તિ કરતાં એવી જાતની સાવધાની રાખવી જોઈએ કે જેથી કોઈ પણ આજુબાજુના ચેતન પ્રાણીને પીડા ન પહોંચે, સંયમની મર્યાદાનો ભંગ ન થાય અને પોતાની પ્રવૃત્તિ પણ બરાબર સધાય.

**ઉપપાત**–નરકનાં પ્રાણીઓનો નારકીમાં જનમ અને દેવગતિના પ્રાણીઓનો દેવગતિમાં જનમ.

**ઉષ્ણવિકટ**–ઉફાળો આવી જાય એ રીતે ગરમ કરેલું પાણી–જેમાં દાણા વગેરેની એક પણ કણી ન હોય.

**ઉત્સર્પિણી**–(જુઓ 'આરા').

**ઉત્સ્વેદિમ**–પીસેલા અનાજવાળું પાણી અથવા કોઈપણ પીસેલા અનાજવાળા હાથ વગેરે જે પાણીમાં બોળેલા હોય કે ધોયેલા હોય તે પાણી.

**ઋજુમતિ**–જે જ્ઞાનવડે મનવાળાં પ્રાણીઓના મનના ભાવો જાણી શકાય તેવું ઋજુમતિ મનઃપર્યાયજ્ઞાન. આ જ્ઞાન થયા પછી ચાલ્યુ પણ જાય છે અને આમાં જોઈએ તેવી વિશુદ્ધિ નથી હોતી.

**એષણાસમિતિ**–એષણા–તપાસ કરવી. સમિતિ એટલે સાવધાની અર્થાત્ ખાવાપીવાની કે પહેરવા ઓઢવાની વા પોતાની પ્રવૃત્તિમાં ઉપયોગમાં આવે તેવી તમામ વસ્તુઓ વિશે તપાસ કરવી એટલે એવી વસ્તુઓ બનતાં કેવા કેવા પ્રકારની હિંસા, અનીતિ, જૂઠ વગેરે દૂષિત પ્રવૃત્તિઓ થાય છે વા એવી વસ્તુઓ મેળવવામાં કયા કયા ચેતન પ્રાણીઓને ભારે આઘાત થાય છે, આવી તપાસ કર્યા પછી જે વસ્તુઓની બનાવટ પાછળ ઓછામા ઓછાં કે મુદ્દલ હિંસા વગેરે થતાં ન જણાય વા જે વસ્તુઓ મેળવતાં ઓછામાં ઓછાં હિંસા વગેરે થતાં જણાય તે વસ્તુઓનો ઉપયોગ કરવો.

**કાઉસગ્ગ**–ઊભા ઊભા ધ્યાન કરવાનુ એક પ્રકારનુ આસન.

**કાયગુપ્તિ**–શરીરને સ્થિર રાખવું–તેના અવયવોને હલાવ્યા ન કરવા તથા પાસે રહેલા કોઈપણ ચેતન પ્રાણીને લેશ પણ પીડા ન પહોંચે એ રીતે શરીરને રાખવું કે તેના બીજા હાથ પગ વગેરે અવયવોને રાખવા અને સંયમને જરાપણ બાધા ન થાય એવું શરીરનું આસન ગોઠવવું.

**કુલકર**–કુલોને કરનારા–જે વખતે માનવ પ્રજામાં કુલોની–જત્થામાં રહેવાની પ્રથા ન હતી તે વખતે શરૂશરૂમાં જેઓએ કુલોમાં રહેવાની પ્રથા પાડી તેઓ કુલકર.

**કેતુ**–આ શબ્દનો વૈદિક પરિભાષામાં 'યજ્ઞ' અર્થ છે પણ જૈન પરિભાષામાં

શ્રાવકને કરવાની અમુક પ્રકારની 'તપશ્ચર્યા' અર્થ છે.

**કેવલવરજ્ઞાન**–જે જ્ઞાન સમસ્ત બ્રહ્માંડના જડ અને ચેતન તમામ ભાવોને જાણે, એ તમામ ભાવોના પરિણામોને પણ જાણે, ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ બધું જે વડે જણાય તેવું જ્ઞાન 'કેવલવરજ્ઞાન' જૈન પરિભાષામાં છે.

**ક્ષુલ્લક**–નાની ઉમરનો સાધુ.

**ક્ષુલ્લિકા**–નાની ઉમરની સાધ્વી.

**ખાદિમ**–ફળ વગેરે ખાદ્ય

**ગણધર**–તીર્થંકરના મુખ્ય શિષ્ય વગેરે

**ગણનાયકો**–ગણતંત્ર એટલે પ્રજાસત્તાક રાજ્યના નેતાઓ–પ્રધાન પુરુષો

**ગણાવચ્છેદક**–ગચ્છના વિકાસ માટે સાધુઓની મંડળીને બહાર લઈ જનારો અને તેને સંયમની દૃષ્ટિએ બરાબર સંભાળનારો મુનિ.

**ગણી**–જેમની પાસે આચાર્યો શાસ્ત્રોનો અભ્યાસ કરે અથવા ગણ–મુનિગણ–ના વ્યવસ્થાપક આચાર્ય

**ગોત્રકર્મ**–(જુઓ 'આઠ કર્મશત્રુઓ')

**ગોદોહાસન**–ગાયને દોહતી વખતે ગોવાળ જેવું આસન કરીને બેસે તે આસન.

**ગંધહસ્તી**–જેની ગંધથી બીજા સાધારણ હાથીઓ ભય પામે તેવો ઉત્તમ પ્રકારનો હાથી

**ચઉદસમ ભક્ત**-એક સાથે ચૌદ ટંક સુધી કોઈપણ જાતના આહારનો અને પાણીનો ત્યાગ અથવા એકલા આહારનો ત્યાગ.

**ચતુર્થભક્ત**–એક સાથે ચાર ટંક સુધી કોઈપણ જાતના આહારનો અને પાણીનો ત્યાગ અથવા એકલા આહારનો ત્યાગ

**ચવીને–ચ્યવન**–દેવ અને નારકના મરણને જૈન પરિભાષામાં 'ચ્યવન' કહેવાય છે અર્થાત્ 'ચવવું' એટલે દેવ કે નારકનું મરણ.

**ચાઉલોદક**–ચાવલનું પાણી અર્થાત્ જેમાં ચોખા ધોયા હોય તે ધોણ.

**ચૌદપૂર્વી**–જૈન પરંપરાનાં મૂળ–અંગ–શાસ્ત્રો બાર છે. તેમાં બારમાં શાસ્ત્રનો 'દૃષ્ટિવાદ' નામનો એક ભેદ છે. તેમાં આ ચૌદ પૂર્વો આવે છે. પૂર્વો એટલે પૂર્વનાં–પહેલાનાં–ગ્રંથો. જેને એ ચૌદપૂર્વનું સંપૂર્ણ જ્ઞાન હોય તે ચૌદપૂર્વી.

**છએ અંગોના**–વેદનાં છ અંગો છે. ૧ શિક્ષા–ઉચ્ચારણનું શાસ્ત્ર ૨ કલ્પ–કર્મકાંડનું કે આચારવ્યવહારનું શાસ્ત્ર ૩ વ્યાકરણ ૪ જ્યોતિષશાસ્ત્ર ૫ છંદશાસ્ત્ર ૬ નિરુક્ત એટલે વ્યુત્પત્તિનું શાસ્ત્ર.

**ચિકિત્સા**–રોગનો ઉપચાર કરવો–ઓસડવેસડ કરવાં.

**છટ્ઠભક્ત**–એક સાથે છ ટંક સુધી કોઈપણ જાતના આહારનો અને પાણીનો ત્યાગ અથવા એકલા આહારનો ત્યાગ.

**જ્ઞાન**–જ્ઞાન એટલે કોઇપણ વસ્તુ અંગેનો વિશેષ પ્રકારનો બોધ.

**જવોદક**–જવનું પાણી અર્થાત્ જેમાં જવ ધોયા હોય તે ધોણ.

**જાતિસ્મરણ જ્ઞાન**–પોતાના આગલા જનમનું સ્મરણ થવું અર્થાત્ તે જનમ કે જનમોનું જ્ઞાન.

**જ્યોતિષિક**–સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા વગેરે. જૈન પરિભાષામાં એ બધા 'દેવો' કહેવાય છે.

**તિલોદક**–તલનું પાણી–જેમાં ચોકખા તલ ધોયા હોય તે ધોણ.

**તીર્થંકર**–તીર્થનો કરનાર–ધર્મચક્રને પ્રવર્તાવનાર–જુની પરંપરાઓમાં પેસી ગયેલા દોષોને નિવારવા માટે ધર્મચક્રને ચલાવનાર.

**તુષોદક**–ફોફાંનું પાણી–જેમાં ફોફાંવાળી શાળ કે ઠુંસાવાળો બાજરો વગેરે ધોયાં હોય તે ધોણ.

**દર્શન**–કોઇપણ વસ્તુને અંગેનું તદ્દન સામાન્ય જ્ઞાન એટલે શબ્દમાં ન કહી શકાય તેવો બોધ.

**દંડનાયક**–પ્રજામાં વ્યવસ્થા જાળવવા માટે દંડના નિયમોને પ્રવર્તાવનારા વા દંડને ફરમાવનારા.

**દત્તિ**–કણ જેટલા પણ આહારને કે ટીપા જેટલા પણ પાણીને એક વાર દેવું તે.

**દ્વાદશાંગી**–જૈન પરંપરાનાં મૂળ બાર અંગ શાસ્ત્રો–આચારાંગ વગેરે બાર ગ્રંથો.

**નગરગુપ્તિકો**–નગરને સાચવનારા કોટવાળો વગેરે.

**નામકર્મ**
**નામગોત્ર** } (જુઓ 'આઠ કર્મ શત્રુઓ')

**પડિલેહણા**–વાપરવાનાં ઉપકરણો–કપડાં પાત્ર વગેરેને વારંવાર જોવાં–તપાસવાં.

**પર્યાપ્તિ**–શરીર, ઇંદ્રિયો વગેરેની પૂરેપૂરી રચના.

**પલ્યોપમ**–વિશેષ પ્રકારનું સમયનું માપ –જ્યારે જણાવવાની સંખ્યા આંકડાથી જણાવી શકાય તેમ ન હોય ત્યારે તેને ઉપમા દ્વારા જણાવવી પડે છે. પલ્ય–પાલો. ઉપમ–ઉપમા.

પાલામાં જેટલું માય તે બધું ખાલી કરતાં જેટલો વખત લાગે તેટલો વખત. અહીં 'પાલો' તે સંકેતિત શબ્દ છે. ચાર ગાઉ ઊંડો, ચાર ગાઉ પહોળો અને ચાર ગાઉ લાંબો ખાડો હોય તેને અહીં 'પાલો' સમજવાનો છે. તેમાં નવા જનમેલા બાળકના બારીકમાં બારીક વાળ ભરવા અને તે એવી રીતે ભરવા કે તેમાં જરાય ખાડો કે ખાલી પોલાણ ન રહે અને એ ખાડા ઉપર મોટી સેના જેમ સડક ઉપર ચાલે છે તેમ ચાલી શકે. પછી એ ખાડામાંથી એકએક વાળ રોજ કાઢવો. એ રીતે કરતાં જેટલા વખતમાં તે ખાડો ખાલી થાય તેટલો વખત એ 'પલ્યોપમ.'

**પાદપોપગત**–અનશન લઇને મરણ આવતાં સુધી ગભરાયા વિના પાદપ–ઝાડ–ની પેઠે સ્થિર રહેવું.

**પાન**–પીવાનું–સાદું પીણું કે મધુર પીણું.

**પારિષ્ઠાપનિકાસમિતિ**–પારિષ્ઠાપનિકા એટલે પરઠવવું–નાખી દેવું–ફેંકી દેવું. સમિતિ–સાવધાની. અર્થાત્ નકામી ચીજોને નાખી દેવામાં સાવધાની. નકામી વસ્તુઓ કે મેલાં પાણી કે પોતાનાં મળો–લીંટ, વાળ, નખ, પેશાબ, થૂંક, બડખો, વમન-ઉલટી અને ગુ–ઝાડે જતાં જે મળ નીકળે તે મળ વગેરે. મનુષ્યે કે સાધુસાધ્વીએ એ બધા મળોને એવી જગ્યાએ એવી રીતે સાવધાનીથી નાખી દેવા કે જ્યાં કોઈપણ પ્રાણીને પીડા ન થાય, રસ્તે ચાલનારાં મનુષ્ય વગેરેને ગંદકી ન નડે, રસ્તા ઉપર રમતાં બાળકો વગેરેને દુર્ગંધ ન આવે. તે મળોને કોઈ જોઈ ન શકે એમ નાખવા. જ્યાં માણસો વગેરેની અવરજવર હોય ત્યાં ન નાખવા પણ અવરજવર વગરની એકાંત નિર્જીવ જગ્યામાં નાખવાં અને તેની ઉપર ધૂળ માટી કે રાખ વગેરે એવી રીતે નાખવાં જેથી એ મળોને લીધે કોઈને પણ તકલીફ ન થાય.

**પુરુષાદાનીય**–જેમનાં વાક્યોને મનુષ્યો સાંભળતાં જ સ્વીકારી લે. પુરુષ–માણુસો. આદાનીય–સ્વીકારવા યોગ્ય.

**પૌરુષી**–જે વખતે આપણો પડછાયો પુરુષપ્રમાણુ હોય તે વખત. પ્રાચીન સમયમાં આવી છાયા દ્વારા વખતનુ માપ નક્કી થતું.

**પ્રતિમા**–શ્રાવકોએ અને સાધુઓએ પોતાનાં વ્રતો પૂરેપૂરાં પાળી લાયકાત પ્રાપ્ત કરીને આચરવાની વિશેષ પ્રકારની તપશ્ચર્યા.

**પ્રવર્ત્તક**–સંયમની શુદ્ધિ માટે અને અભ્યાસ વગેરે માટે પ્રેરણા કરનાર.

**પ્રાયશ્ચિત્ત**–દોષોનું શોધન–સ્નાન કર્યા પછી શરીરને કે બીજી કોઈ પ્રવૃત્તિને વિઘ્ન ન નડે તે માટે શરીર ઉપર કે માથે વિભૂતિ વગેરે નાખવું, ટીલાં ટપકાં કરવાં કે કાળા દોરા, ધરો વગેરેને રાખવાની રીત.

**ફલવિપાક**–ચિત્તમાં જે સારા કે નરસા પ્રબળ સંસ્કારો પડ્યા હોય તે પૂરેપૂરા પાકતાં તેનાં જે સારાં કે નરસાં પરિણામો આવે તે–આવાં પરિણામ માનસિક શારીરિક વગેરે વિવિધ પ્રકારનાં હોય છે.

**બલિકર્મ**–ગૃહદેવનું પૂજન.

**ભક્ત પ્રત્યાખ્યાન**–ભોજન અને પાણીનો અથવા એકલા ભોજનનો ત્યાગ.

**ભવનપતિ**–વિશેષ પ્રકારના દેવ–જેઓ મનુષ્ય લોકની નીચેના ભવનોમાં રહે છે.

**ભાષાસમિતિ**–ભાષા–બોલવું, સમિતિ–સાવધાની. બોલવામાં સાવધાની એટલે એવાં વચન બોલવાં કે જેથી કોઈને પણ જરાપણ પીડા કે અપ્રીતિ ન થાય અને બોલવામાં આવતાં વચન સત્ય, પરિમિત, પ્રયોજન પૂરતાં અને હિતકર હોવાં જોઈએ.

**મડંબ**–જેની આસપાસ ચારે બાજુ બબે ગાઉ પછી જ ગામ આવે એવાં સ્થળ.

**મનોગુપ્તિ**–મનનો પૂર્ણ સંયમ–મન ઉપર સંપૂર્ણ અંકુશ–મનોનિગ્રહ.

**મારણાંતિક સંલેખના**–મરણ આવતાં સુધી અનશન સ્વીકારીને શરીર, ઇંદ્રિયો અને કષાયોને પાતળા કરવા.

**મુણ્ડ**–માથેથી વાળ કાઢી નાખેલા હોય તેવો.

**મુષ્ટિલોચ**–મુઠીએ મુઠીએ માથાના વાળને ખેંચી કાઢવા–લોચ કરવો.

**વિગય–રસવિકૃતિઓ**–વિકાર પેદા કરનારી–રસ ભરેલી વિકૃતિજનક ખાવાપીવાની વસ્તુઓ–દૂધ, દહીં, માખણ, ઘી, તેલ, ગોળ, મધ, મદ્ય અને માંસ. આ નવ વસ્તુઓ રસવિકૃતિ છે. આનું જ બીજું નામ 'વિગય' છે.

**લક્ષણવાળો**–બત્રીશ લક્ષણવાળો.

**લોકાંતિક**–વિશેષ પ્રકારના દેવો–જેઓ બ્રહ્મલોકમાં વસે છે.

**વચનગુપ્તિ**–બોલવાની પ્રવૃત્તિ ઉપર અંકુશ–ભાષાનિગ્રહ–મૌન જેવી પ્રવૃત્તિ.

**વાદીઓની**–વાદવિવાદ કરવામાં નિપુણોની.

**વાનવ્યંતર**–એક પ્રકારના દેવો. જેઓ ભૂતપિશાચને નામે ઓળખાય છે.

**વિકટ**–નિર્દોષ આહારપાણી.

**વિકટગૃહ**–ગામનો ચોરો–જ્યાં ભેગા થઈને ગામલોકો બેસે તે સ્થળ.

**વિકૃષ્ટ ભક્ત**–અટ્ઠમનાં તપ કરતાં વધારે તપ કરનારો.

**વિગય**–રસવિકૃતિઓ.

**વિપુલમતિજ્ઞાનવાળા**–મનના ભાવોને જાણી શકનારું જ્ઞાન. આ જ્ઞાન વિશેષ શુદ્ધ હોય છે અને ઉત્પન્ન થયા પછી કેવળજ્ઞાન થતાં સુધી નાશ નથી પામતું (જુઓ 'ઋજુમતિ'.)

**વિચારભૂમિ**–શૌચ વગેરે માટે જવાની પ્રવૃત્તિ.

**વિહારભૂમિ**–ચૈત્ય વગેરે તરફ જવાની પ્રવૃત્તિ.

**વૃષ્ટિકાય**–વરસાદનું કે વરસાદના ફોરાંનું પાણી.

**વેદનીયકર્મ**–(જુઓ 'આઠ કર્મશત્રુઓ').

**વૈમાનિક**–વિમાનમાં વસનારા–એક પ્રકારના દેવો.

**વૈક્રિયલબ્ધિવાળા**–શરીરનાં વિવિધ રૂપો કરી શકવાની શક્તિવાળા.

**વૈક્રિયસમુદ્‌ઘાત**–શરીરનાં વિવિધરૂપો કરવા માટે કે શરીરના પરમાણુઓને બદલવા માટે કરવામાં આવતી એક પ્રકારની ક્રિયા.

**વ્યંજનવાળો**–શરીર ઉપરના તલ મસા વગેરે વાળો.

**શુદ્ધવિકટ**–ઉકાળો આવતાં સુધી ગરમ થએલુ પાણી (જુઓ 'ઉષ્ણ વિકટ')

**ષષ્ટિતંત્ર**–સાંખ્ય તત્ત્વજ્ઞાનનો ગ્રંથ–જેમાં ષષ્ટિ–સાઠ–તત્ત્વોનું નિરૂપણ કરેલુ છે.

**સાગરોપમ**–અસંખ્ય પલ્યોપમ જેટલો કાળ ( જુઓ 'પલ્યોપમ').

**સંસ્વેદિમ**–પાંદડાં વગેરેને ખુબ ઉકાળીને તે ગરમાગમ પાંદડાં ઉપર છાંટવામાં આવતું ઠંડુ પાણી.

**સ્વપ્ન લક્ષણ પાઠક**–સ્વપ્નશાસ્ત્રના પંડિતો-જેઓ સ્વપ્નના ફળો કહી શકે છે.

**હરિણેગમેસી**–વિશેષ પ્રકારના દેવનુ નામ. સંતાન પ્રાપ્તિ માટે આ દેવની આરાધના કરવાની પદ્ધતિ ઠેઠ વેદકાળમાં પણ હતી. વેદપરંપરામાં આનું નામ 'નેગમેષી' કે 'નૈગમ' સંભળાય છે.

**સ્થવિર**–પાકટ ઉમરનો વિશેષ અનુભવી મુનિ.

**સ્વાદિમ**–સ્વાદવાળાં ખાદ્ય અથવા મુખવાસ.

**સૌવીર**–કાંજી.

**સંખંડિ**–વિશેષ આરંભ સમારંભ દ્વારા જ્યાં પકવાન્ન–મીઠાઇ દૂધપાક વગેરે રંધાતું હોય તે સ્થાન–જ્યાં જમણવાર થતો હોય તે સ્થાન.

**સંધિપાળ**–રાજ્યો વચ્ચે સંધિ કરાવનારા રાજદૂતો.